# ભૂમિકા

## ભાવપોષકમ્ ગ્રન્થની ભૂમિકા

શ્રી હરિરાયજીની સાહિત્ય-સેવા મહાન છે. શ્રીમહાપ્રભુજીએ અને શ્રીગુસાંઈજીએ જે સાહિત્ય રચ્યું છે તેના ગૂઢ રહસ્યોને ઉકેલીને એના પર પ્રકાશ પાડનાર મહાન આચાર્ય શ્રી હરિરાયજી હતા. શ્રી હરિરાયજીએ સંપ્રદાયની ભાવનાને સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેઓના ગ્રન્થો ધર્મભાવના તરફ ઢળે છે. શ્રી હરિરાયજીએ સંપ્રદાયના સાહિત્યને ભાવનાની દષ્ટિએ વિચારી પ્રગટ કર્યા છે. સંપ્રદાયના સાહિત્યને તપાસવા બે દષ્ટિની જરૂર પડે છે. એક બુદ્ધિની દષ્ટિ અને બીજી હૃદયની દષ્ટિ. આ બે દષ્ટિ જેનામાં હોય તે જ સંપ્રદાયના સાહિત્યને સમજી શકે. શ્રી હરિરાયજીએ સંપ્રદાયના રહસ્યોને સમજાવવા પ્રધાનતા હૃદયને આપી છે. તેમના સર્વગ્રન્થો આ કારણે ભાવ પ્રધાન રહ્યા છે.

આપશ્રી સ્પષ્ટ આજ્ઞા કરે છે જીવનમાં બળ હોય, બુદ્ધિ હોય, જ્ઞાન હોય, પણ જો જીવનમાં ભકિતનો ભાવ ન હોય તો જીવનમાં બળ, બુદ્ધિ અને જ્ઞાન પ્રાણ વિનાના દેહ જેવાં છે. આપશ્રી સ્નેહ, પ્રેમને જ ભાવ કહે છે. જેમ ઘી વિનાનું ભોજન લૂખું છે તેમ ભાવ વિનાના બળ, બુદ્ધિ અને જ્ઞાન પણ મરુભૂમિ જેવાં જ સમજવાં.

આપશ્રી માને છે કે પુષ્ટિમાર્ગનું સ્વરૂપ બીજા બધા ધર્મમાર્ગો કરતાં તદ્દન જુદું છે. ભલભલા વિદ્વાનો પણ તેને યર્થાથરૂપે સમજવામાં ભૂલા પડી જાય છે. આ માર્ગ બુદ્ધિથી ગ્રહણ કરી શકાય તેમ નથી. આ તો આખો ભાવાત્મક માર્ગ છે. તેથી પ્રભુની કૃપા હોય તો જ માર્ગનું સ્વરૂપ સમજી શકાય તેમ છે. પુષ્ટિમાર્ગ કેવળ ભગવાનના અનુગ્રહનો માર્ગ છે. તેમાં જીવના કોઈ સાધનનું બળ કામ લાગતું નથી. સાધન રહિત જીવ થાય તો જ એ ફળ મેળવી શકે. જીવ સાધન રહિત બને અને પ્રભુ માટે ભાવ કેળવે તો જ તેને પુષ્ટિમાર્ગનું ફળ મળે. આ માર્ગમાં ભગવાન જ ફળ છે. એ જેવા ભાવાત્મક રસરૂપ છે તેવું આ માર્ગમાં સાધન પણ ભાવાત્મક છે. એટલે પુષ્ટિમાર્ગમાં સાધન અને ફળમાં ભેદ નથી.

આ માર્ગમાં ભગવાન ભકતોનો અંગીકાર કરે છે. તે વૈષ્ણવની

યોગ્યતાથી નહિ, પણ પ્રભુના વરણથી તેનો અંગીકાર થાય છે. ટૂંકમાં જયાં ભાવમાત્રનું પોષણ થાય તે પુષ્ટિમાર્ગ છે. શ્રીહરિરાયજીએ ભાવના પોષણ માટે "ભાવ પોષકમ્ ગ્રંથ" પ્રગટ કર્યો છે. તેમાં ભાવપોષણનાં છેતાલીસ સાધન બતાવ્યાં છે.

જીવે હમેશાં પ્રભુના સાનિધ્યમાં રહેવું, પ્રભુની કૃપા મેળવવા પ્રયત્ન કરવો, પ્રસાદી ભોજન લેવું, ભાવપૂર્વક શ્રી ઠાકોરજીની સેવા કરવી, પ્રભુકૃતિને આધીન થઇ રહેવું, પ્રભુની-વાણીમાં વિશ્વાસ રાખવો, તેમનાં ભાવનું ભાવન કરવું, અવ્યાવૃત્ત રહેવું, ભગવદ્ આવેશી વૈષ્ણવનો ઉપદેશ ગ્રહણ કરવો, લોકવેદ તરફ અનાદર વૃત્તિ રાખવી, ધર્મી પ્રભુમાં ચિત્તવૃતિ એકાગ્ર કરવી. ભગવદ્ લીલાઓનું મનન કરવું, આત્મનિવેદનનું અનુસઃધાન રાખવું, તાદશીજનનો સંગ કરવો, પૃષ્ટિમાર્ગના ફળની દુર્લભતા વિચારવી, પ્રભુ વિના અન્યત્ર તુચ્છતાનો ભાવ રાખવો, પ્રભુદર્શનની આર્તિ રાખવી, પ્રભુ માટેનો તાપ કરવો, પ્રભુના વિપ્રયોગની ભાવન કરવી, ગુહાદિમાં વૈરાગ્ય રાખવો, શ્રી કૃષ્ણ - મિલનના અભાવની આર્તિ રાખવી, પ્રભુ મિલન માટે લૌકિક ભોગોનો પરિત્યાગ કરવો, સંસાર તરફ ઉદાસીન રહેવું, ભગવત્સેવાનો જ સતત વિચાર કરવો, સર્વ વસ્તુ પ્રભુને આધીન છે એમ વિચારવું, પ્રભુની બાળલીલા, કુમારલીલા, પૌગંડલીલા અને કિશોરલીલાઓનું વારંવાર અનુસંધાન રાખવું, શું કરવાની દોષ નિવૃત્ત થાય તે વિચારવું, શ્રી સ્વામિનાજીની પ્રસન્નતા પ્રાપ્ત કરવા વિચારવું, દાસપણાની ભાવના રાખવી, દીન બનવું, શ્રી મહાપ્રભુજીના ચરણકમલનો દઢ આશ્રય કરવો, પ્રભુપરાયણતાની બુદ્ધિ કેળવણી, પ્રભુ પર દઢ વિશ્વાસ રાખવો, હંમેશાં પ્રભુનાં ગુણગાન કરવા, ભગવદીય જનોની ટહેલ કરવી, અવૈષ્ણવોનો સંગ ન કરવો, ભગવદીયો તરફ બહુમાનની ભાવના રાખવી, વગેરે સાધનો કેળવવાથી વૈષ્ણવોના ભાવની વૃદ્ધિ થશે. ભાવરૂપી નિધિ પ્રાપ્ત કર્યા પછી વૈષ્ણવને કંઇ જ કરવાનું રહેશે નહિ.

પૃષ્ટિમાર્ગમાં ભાવ જ ફલરૂપ મનાય છે. શ્રી કૃષ્ણપ્રભુમાં શ્રી સ્વામિનીજી અને ગોપીજનો માટે ખૂબ ભાવ ભરેલો હતો. તેમના ભાવોથી ભરેલાં શ્રી સ્વામિનીજી અને ગોપીજનોને છોડીને શ્યામસુંદર શ્રી ગોકુલથી મથુરા ગયા ત્યારે શ્રીસ્વામિનીજી અને ગોપીજનોને પ્રભુવિહરની જે આર્તિ થઇ, તેના

ભાવોથી તેઓના પ્રાણ ટકી રહ્યા. વ્રજાંગનાઓ સમજતી હતી કે આજે પ્રભુ આવશે, કાલે પ્રભુ આવશે. એમ રોજ રોજ વિચારવાથી તેમની આર્તિ વધે જતી હતી. જેમ જેમ તેમની આર્તિ વધતી જતી તેમ તેમ તેમનું રોમરોમ પ્રભુમય બનતું ગયું. તેમના આર્તિભાવનું પોષણ કરવા શ્રીકૃષ્ણે ઉદ્ધવજીએ વ્રજમાં મોકલ્યા.

સાધન કરતાં કરતાં ભાવ પ્રગટે. ભાવ પ્રગટ્યા પછી સાધન નિરર્થક બની જાય છે. ભગવદ્‌લીલાના ભાવથી ભરેલાં ગોપીજનો આગળ જ્ઞાની ઉદ્ધવજીનું જ્ઞાન પણ વૃથા બની ગયું. ભાવથી ભરેલાં ગોપીજનો આગળ તેમનો પરાજ્ય થયો, પણ ગોપીજનોના ભાવનું પોષણ થયું. ગોપીજનો સાથે ઉદ્ધવજીએ જેમ જેમ વધારે ચર્ચા કરી, તેમ તેમ ગોપીજનોનો પ્રભુ માટેનો ભાવ વધતો ગયો. પ્રેમની મસ્તી એવી નથી કે ઘડીમાં ચડે ને ઘડીમાં ઉતરી જાય. ભાવરૂપી પ્રેમ તો ભકતના તનમનમાં એક ધારો વહ્યા જ કરે. એવો પ્રેમભાવ એજ સાચો ભાવ છે. ગોપીજનો ઉદ્ધવજીને કહે છે, ‘ભલે શ્યામસુંદર અમને ભૂલી જાય પણ અમે એમને કદી ભૂલવાનાં નથી. અત્યારે શ્યામના વિરહની એક એક ક્ષણ અમારે માટે યુગ સમાન છે - એમનાં વિનાં અમને જરાયે ચેન પડતું નથી.’

આમ ‘શ્યામ’ શબ્દના ઉચ્ચારે ગોપીજનો દેહગેહની સુધી ભૂલી ગયાં. એમના હૃદયમાં આનંદનો ઓઘ ઉમટ્યો, આનંદરસનો પ્રવાહ વહેવા લાગ્યો. પ્રભુના વિરહતાપથી વિદગ્ધ એમની જે પ્રેમવેલી વિલાવા માંડી હતી, સુકાવા માંડી હતી તે એકદમ ખીલી ઊઠી. એમના રોમરોમમાં પ્રેમરસનો નવસંચાર થયો. એમના રોમરોમ પુલકિત થઇ ઊઠ્યાં. અંગઅંગ ઉમંગથી નાચી ઊઠયાં. નેત્રો અશ્રુધારા વહાવા લાગ્યાં. કંઠ ગદ્‌ગદ્ બની ગયો. મોઢું બંધ થઇ ગયું. મૌન બન્યાં. જડ જેવા બની ગયાં. આમ ઉદ્ધવજીની ઉપસ્થિતિમાં ગોપીજનોના ભાવનું ન ગણ્ય પોષણ થયું. પ્રેમલક્ષણાભકિતનો પુષ્ટિમાર્ગ તો ભાવપ્રધાન છે. પ્રેમ માર્ગ છે. અનુગ્રહમાર્ગ છે. પ્રભુ વૈષ્ણવને વિરહનું દાન કરી ભાવની અભિવૃદ્ધિ કરે છે. ‘રાઇ જિતની સેવાકો ફલ માનત મેરુ સમાન.’ એવો આ કૃપામાર્ગ છે. અહીં સમપર્ણની ભાવના જ મુખ્ય છે. જેટલી સમર્પણ ભાવના ઉત્કૃષ્ટ તેટલી ભાવની પરાકાષ્ઠા. આ

અનુભૂતિની વાત છે. શબ્દો તેનું વર્ણન કરવા કાચા પડે.

શ્રી હરિરાયજીએ 'ભાવ' વિષે અનેક ગ્રંથોમાં વિચારો પ્રગટ કરેલા છે. 'ભાવ' એ મુખ્ય પુષ્ટિમાર્ગીય સાધન છે. એની સિદ્ધિ માટે આ ગ્રંથમાં જે સાધનો બતાવ્યાં છે તેનું વૈષ્ણવે નિત્ય આચરણ કરવું. પુષ્ટિમાર્ગમાં 'પ્રિયાભાવો હિ પોષણમ્' પ્રભુ પ્રિયતમ છે અને ભકત પ્રિયા છે એ ભાવ જ વૈષ્ણવે કેળવવો. પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણસેવા પ્રધાન કર્તવ્ય છે. વૈષ્ણવે સતત ચિત્તથી પ્રભુની સેવામાં પરોવાયેલા રહેવું. આથી સેવા પણ ભાવાત્મક બનશે. તનુવિત્તજા સેવાની સિદ્ધિ માનસીસેવામાં છે. તે દ્વારા સર્વાત્મભાવ શકય બને છે. સર્વાત્મભાવ એટલે તમામ ઇન્દ્રિયો તથા દેહ, પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત વગેરેના સર્વનો ભગવાનમાં અનન્યભાવ. સર્વાત્મભાવમાં વૈષ્ણવને કેવળ પ્રભુંનો જ વિચાર હોય, બીજા કશાનો નહિ. હું ભગવાનનો છું એવી ભાવના પૂરેપૂરી થાય ત્યારે સર્વાત્મભાવ બને. એ સર્વાત્મભાવ જ ભકિતનું પોષણ કરે છે. પુષ્ટિમાર્ગમાં આવા ભાવના પોષણ માટે શ્રી હરિરાયજીએ આ 'ભાવપોષકમ્' ગ્રંથ લખ્યો છે. તેનાથી ભાવનું પોષણ થતાં પુષ્ટિમાર્ગીય ફલની સિદ્ધિ નક્કી છે.

શ્રી હરિરાયજીના આ ગ્રંથનું વૈષ્ણવો આદર સહિત ચિંતન કરશે. તો ફલસિદ્ધિ પ્રાપ્ત કરશે. શ્રીહરિરાયજીએ આ ગ્રંથનું સર્જન કરી વૈષ્ણવો પર મહાન ઉપકાર કર્યો છે.

શ્રી હરિરાયજીએ કરેલા એ ઉપકારનું ઋણ વૈષ્ણવ ત્યારે જ ચુકવી શકે કે જયારે વૈષ્ણવો આ ગ્રંથને વાંચી સમજવા પ્રયત્ન કરે અને તદનુસાર પોતાનું જીવન બનાવે. ચાલો ત્યારે આ ગ્રંથમાં સમાવેલા છેતાલીસે સાધનોનું આપણે હૃદયપૂર્વક આચરણ કરીએ, તો પ્રભુ માટે વૈષ્ણવના હૃદયમાં ભાવ પ્રગટ થતાં ધીમે ધીમે તેને પુષ્ટિમાર્ગનું ફળ જે ભજનાનંદ છે, તેની અનુભૂતિ થશે.

# શિક્ષાસાગર શ્રીહરિરાયજી

ખિમનોરમાં સદાય બિરાજી શ્રીનાથજીના સુખનો સતત વિચાર કરનાર શિક્ષાસાગર શ્રીહરિરાયજીને આપણા માર્ગમાં એવો તે કોણ હશે જે નહિ જાણતો હોય ? શ્રી હરિરાયજી શ્રીગુંસાઇજીના બીજા લાલ શ્રીગોવિંદરાયજી તેમના લાલ શ્રી કલ્યાણરાયજી તેમના સુપુત્ર આપ હતા. આપશ્રી એક મહાન વિભૂતિ હતા.

શ્રીકલ્યાણરાયજીના બાળપણનો એક પ્રસંગ છે. શ્રી આચાર્ય શ્રી વલ્લભાચાર્યજીના નાનાભાઇ કેશવપુરીજી સંન્યાસી થયેલા. તેમનો એક મોટો મઠ હતો. તે મઠના અધિપતિ શ્રીકેશવપુરીજી. તેઓ વૃદ્ધ થતાં પોતાના મઠના ઉત્તરાધિકારીની શોધમાં શ્રીગુસાંઇજી પાસે આવ્યા હતા, તેમની એવી ઇચ્છા કે શ્રીગુસાંઇજીના સાત લાલમાંથી એકાદ લાલને પોતાના મઠનો, ઉત્તરાધિકારી બનાંવવો, પણ શ્રીગુસાંઇજીનો એકે લાલ કેશવપુરીજીના મઠનો ઉત્તરાધિકારી બનવા તૈયાર ન થયા. આ વખતે શ્રીકલ્યાણરાયજીની ઉંમર દસ વર્ષની. તેમને લાગ્યું કે તાતજીનો કોઇ લાલ મઠનો ઉત્તરાધિકારી બનવા તૈયાર નથી. એટલે કદાચ તાતજી મને મઠનો અધિપતિ બનાવવા કેશવપુરીજીને સોંપશે. આવું ન બને તે માટે કલ્યાણરાયજી હિંમત કરીને એક સવારે શ્રીગુસાંઇજીના શયનખંડમાં પહોંચી તેમની સન્મુખ રડવા લાગ્યા. શ્રીગુસાંઇજીએ તેમને ગોદમાં લઇ રડવાનું કારણ પૂછ્યું, ત્યારે શ્રીકલ્યાણરાયજી શાંત થઇ બોલ્યા,

"તાતાજી ! આપશ્રીના કાકાજી કેશવપુરીજી પોતાના મઠનો ઉત્તરાધિકારી માગવા આપની પાસે આવ્યા છે. આપશ્રી મને તો તેમને નહિ સોંપી દોને ?" શ્રીગુસાંઇજીએ શ્રી કલ્યારાયજીએ છાના રાખી કહ્યું, "બાબા તમે જરાય ચિંતા ન કરશો. હું તમને કાકાજીને નહિ સોપું."

પછી શ્રીગુંસાઇજીએ સ્વહસ્તે પોતાનું ચર્વિત તાંબુલ શ્રીકલ્યાણરાયજીના મુખમાં પધરાવ્યું એ અલૌકિક અધરસુધારૂપ ચર્વિત તાંબુલ જે શ્રીકલ્યાણરાયજીના મુખમાંથી હૃદયમાં પધાર્યું. તેનું ઘનીભૂત સ્વરૂપ શ્રીકલ્યાણરાયજીને ત્યાં શ્રીહરિરાયજી રૂપે પધાર્યું એટલે શ્રીહરિરાયજીનું પ્રાગટય શ્રીગુંસાઇજીએ શ્રીકલ્યાણરાયજીને આપેલા ચર્વિત તાંબુલરૂપ અધરસ્સુધા હોવાથી વૈષ્ણવ સંપ્રદાયોમાં સૌ કોઇ શ્રીહરિરાયજીને **'પ્રભુચરણ'** નામથી જાણે છે. શ્રીમહાપ્રભુજીની જેમ શ્રીહરિરાયજીનું હૃદય શ્રીકૃષ્ણના પ્રેમરૂપી અમૃતરસથી ભરેલું રહેતું. શ્રીભાગવતજીના સારરૂપ ગોપીજનોના ભાવથી તેમનો દેહ સૈદેવ આર્દ્ર રહેતો. તેમનાં રોમરોમમાં ભગવદ્ ભાવરૂપી

રસ ભરેલો જ રહેતો. તે ભાવ તેમનાં નયનકમળોમાં પ્રકાશતો, મુખકમલને પ્રસન્ન રાખતો અને મુખકમલને કોમલતા અર્પતો. આથી જ શ્રીમહાપ્રભુજીની માફક આપશ્રી **'શ્રીમહાપ્રભુજી'** ના નામથી આજે પણ ઓળખાય છે.

આમ શ્રીહરિરાયજીને 'શ્રીપ્રભુચરણ' અને 'શ્રીમહાપ્રભુ' બંને નામથી આજે આપણે સૌ જાણીએ છીએ.

આવા શ્રીહરિરાયજીનું પ્રાગટ્ય વિ. સં. ૧૬૪૭ ના ભાદરવા વદ ૫ મે શ્રીગોકુલમાં થયું. ઉપવિત સંસ્કાર પ્રાપ્ત કર્યા પછી આપશ્રીને શ્રીગોકુલનાથજીએ જતિપુરામાં શ્રીનાથજીના સન્મુખ બ્રહ્મસંબંધ દીક્ષા આપી. આમતો, આપશ્રીને બ્રહ્મસંબંધ આપવાનો અધિકાર શ્રીગુંસાઇજીના જયેષ્ઠલાલ શ્રીગિરિધરજીનો હતો, પણ શ્રીગુસાંઇજીએ શ્રીગિરિધરજીને એક વખત વિશેષ આજ્ઞા કરી કે તેમણે જીવણદાસ નામના એક વૈષ્ણવને બ્રહ્મસંબંધ દીક્ષા આપવી. એટલે શ્રી ગિરિધરજીએ પંચાક્ષરના જપ કરી એક વ્રત કર્યું અને જીવણદાસ વૈષ્ણવની પાસે અષ્ટાક્ષરી મંત્રનું જપયુકત વ્રત ત્રણ દિવસ સુધી કરાવી, પછી તેને બ્રહ્મસંબંધ દીક્ષા આપેલી. બ્રહ્મસંબંધ લીધા પછી જીવણદાસ વૈષ્ણવ લીલામાં પહોંચી ગયા. ત્યારથી શ્રી ગિરિધરજીએ કોઇને બ્રહ્મસંબંધ નહિ આપવાનો નિશ્ચય કર્યો. શ્રી ગિરિધરજીના ઉપર્યુકત નિશ્ચયને કારણે શ્રી હરિરાયજીને શ્રીગોકુલનાથજી પાસેથી બ્રહ્મસંબંધ પ્રાપ્ત થયું હતું. તેથી ગોકુલેશજી પણ શ્રીહરિરાયજી પર ખૂબ જ પ્રસન્ન રહેતા.

આપશ્રીને વૈષ્ણવો પ્રત્યે ઉત્કટ ભાવ હતો. બહારગામથી આવેલા વૈષ્ણવોને જાતે પાતળ ધરતા. એટલું જ નહીં પણ ઊભા રહીને આગ્રહપૂર્વક પ્રસાદ તેમને લેવડાવતા. વૈષ્ણવોને જોતાં હરિરાયજી ખૂબ જ હરખાઇ જાય અને બોલી ઊઠે

**આયે મેરે નંદન કે પ્યારે,**

**માલા, તિલક, મનોહર બાની, ત્રિભુવનકે ઉજિયારે.**

શ્રીમહાપ્રભુજીના એક સેવક અચ્યુતદાસ થઇ ગયા. કહેવાય છે કે અચ્યુતદાસ હરજીવનદાસ સ્વરૂપે ભૂતલ પર આવેલા. તેઓ નિત્ય વ્યસન અવસ્થામાં જ રહે. શ્રીહરિરાયજી તેમની બહુ સંભાળ રાખે. એક દિવસ હરજીવનદાસ ગોકુલમાં આવ્યાના સમાચાર શ્રીહરિરાયજીને મળ્યા. આપશ્રીએ તપાસ કરાવી કે હરજીવનદાસ ગોકુળમાં કયાં ગયા છે. વૈષ્ણવે આવી આપશ્રીને સમાચાર આપ્યા કે તેઓ ગંગાડોસીને ઘેર ગયા છે. શ્રીહરિરાયજીએ વિચાર્યું કે ગંગાડોસી નિષ્કિંચન છે. તેને ઘેર ભગવત્ પ્રસાદ હોયે ખરો અને

ન એ હોય. શ્રીહરિરાયજી ગંગાડોસીને ઘેર પધાર્યા. ત્યાં જાણવા મળ્યું કે હરિજીવનદાસ તો ડોસીને ત્યાંથી પણ ચાલ્યા ગયા છે. આપશ્રી ડોસીને ઘેર પધાર્યા અને ડોસીને પૂછ્યું ''માજી ! હરજીવનદાસ આવ્યા હતા ?''

''હા, કૃપાનાથ'' ડોસીએ જવાબ આપ્યો.

''તમે તેમને પ્રસાદ લેવડાવ્યો હતો ?''

''હા, કૃપાનાથ. શૃંગારમાં શ્રી ઠાકોરજીને ધરવા ખીરનો ડબરો સિદ્ધ કરી રાખ્યો હતો તે મેં તેમને ધરી દીધો.''

''ધન્ય છે ડોસી તમને. તમે પુષ્ટિમાર્ગનો સાચો મર્મ જાણ્યો.''

શ્રીહરિરાયજી ડોસીને બિરદાવી ઘરે પાછા ફર્યા.

આવા શ્રીહરિરાયજીએ ૪૧ શિક્ષાપત્રોમાં વૈષ્ણવોને અંગુલિનિર્દેશ કર્યો છે કે

**શુદ્ધ ભાવઃ પ્રભૌ સ્થાપ્યાં, ન ચાતુર્ય પ્રયોજનમ્ ।**
**અંતર્યામી સમસ્તાનાં, ભાવં જાનાતિ માનસમ્ ॥**

પ્રભુને શુદ્ધભાવથી હૃદયમાં સ્થાપી તેમની સેવા વૈષ્ણવે કરવી, કારણ કે અંતર્યામી પ્રભુ તો સર્વના હૃદયના ભાવને જાણે છે. માટે અલૌકિકમાં જીવે બહુ ચતુરાઇ ન કરવી. સેવા કરતાં જીવે હૃદયમાં અલૌકિક ભાવ લાવવો. વૈષ્ણવો સેવા અને સ્મરણમાં ભાવ કેળવતા નથી માટે તેમને ૮૪-૨૫૨ વૈષ્ણવો જેવો અનુભવ થતો નથી. વૈષ્ણવોમાં ભાવુકતા કેળવવા આપશ્રીએ ભાવવિશે નાના મોટા ઘણા ગ્રંથો લખ્યા છે. તેમનો એક ગ્રંથ 'ભાવપોષકમ્' છે. જેનું રસપાન વૈષ્ણવો કરે તે હેતુથી અહીં આલેખ્યો છે, કારણ કે જેમ સૂર્યનાં કિરણોના સ્પર્શથી બિડાયેલ કમળની પાંખડીઓ ખીલે છે. તેથી સૂર્યને હર્ષ થાય છે, તેમ ભગવદ્ ગુણગાન અલૌકિક રસપૂર્ણ સૂર્ય છે અને શ્રીમહાપ્રભુજીનું રસાત્મક હૃદય તો કમળ જેવું છે.

જયારે શ્રીનાથજીબાવા વિ. સં. ૧૭૨૭માં સિંહાડમાં બિરાજ્યા ત્યારે શ્રીનાથજીના મંદિરની પ્રીતમપોળને દરવાજે શ્રીહરિરાયજીએ એક વિશાળ મંદિર બનાવરાવી તેમાં સ્વપ્રભુને પધરાવ્યા. ત્યાં આપશ્રી રોજ ભગવદ્ વાર્તા કરતાં. આપશ્રી ભગવદ્‌વાર્તા કરે ત્યારે ગાદીતકીયા પર બિરાજમાન થતા નહિ. જાજમ પર ગાલિચો બિછાવરાવી તે પર આપ બિરાજતા અને શ્રોતા વૈષ્ણવોને ભગવદ્‌વાર્તાઓ દ્વારા પુષ્ટિ સિદ્ધાંતોની સંપૂર્ણ સમજ આપતા. સત્સંગમાં આપશ્રી શ્રીસુબોધિનીજી પણ સમજાવતા. તેઓ માનતા કે,

**નાશ્રિતો વલ્લભાધીશો, ન ચ સુ દષ્ટા સુબોધિની ।**
**નારાધિ રાધિકાનાથો, વૃથા તજ્જન્મ ભૂતલે ॥**

વૈષ્ણવે ભૂતલ પર જન્મ લઈને શ્રીમહાપ્રભુજીના ચરણકમળોનો દઢ આશ્રય કર્યો નથી, શ્રીસુબોધિનીજીનાં દર્શન કર્યા નથી, શ્રીરાધિકાનાથ શ્રીકૃષ્ણની સેવા કરી નથી, તેનો જન્મ વૃથા ગયો સમજવો.

આપશ્રી સત્સંગમાં નિત્ય વૈષ્ણવોને આજ્ઞા કરતા કે વિરહતાપ-કલેશનો અનુભવ કરવાથી વિપ્રયોગ સિદ્ધ થાય છે. તેનાથી વિપ્રયોગ ધર્મી સ્વરૂપ વૈષ્ણવના અંતઃકરણમાં પધારી તેને અનુભવ કરાવે છે. આને પુષ્ટિમાર્ગીય મોક્ષ કહેવાય. તેનો અનુભવ કરવા પુષ્ટિ જીવે સંયોગ રસાત્મક ધર્મસ્વરૂપી **"પ્રાપ્તૌ સેવેત નિર્મમઃ"** ભાવથી જયારે જે કંઈ મળે તેનાથી સંતોષ માની સેવા કરવી એ વૈષ્ણવનું પ્રથમ કર્તવ્ય છે.

શુદ્ધ અને પવિત્ર હૃદયથી પ્રુભની સેવા કરતાં કરતાં 'વિરહતાપ કલેશનો' તપ થશે. તે તપ જેમ જેમ વધશે તેમ તેમ વિપ્રયોગનો ફલાત્મક અનુભવ વૈષ્ણવને થશે. તેને જ 'આંતરં તુ પરં ફલમ્' ગણવું. પુષ્ટિજીવના જીવનનું આ લક્ષ્ય છે.આ લક્ષ્યે વૈષ્ણવ ત્યારે જ પહોંચે કે જયારે તે શ્રી આચાર્યશ્રીઓના ગ્રંથો વાંચે, વચનામૃતો સાંભળે અને તે દ્વારા પુષ્ટિમાર્ગનું હાર્દ સમજે.

શ્રીહરિરાયજીએ ભાવનું સ્વરૂપ સમજાવ્યું છે, કે 'ભગવદ્ વિષાય કરતિઃ ભાવઃ' પ્રભુમાં શુદ્ધ પ્રેમ તે જ ભાવ. ભાવના કરવાથી ભાવ સિદ્ધ થાય છે. આપશ્રી આ વાત સમજાવવા દષ્ટાંત આપે છે કે :

સ્વરૂપભાવના કોડિયું છે. લીલા-ભાવના ઘી છે. ભાવભાવના દીવેટ છે અને સેવા એ અગ્નિ છે. આ ભાવનાઓ અધિકારી જીવને જ સમજાય છે. અનઅધિકારીને નહિ. અનઅધિકારી પાસે આ ભાવનાઓ પ્રગટ કરવાની પૃષ્ટિમાર્ગમાં શ્રીગોકુલેશ પ્રભુની સ્પષ્ટ મનાઈ છે. એટલે પુષ્ટિજીવે વ્રજભકતોની જેમ તનુ-વિત્તજા સેવા કરવી. વ્રજભકતોની ભાવનાઓ ભગવલ્લીલારૂપ છે. તેથી તે લીલાઓનું ચિંતન કરતાં કરતાં ઘરમાં રહી તનુ-વિત્તજા સેવા કરવામાં આવે તો જીવનું ચિત્ત સહજ રીતે શ્રીઠાકોરજીમાં નિરૂદ્ધ થઈ જાય. આથી જીવ સંસારના અસહ્ય તાપથી મુકત થઈ આનંદ પ્રાપ્ત કરી, બ્રહ્મના સ્વરૂપને જાણતો થાય. આમ શ્રી હરિરાયજીએ પોતાના ગ્રંથોમાં લીલાભાવનાનું સ્વરૂપ વિસ્તારપૂર્વક સમજાવ્યું છે. આપશ્રી આજ્ઞા કરે છે કે વૈષ્ણવે સેવામાં રાજાના જેવો ભય રાખી એકાગ્રતાથી સેવા કરવી,

શ્રીજીબાવા શ્રીહરિરાયજી સાથે સાક્ષાત્ વાતો કરતા. આપશ્રી સદૈવ શ્રીજીબાવાના ધ્યાનમાં મગ્ન રહેતા. વિપ્રયોગરસમાં તલ્લીન રહેતા.

આપશ્રીએ વિપુલ પ્રમાણમાં પુષ્ટિસાહિત્ય રચ્યું છે. શ્રી હરિરાયવાંગમુકતાવલિ ભાગ-૧ અને -૨ માં આપશ્રીના ઘણા ગ્રંથોનો સમાવેશ થાય છે. આપશ્રીએ કીર્તનો પણ ઘણાં લખ્યાં છે. મુખ્યત્ત્વે તેમનાં કીર્તનોમાં 'રસિક', 'રસિકરાય'ની છાપ હોય છે. તે ઉપરાંત 'હરિદાસ', 'હરિરાય', 'હરિજન', 'રસનિધિ', 'મધુકર' અને 'હરિધન'ની છાપ પણ હોય છે. શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગ પ્રગટાવ્યો, શ્રીગુસાંઇજીએ પુષ્ટિમાર્ગ પ્રસરાવ્યો, શ્રીગોકુલેશજીએ પુષ્ટિમાર્ગને દઢ કર્યો અને શ્રીહરિરાયજીએ પુષ્ટિમાર્ગની વિજયપતાકા ફરકાવી.

આપશ્રી ભૂતલ પર લગભગ ૧૨૫ કે ૧૨૮ વર્ષ બિરાજ્યા અને વિ. સં. ૧૭૭૨ -૧૭૭૫ માં ભૂતલ પરથી તિરોહિત થયા. ખિમનોરમાં જ આપશ્રીએ નિત્યલીલામાં પ્રવેશ કર્યો હોવો જોઇએ. કારણ કે આજે પણ ત્યાં બેઠકજી પાસે એક વાવડી છે. ત્યાં આપનો તુલસી કયારો (છત્રી) વિદ્યામાન છે.

## : શ્રીહરિરાયજી વિરચિત ગ્રંથ :

## -: 'ભાવપોષકમ્' :-

શ્રીહરિરાયજીએ વૈષ્ણવોમાં પુષ્ટિમાર્ગ સમુચિત રીતે દઢ થાય તે હેતુથી ઘણા ગ્રંથોનું સર્જન કર્યું છે. આપણે વૈષ્ણવો જાણીએ છીએ કે પુષ્ટિમાર્ગ આખો ભાવાત્મક માર્ગ છે. પુષ્ટિમાર્ગમાં ભાવ નથી તો કંઇ નથી. એક વખતે શ્રીગુસાંઇજીને એક વૈષ્ણવે કહ્યું કે, "આપ તો પૂર્ણ પુરુષોત્તમ છો." શ્રી ગુસાંઇજીએ જવાબ આપ્યો, "હું પૂર્ણ પુરુષોત્તમ છું કે નહિ તે જુદી વાત છે, પણ તમારો જે ભાવ છે. તે ઉત્તમ છે." આમ આપણા આચાર્યોએ પુષ્ટિમાર્ગમાં ભાવને જ મુખ્ય ગણ્યો છે. આપણા પુષ્ટિપ્રભુ પણ ભાવાત્મક છે.

લૌકિકમાં પણ આપણે વિચારીયે કે આપણો કોઇની સાથે સંબંધ હોય અને એ સંબંધને કારણે આપણે એ વ્યકિતને ત્યાં ગયા. તેણે આપણી સરભરા કરી, પણ આપણને તેણે કરેલી સરાભરામાં કોઇ ભાવ કે સ્નેહ ન દેખાય તો તેની તે સરભરા આપણને સંતોષ નહીં આપી શકે. આપણે તરત જ બોલીશું કે સંબંધીને ત્યાં ગયો, પરંતુ તેમનો મારા પ્રત્યે કોઇ ભાવ ન દેખાયો. લૌકિકમાં પણ સંબંધ હોય, પરંતુ ભાવ ન હોય તો એ સંબંધ લાંબો ટકતો નથી. એક મુકતકમાં કહ્યું છે કે,

**"આવ નહીં, આદર નહીં, નહી નયન મેં નેહ;**
**ઉસ ઘર કભી જાના નહિ, કંચન વરસે મેહ"**

આ રીતે લૌકિકના સંબંધમાં પણ ભાવ એ અગત્યની વાત છે. તો પછી અલૌકિકમાં તો ભાવ મુખ્ય હોય તેમાં શું નવાઇ ! જુઓ, શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમાં દુર્યોધનને ત્યાં ગયા. દુર્યોધને તેમનું આતિથ્ય કરવા છપ્પનભોગ તૈયાર કર્યા હતા, પરંતુ તે ભોગમાં ભગવાન શ્રીકૃષ્ણને ભાવનો અભાવ જણાયો અને દંભનાં દર્શન થયાં. એટલે દુર્યોધને તેમને પૂછયું 'આપ કયાં પ્રસાદ લેશો ?' ત્યારે ભગવાને પ્રત્યુત્તર આપ્યો 'વિદુરજીને ઘરે.'

સુરદારજીએ આ ભાવ સમજાવતા પોતાના એક કીર્તનમાં ગાયું છે કેઃ
**'દુર્યોધનકા મેવા ત્યાગી, સાગ વિદુર ઘર પાઇ.'**
**સબસે ઊંચી પ્રેમ સગાઇ."**

સૂરદારજી જેવા પરમ ભગવદીય, જેમનાં આંતરચક્ષુ ખૂલેલાં હતાં તેવા દિવ્યદષ્ટિવાળા ભકતે પણ ઉપરોકત પંકિતમાં ભાવની વિશિષ્ટતા ગાઇ છે. પુષ્ટિપ્રભુ ભાવના જ ભૂખ્યા છે.

અહીં એક બીજું દૃષ્ટાંત જોઇએ. એક વખતે ભગવાન શ્રીકૃષ્ણ વિદુરજીને ઘેર ગયા. વિદુરજી ઘેર ન હતા, પરંતુ ભગવાનને જોતાં વિદુર પત્ની અડધાં અડધાં થઇ ગયાં. તેઓ બોલી ઉઠયાં, "પધારો, પધારો પ્રભુ ! આજે તો આ રંકની ઝૂંપડી આપે પાવન કરી." વિદુરપત્નીના ભાવ ને પ્રેમ નિહાળીને પ્રભુ તેમને ત્યાં આસન જમાવી બેસી ગયા અને ભગવાનનું આતિથ્ય કરવા વિદુરપત્ની કેળાંનો ટોપલો ઉપાડી લાવ્યાં અને પ્રભુ સામે આસન જમાવ્યું. વિદુરજીના પત્ની કેળાં છોલતાં જાય છે, ગર ભૂમિ પર નાખતાં જાય છે અને છોતરાં પ્રભુને આરોગાવે છે. પ્રભુ પણ હસતે મુખે કેળાંની છાલ આરોગતા જાય છે અને વિદુરપત્નીને કહેતા જાય છે "વાહ ! વાહ ! કેળામાં કેટલી બધી મીઠાશ છે !" થોડી જ વારમાં વિદુરજી ત્યાં આવી ચઢચાં અને પોતાનાં પત્ની કેળાની છાલ પ્રભુને આરોગાવી રહ્યાં છે તે તેમણે જોયું. તેમણે આવીને એકદમ પત્નીનો હાથ પકડી લીધો ને બોલ્યા, "અરે ! અરે ! તમે આ શું કરી રહ્યાં છો ? કેળાંનો ગર નીચે નાંખો છો અને છાલ પ્રભુને આરોગાવી રહ્યાં છો ?" ત્યારે પ્રપંચવિસ્મૃતિ પામેલાં વિદુરપત્ની ભાનમાં આવ્યાં, પોતાની ભૂલ માટે પ્રભુની ક્ષમા માંગી અને પોતાની ભૂલ સુધારીને પ્રભુને ગર આરોગાવવા લાગ્યાં. ત્યારે સ્વમુખે પ્રભુ બોલ્યા કે, "બહેન ! છાલ આરોગવામાં મને જે મીઠાશ આવતી હતી તે હવે આ કેળાના ગરમાં નથી આવતી." ઉપરનું વાક્ય ભગવાન સ્વમુખે વિદુરપત્નીને કહી રહ્યા છે. તેનો અર્થ એ થયો કે વસ્તુમાં મીઠાશ છે કે નહીં તે અગત્યનું નથી, પણ ભાવ અગત્યનો છે.

આ રીતે પુષ્ટિમાર્ગમાં ભાવ એ જ મુખ્ય છે. બાકીની બીજી બધી બાબતો તો ભાવની આસપાસ વણાયેલી છે. જેમ જીવને આપણે કેટલું બધું મહત્ત્વ આપીયે છીએ, કેટલું બધુંમાન આપીએ છીએ, તેની સત્તા, સંપત્તિ બધું હોવા છતાં પણ જયારે તે જ જીવના દેહમાંથી પ્રાણ ચાલ્યો જાય છે ત્યારે દેહની કોઇ કિંમત રહેતી નથી. તેમ પુષ્ટિમાર્ગમાં ભાવ નથી તો કંઈ નથી. જેમ પ્રાણ વિનાનો દેહ નકામો છે, તેમ ભાવ વિનાની ભક્તિ પણ વૃથા છે.

વૈષ્ણવે પુષ્ટિમાર્ગમાં બ્રહ્મસંબંધ લીધો. પછી તેના હૃદયમાં ભક્તિનું બીજ રોપાયું છે. તે બીજનું સિંચન કરી તેને વૃક્ષ બનાવવા તેણે ભાવરૂપી જલનું સિંચન કરવું પડશે. શ્રીહરિરાયજી ભાવને કેવી રીતે કેળવવો અને તે દ્વારા પુષ્ટિભક્તિને પોતાના હૃદયમાં કેવી રીતે દૃઢ કરવી તેનું સુંદર નિરૂપણ જે ગ્રંથમાં કર્યું છે, તે ગ્રંથનું નામ 'ભાવપોષકમ્' છે. ભાવનાનું પોષણ એટલે પુષ્ટિભક્તિ-બીજનું સિંચન.

શ્રીમહાપ્રભુજીએ 'ભકિતવર્ધિની' ગ્રંથમાં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે,

**બીજભાવે દઢે તું સ્યાત્, ત્યાગાચ્છ્રવણ કીર્તનાત્,**

બીજભાવને દઢ કરવા માટે ત્યાગ, શ્રવણ અને કીર્તન અનિવાર્ય છે. અહીં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે જીવ જયારે બ્રહ્મસંબંધ લે છે ત્યારે તેના હૃદયમાં પુષ્ટિભકિતનું બીજ વવાય છે. તે બીજના ભાવને દઢ કરવા માટેનાં ત્રણ સાધનો આપશ્રીએ બતાવ્યાં - ત્યાગ, શ્રવણ અને કીર્તન. તેના ઉપરથી એ સમજાય છે કે પુષ્ટિમાર્ગમાં ભાવને પોષવા માટે ઘણાં સાધનો જીવે કરવાં પડે છે અને એ સાધનો દ્વારા પુષ્ટિજીવનાં હૃદયમાં રહેલું પૃષ્ટિભકિતનું બીજ પોષાય છે.

શ્રીહરિરાયજીએ વૈષ્ણવને તેના હૃદયમાં રહેલા બીજને પોષવા માટે ખૂબ અગત્યનાં ૪૬ સાધનો બતાવ્યાં છે. એ ૪૬ સાધનોનો સંગ્રહ આપશ્રીએ જે ગ્રંથમાં કર્યો છે. તે ગ્રંથને 'ભાવપોષકમ્' નામ આપવામાં આવ્યું છે. અહીં આપણે તે સાધનોનું વિશદ નિરૂપણ વિચારીએ. જેથી વૈષ્ણવના ભાવની સિદ્ધિ અને વૃદ્ધિ કરી શકાય. જો વૈષ્ણવ શ્રીહરિરાયજીએ બતાવેલાં સાધનો પ્રમાણે આચરણ કરે તો શ્રીમહાપ્રભુજી અને શ્રીહરિરાયજીની કૃપાથી તેના હૃદયમાં રહેલા પુષ્ટિભાવની વૃદ્ધિ થાય. પરિણામે તે પુષ્ટિભકિતના વટવૃક્ષોનો શીતળ છાંયો ભોગવી શકે. તેનાથી તેના હૃદયમાં જીવ શાંતિની અનુભૂતિ કરી શકશે. પરિણામે તેની પુષ્ટિપ્રભુનાં દર્શનની વ્યાકુળતા વધશે (અને) ભાવ વધતાં વિપ્રયોગનો વિરહાગ્નિ પ્રજવલિત બનશે. આ વિપ્રયોગનો ભાવ એ જ પુષ્ટિભકિતનું ફલ છે. તે ફળની પ્રાપ્તિ માટે શ્રી હરિરાયજી એ જે સાધનો બતાવ્યાં તેનું નિરૂપણ હવે આપણે નીચે પ્રમાણે જોઈશું.

. ભાવપોષકમ્ ગ્રંથમાં બધા શ્લોકો અનુષ્ટુપ છંદમાં છે. આ છંદમાં ચાર ચરણ હોય છે અને દરેક ચરણમાં શ્રી હરિરાયજીએ એક`અક સધાનનું નિરૂપણ કર્યું છે.

## શ્લોક પહેલો

**ભાવ સિદ્ધિર્ભાવવતાં સતતં સંનિધાનતઃ ।**

**તત્કૃપાતસ્તદુચ્છિષ્ટ ભક્ષણાત્સેવનાદપિ ॥૧॥**

**શબ્દાર્થ :** **ભાવસિદ્ધિ**-ભાવની સિદ્ધિ; **ભાવવતાં**-ભાવવાળાઓનાં; **સતતં**-સદા; **સંનિધાનત્**-સાંનિધ્યમાં રહેવાથી; **તત્**-તેમની (પ્રભુની); **કૃપાત**-કૃપાથી; **તદ્**-તેમનું (પ્રભુનું); **ઉચ્છિષ્ટ**-પ્રસાદી, અન્ન; **ભક્ષણાત્**-ભોજન કરવાથી; **સેવનાત્**-સેવાથી; **અપિ**-પણ.

**શ્લોકાર્થ :** શ્રીહરિરાયજી ભાવવાળા ભકતોને આજ્ઞા કરે છે કે જેમણે પુષ્ટિભાવનું પોષણ કરવું હોય તેમણે હંમેશાં ભગવાનનાં સાંનિધ્યમાં રહેવું, તેમની કૃપા મેળવવા પ્રયત્ન કરવો, તેમના પ્રસાદી અન્નનું જ ભોજન કરવું અને (પ્રેમપૂર્વક) તેમની સેવા કરવી. ૧.

**વિવરણ :** વૈષ્ણવે બ્રહ્મસંબંધ લીધો. પછી તેના હૃદયમાં હરિગુરૂની કૃપાથી ભકિતનું બીજ રોપાયું છે, તેનામાં પુષ્ટિભાવ જાગ્યો છે. હવે એ જાગેલો ભાવ જો થોડો વખત વૈષ્ણવ શ્રીહરિરાયજીએ બતાવેલા સાધનથી વંચિત રહે તો તેનામાં પ્રભુ માટે જાગેલો ભાવ શિથિલ થાય. જેમ ચૂલામાં એક અંગારો પડચો છે તેના પર ફૂંક મારવામાં ન આવે તો તેના પર રાખ બાઝી જાય. અંગારો દેખાતો બંધ થઈ જાય અને છેવટે તે બુઝાઈ જાય. તેમ વૈષ્ણવના હૃદયમાં પ્રભુમાટે જાગેલો ભાવ જો વૈષ્ણવ સતત જાગૃત અવસ્થામાં રહે તો જ તેની વૃદ્ધિ થાય, એ માટે આપશ્રી વૈષ્ણવને પ્રભુની નજીક રહેવાનું સાધન બતાવે છે.

**સંનિધાનત :**

'સંનિધાનત' : એટલે વૈષ્ણવ બને ત્યાં સુધી પ્રભુની સન્મુખ જ રહેવું. જેમ કોઈ માણસ જેને તે પોતાના ગુરુ માનતો હોય તેની પાસે જો તે સતત રહે તો તેનામાં દુર્ગુણો પ્રવેશવાનો ભય રહે નહિ. તેને લાગે કે જો તે કંઈક અઘટિત વર્તન કરશે તો તરત જ ગુરુ તે તરફ તેનું ધ્યાન દોરશે. એટલે ગુરુના નજીકમાં રહેવાથી મનુષ્ય કોઈ દોષ કરતો અટકી જાય છે. દોષનો પ્રવેશ નહીં થવાથી તે વ્યકિતનું ચિત્ત શુદ્ધ અને પવિત્ર રહેશે. લાંબા વખત સુધી ગુરુની નજર નીચે રહેવાથી તે મનુષ્યના મનમાં સદ્ગુણો પાંગરશે અને તે દ્વારા તેનું ચારિત્ર્ય નિર્મળ થશે.

ગુરુની જેમ પ્રભુની સમીપમાં રહેવાથી જીવના મનમાં અસદ્ભાવ જાગશે નહિ. સદ્ભાવ જ જાગશે. તેથી શ્રીહરિરાયજી વૈષ્ણવને ભાવ જાળવી

રાખવા માટે પ્રભુની સાનિધ્યમાં રહેવાનું સાધન બતાવે છે. સાંનિધ્યમાં રહેવાથી પ્રભુ માટે પ્રેમ પણ જાગે. લૌકિકમાં પણ કોઇ વ્યકિતની સાથે સતત રહેવાથી તેના માટે સહજ ભાવ જાગે. હવે તે વ્યકિત કોઇ વખતે દૂર જાય તો આપણને તે વ્યકિત યાદ આવે. તેનાથી વિરુદ્ધ આપણો પોતાનો જ પુત્ર વર્ષોથી પરદેશમાં રહેતો હોય તો ધીમે ધીમે તેના માટેનો પ્રેમનો તંતુ ઘસાઇ જશે. જયારે પાડોશમાં વસતા પાડોશીની સાથે એવો ગાઢ સંબંધ બંધાઇ જશે કે તેના સુખદુઃખની અસર આપણા પર જલદી થશે. જ્યારે વર્ષોથી દૂર વસતા પોતાના પુત્રના સુખદુઃખની અસર સહજ ઓછી થશે.

પ્રભુના સાંનિધ્યની આવા પ્રકારની અસર વૈષ્ણવમાં ઉત્કૃષ્ટ ભાવ ઉત્પન્ન કરશે. કિશોરીબાઇ શ્રી યમુનાજીના સાંનિધ્યમાં સતત રહેતાં. એક વખત કિશોરીબાઇને શીતળાં નીકળ્યાં. તેમના હાથ પગ લૂલા થઇ ગયા. આવી સ્થિતિમાં પણ તેઓ શ્રીયમુનાજીનું સ્મરણ સતત કર્યા જ કરે. શ્રીયમુનાષ્ટકની બે પંકિતઓ સતત બોલ્યા જ કરે.

**'વિશુદ્ધ મથુરાતટે સકલગોપગોપીવૃતે'**
**કૃપાજલધિસંશ્રિતે મમ મનઃ સુખં ભાવય ॥**

આ શ્લોકોનો પાઠ કરતાં કરતાં તેઓ સતત શ્રીયમુનાજીના સાંનિધ્યમાં રહેતાં. તેમનો દેહ બગડવાથી તેમના સગાં-વહાલાંઓ પણ તેમને છોડી જતાં રહ્યાં, પરંતુ તેઓ શ્રીયમુનાજીના સાંનિધ્યમાં જ ઉપરની પંકિતઓ ગાતાં રહ્યાં એટલે શ્રી યમુનાજીએ તેમને સતત સાથ આપ્યો. તે એટલે સુધી કે શ્રીયમુનાજી કિશોરીબાઇના ઘરમાં તેમને જાણ ન થાય તે રીતે રસોઇ કરી તેમને મહાપ્રસાદ લેવડાવતાં. આ રીતે શ્રીયમુનાજીના સતત સાંનિધ્યથી કિશોરીબાઇનો રોગ પણ દૂર થઇ ગયો.

પ્રભુનું સાંનિધ્ય આપણને મુશ્કેલીઓમાં પણ સહાયક બને છે. હોકાયંત્રની સોય ઉત્તર ધ્રુવ તરફ રહે. તેનાથી વહાણને ભૂલા પડવાનો સંભવ રહેતો નથીઃ તેમ ભકત પણ જો પ્રભુના સાંનિધ્યમાં સતત રહે, તો તેને સંસારમાં ભૂલા પડવાનો સંભવ રહેતો નથી. પ્રભુના સાંનિધ્યમાં રહેવાનો આ પણ એક મોટો લાભ છે.

શ્રી યમુનાષ્ટકમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે,

**"મમાસ્તુ તવ સન્નિધૌ તનુનવત્વમેતાવતા ॥"**

શ્રી યમુનાજીના સાંનિધ્યમાં રહેવાથી જીવને તનુનવત્વની પ્રાપ્તિ થાય છે.

પરમાનંદદાસજી તેમના એક કીર્તનમાં ગાય છે કેઃ

**જો કુછ કોઈ કહૌ, સિર ઉપર, સોહૌં સબુ સહૌં ।**
**સદા સમીપ રહૌ મોહનકે, સુંદર વદન ચહૌ ॥**

ગોપી કહે છે કે : શ્રીકૃષ્ણની સમીપ સદા રહેતાં જેને જે કંઈ મારે માટે કહેવું હોય તે કહે તે હું સહન કરી લઈશ, પણ જો હું ભગવાનની નજીક રહીશ તો તેમનું સુંદર વદન તો જોવા મળશે ને ! ભગવાનની નજીક જ રહેવા ભકતે પ્રયત્ન કરવો. જો ભગવાનના સુંદર વદનકમળને તમે પ્રેમ કરતાં હો તો તે સારું તમારે તેમની પાસે જ રહેવું. જેથી તમને તેમનાં વદનકમળનાં દર્શન કરવાનો લહાવો મળશે. સમીપ રહેવાથી પ્રભુ માટે પ્રેમ જાગૃત થશે. પ્રેમ જાગતાં ભગવદ્ ભાવમાં વૃદ્ધિ થશે.

હવે શ્રીહરિરાયજી પ્રભુ માટેના પ્રેમની વૃદ્ધિ માટે પ્રભુની કૃપા મેળવવા આજ્ઞા કરે છે કે,

**તત્ કૃપાત :**

ભકતે પ્રભુની કૃપા મેળવવા માટે સતત પ્રયત્ન કરવો જોઈએ. જેથી ભકતના ભગવદ્ ભાવને પોષણ મળે, પુષ્ટિમાર્ગ આખોએ અનુગ્રહ માર્ગ છે. આ માર્ગમાં પ્રભુ ભકત પર અહેતુકી કૃપા કરે છે. પ્રુભની ઈચ્છા થાય ત્યારે જ કૃપા થાય.

શ્રીમદ્ભાગવતજીમાં યજ્ઞ કરનાર, બ્રાહ્મણોની પત્નીઓનું દષ્ટાંત આપણને સમજાવે છે કે બ્રાહ્મણીઓ પ્રભુને પ્રસાદ લેવડાવવા માટે હરખથી તેમની પાસે પ્રસાદના ટોપલા લઈને ગયાં. પ્રભુને અને ગોપબાલકોને પ્રસાદ લેવડાવ્યો. પ્રભુના સમીપ આવવાથી તેમને પ્રભુ પાસેથી દૂર જવું ગમતું ન હતું, પણ પ્રભુની ઈચ્છાતો બ્રાહ્મણ સ્ત્રીઓને ફકત દર્શન આપવાની હતી. તેટલી જ કૃપાનાં તેઓ અધિકારી હતાં. એટલે તેમણે પ્રભુ પાસેથી પાછા ન જવાની પોતાની ઈચ્છા પ્રદર્શિત કરી. છતાં પ્રભુએ તેમને પાછા જવા કહ્યું અને અંતે અનિચ્છાએ તેઓ પાછા ગયાં.

તેનાથી વિરુદ્ધ વેણુનાદ પછી જયારે ગોપીજનો પ્રભુ પાસે આવ્યાં, ત્યારે પ્રભુએ તેમને આવકાર્યાં. થોડા વખત પછી તેમણે ગોપીજનોને ઘેર પાછા જવાની આજ્ઞા કરી. ત્યારે ગોપીજનો મક્કમ બનીને ત્યાં જ રહ્યાં. પાછાં ના ગયાં, પ્રભુની આજ્ઞાનું તેમણે ઉલ્લંઘન કર્યું એવું આપણને લાગે, પરંતુ ગૂઢભાવ જોઈએ તો પ્રભુની કૃપા અને ઈચ્છા ગોપીજનો ત્યાંજ રહે તેવી હતી. તેથી 'બુદ્ધિપ્રેરક : શ્રીકૃષ્ણસ્તુ' એ વાકય અનુસાર ગોપીજનોને

ત્યાંથી વ્રજમાં પાછા જવાની ઇચ્છા ન થઇ. તે જ પ્રભુની કૃપા. આમ કૃપા એ અહેતુકી હોય છે. જીવ તે સમજી શકતો નથી.

શ્રીહરિરાયજી અહીં આજ્ઞા કરે છે કે ભકિતમાર્ગમાં કેવળ પ્રભુની કૃપા જ મોટામાં મોટું કારણ છે. શ્રીમહાપ્રભુજીએ 'પુષ્ટિ પ્રવાહ મર્યાદા' ગ્રંથમાં આજ્ઞા કરી છે કે : 'પ્રવાહી જીવો પ્રભુના મનમાંથી પ્રગટ્યા છે. મર્યાદા જીવો પ્રુભની વાણીમાંથી પ્રગટ્યા છે, પણ પુષ્ટિ જીવો તો પ્રુભના શ્રી અંગમાંથી પ્રગટ થયા છે.' પુષ્ટિજીવ એટલે પ્રભુનો કૃપાપાત્ર જીવ. પુષ્ટિજીવોનાં હૃદયમાં શ્રીમહાપ્રભુજીએ બ્રહ્મસંબંધ દ્વારા ભકિતનું બીજ રોપ્યું. એ બીજને પોષણ આપીને ઉછેરવાની ફરજ પ્રત્યેક વૈષ્ણવની છે. માટે શ્રીહરિરાયજી સર્વ વૈષ્ણવોને આજ્ઞા કરે છે કે, "તમે વૈષ્ણવ છો, પુષ્ટિજીવ છો, પ્રભુના કૃપાપાત્ર છો, તમારા ઉપર તો પ્રભુની કૃપાનું વર્ષણ થઇ ચૂક્યું છે. તેથી તો તમે પુષ્ટિમાર્ગમાં પ્રવેશ્યા છો." માંડુક્ય ઉપનિષદમાં ઋષિ લખે છે કે,

**"નાયમાત્મા પ્રવચનેન લભ્યઃ ન મેધયા, ન બહુના શ્રુતેન ।**
**યમેવૈષ વૃણતે તેન લભ્યસ્તસ્યૈષ આત્મા વિવૃણુતે તનું સ્વામ્ ॥"**

ભગવાન કેવળ પ્રવચનો કરવાથી મળતા નથી, કે નથી મળતા બુદ્ધિ કે જ્ઞાન દ્વારા. બહુ પ્રવચનો સાંભળવાથી પણ મળતા નથી, પરંતુ પ્રભુ વિચાર કરી જેની પર કૃપા કરી જેનું વરણ કરે છે કે મારે આ જીવને મળવું છે તો તે જીવને પ્રભુ પ્રાપ્ત થાય છે. બાકી જીવના સાધનથી પ્રભુ મળતા નથી.

શ્રીમહાપ્રભુજી એક સમયે પૃથ્વી પરિક્રમા કરતા કરતા એક નિર્જન વનમાં થઇને પસાર થતા હતા, ત્યારે આપશ્રીએ કોઇના રડવાનો અવાજ સાંભળ્યો. આપશ્રીએ કૃષ્ણદાસ મેઘનને કોણ રડી રહ્યું છે, તેની તપાસ કરવા આજ્ઞા કરી. કૃષ્ણદાસ મેઘન જયાં એ છોકરો રડતો હતો ત્યાં આવ્યા અને તેને રડવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે કૃષ્ણદાસ મેઘનને પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો, 'હું અને મારાં માતા પિતા આ વનમાં થઇને જતાં હતાં. રાત્રિનો સમય હતો. તે વખતે એક વાઘ આવ્યો. તેણે મારા માતા-પિતાને મારી નાખ્યાં. હું ત્યાંથી નાસી ગયો એટલે બચી ગયો. કેટલાય દિવસનો ભૂખ્યો તરસ્યો છું. ભૂખનું દુઃખ મારાથી સહન થતું નથી. એટલે અહીં બેઠાં બેઠાં રૂદન કરું છું.' તે છોકરાને લઇને મેઘન શ્રીમહાપ્રભુજી પાસે આવ્યા અને શ્રીમહાપ્રભુજીને બધો વૃત્તાંત કહ્યો. આપશ્રીએ દયા કરી મેઘનને તે છોકરાને પ્રસાદ લેવડાવવા આજ્ઞા કરી જેથી તેના પ્રાણ બચે.

કૃષ્ણદાસ મેઘને તે ક્ષત્રિ છોકરાને સ્નાન કરાવ્યું અને તેમની પાસે જે પ્રસાદ હતો તે ખવડાવ્યો. ભૂખ્યા ક્ષત્રિ છોકરાની ભૂખ પ્રસાદ લેવાથી દૂર થઇ. તેનું મન ઠેકાણે આવ્યું. ક્ષત્રિએ શ્રીમહાપ્રભુજીને વિનંતી કરી "મહારાજ ! મને આપની પાસે રાખો. આપ જ મારું સર્વસ્વ છો." ત્યારે શ્રીઆચાર્યજી પોતે શ્રીમુખથી બોલ્યા, "તું ચિંતા ન કર. અમારી સાથે જ રહેજે." તે પછી શ્રીમહાપ્રભુજીએ તે છોકરાને બ્રહ્મસંબંધ કરાવ્યું, અને તેને શ્રીઠાકોરજી માટે જલ ભરી લાવવાની સેવા સોંપી.

આપશ્રી જયારે અડેલ પધાર્યા ત્યારે આ ક્ષત્રિ છોકરાએ શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કર્યાં. તે બહુ પ્રસન્ન થઇ બોલ્યો 'હુ અનાથ હતો. શ્રીમહાપ્રભુજીએ મારા પર કૃપા કરીને મને શરણે લઇ સાક્ષાત્ શ્રીયશોદાત્સંગલાલિત શ્રીનવનીતપ્રિયાજીનાં દર્શન કરાવ્યાં.' આ છે શ્રીમહાપ્રભુજીની ક્ષત્રિ કપૂર બાળક પર અહૈતુકી કૃપા, કારણ કે આપશ્રીતો પરમદયાળુ જ છે.

પરમાનંદદાસજીએ ગાયું છે કે;

**જા પર કમલાકંત ઢરે ।**
**લકરી ઘાસકો બેચન હારો, તા સિર છત્ર ધરેં ॥**
**વિદ્યાનાથ અવિદ્યા સમરથ, જો કછુ ચાહે સોઇ કરેં ॥**
**રીતે ભરે ભરે પુન ઢોરે, જો ચાહે તો ફેરેં ભરેં ॥**
**સિદ્ધપુરુષ અવિનાશી સમરથ કાહુ તે ન ડરેં ॥**
**પરમાનંદદાસ યહ સંપત્તિ મનતેં કબહૂ ન ટરેં ॥**

શ્રીલક્ષ્મીજીના પતિ જેના પર કૃપા કરે તે બધુ પ્રાપ્ત કરી શકે છે. અરે! એક લાકડાં વેચનારો કઠિયારો પણ રાજા બની જાય. મૂર્ખ હોય તે પંડિત બની જાય. ભગવાન સર્વ સમર્થ હોઇ બધુ કરવા શકિતમાન છે. ભગવાન તો અદ્‌ભૂત લીલાઓ કરનાર છે. તે ધારે તો ખાલી પાત્રને ભરી દે અથવા ભરેલા પાત્રને ખાલી કરી દે. જેના પર ભગવાનની કૃપા ઉતરે તે સિદ્ધ પુરુષ બની જાય છે. કોઇનાથી તે ડરે નહીં. ભગવાન તો એવા કૃપાપાત્ર છે કે લંગડાને પણ પર્વત ઓળંગાવી શકે, આંધળાને પણ દેખાતો કરે. પરમાનંદસ્વામી કહે છે કે ભગવત્ કૃપાને માટે કશું જ અશક્ય નથી; કૃપાનું આવું સામર્થ્ય છે.

જુઓ, શ્રીમદ્ ભાગવતજીમાં વૃત્રાસુરનું દષ્ટાંત. તે આસુરી સ્વભાવનો હતો, પણ પ્રભુને તેના પર કૃપા કરવી હતી. એટલે તેના સ્વભાવ બદલાવ્યા વિના પોતાના સામર્થ્યથી તેનો ઉદ્ધાર કર્યો. તેનો સ્વભાવ બદલાઇ ગયો

અને તેણે પ્રભુની કૃપાનું વર્ણન કરતી વૃત્રાસુર ચતુઃશ્લોકીનું સર્જન કર્યું. પ્રભુની કૃપા આગળ કાલ, કર્મ પણ કંઇ કરી શકતાં નથી.

અજામિલે ઘણાં ખોટાં કામ કર્યાં, આપણે જાણીએ છીએ કે દુષ્ટકર્મનું ફળ ખરાબ મળે, પરંતુ પ્રભુની કૃપા એવા જીવ પર ઉતરે તો તેનો ઉદ્ધાર થઇ જાય છે. તે જીવનાં કર્મ પણ તેને નડતાં નથી. ભગવાનને અજામિલનો ઉદ્ધાર કરવો હતો. એટલે તેના મોઢેથી ફકત તેના છોકરાને મિષે 'નારાયણ' શબ્દોચ્ચાર કરાવ્યો અને એ શબ્દને પોતાનું નામ સમજીને 'અજામિલે મારું નામ લીધું છે.' તેથી યમદૂતોને પાછા જવું પડ્યું, ને વિષ્ણુદૂતો તેમને સ્વર્ગલોકમાં લઇ ગયાં.

ગીતામાં ભગવાન સ્વયં અર્જુનને કહે છે કે,

**"મચ્ચિતઃ સર્વદુર્ગાણિ મત્પ્રસાદાત્તરિષ્યસિ"**

"હે અર્જુન ! જો તું મારામાં ચિત્ત રાખીશ તો, મારી કૃપાથી સર્વ મુશ્કેલીઓ તરી જઇશ."

હવે શ્રીહરિરાયજી પુષ્ટિજીવના ભગવદ્ ભાવના પોષણ માટે પ્રસાદી ભોજન લેવાની આજ્ઞા કરે છે.

**તત્ ઉચ્છિષ્ટભક્ષણમ્**

જીવે પ્રભુનું પ્રસાદી અન્ન ભોજનમાં લેવું. પુષ્ટિમાર્ગમાં સામાન્યતઃ વૈષ્ણવ અસમર્પિત પ્રસાદ લેતા નથી. કદાચ કોઇ કારણે વૈષ્ણવને બહારગામ જવાનું થાય અને જે તે ઘેર પ્રસાદી અન્ન ભોજનમાં મળે તેમ ન હોય તો છેવટે શ્રીઠારોકજીને ધરાવેલી મીશ્રી પધરાવીને પ્રસાદ લે. જેથી બધુ ભોજન પ્રસાદી બની જાય. અસમર્પિત પ્રસાદ લેવો તે પુષ્ટિમાર્ગમાં દોષ ગણાય છે. પ્રભુને ભોગ ધરેલું લેવું તેનું નામ સમર્પિત અને પ્રભુને ભોગ ધરાવ્યા વિનાનું લેવું તેનું નામ અસમર્પિત. બ્રહ્મસંબંધ લીધા પછી જીવના બધા પ્રકારના દોષો દૂર થઇ જાય છે. તે દોષો ફરીથી જીવમાં ન ઉદ્ભવે તે માટે સમર્પિત અન્ન જીવે લેવું જોઇએ. સમર્પિત પદાર્થોથી જ વૈષ્ણવે પોતાનો જીવન નિર્વાહ કરવો જોઇએ.

અસમર્પિત ભોજન લેવાથી જીવની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. બુદ્ધિ ભ્રષ્ટ થવાથી જીવનાં બધાં કાર્યો અઘટિત બને છે. પરિણામે જીવને પ્રભુ માટે પ્રેમ થતો નથી. અમસર્પિત ત્યાગનો સૌથી ઉત્તમ પ્રકાર પ્રભુને ભોગ ધર્યા પછી તે ભોગનું પ્રસાદી અન્ન લેવું. તે સૌથી ઉત્તમ પ્રકાર છે. તે ન બને તો મીશ્રી આદિ પ્રભુને ધરાવી, ભોજન આદિમાં તે મીશ્રી પધરાવવી.

તેનાથી એ પદાર્થોનો અસમર્પિતનો દોષ દૂર થશે, પરંતુ આ એક વિકલ્પ છે, મજબૂરીથી આચરેલું પગથિયું છે. તે કંઇ ઉત્તમ પ્રકાર નથી. પ્રભુને સાક્ષાત્ ભોગ ધરીએ અને પ્રભુ અંગીકાર કરે તે એમનું સાક્ષાત્ અધરામૃત છે. એ કૃષ્ણાધરામૃત સ્વાદની સિદ્ધિ છે. જયારે એમાં પ્રસાદી પધરાવીને લઇએ તે કેવળ અસમર્પિતનો દોષ દૂર કરનાર છે. પ્રભુનું એ સાક્ષાત્ અધરામૃત બનતું નથી.

વૈષ્ણવોએ એક બીજી વાત પણ આચરવી. મહાનુભાવોએ એવી આજ્ઞા કરેલી છે કે : 'વૈષ્ણવે જયાં જયાં જાય ત્યાં તેણે પોતાની સાથે એક ડબ્બીમાં ચરણામૃત રાખવું. આજનો યુગ દોડાદોડીનો યુગ છે. કેટલીક વખત બહારગામ વૃત્તિને અર્થે ફરવું પડે અને કોઇ વખતે લોજ કે હોટલમાં ઉતરવું પડે. તે વખતે બીજો કોઇ ઇલાજ આપણી પાસે ન હોય. આપણે કયાં સુધી ભૂખ્યા રહી શકીયે ? વૈષ્ણવ હોટલમાં ડાયનિંગ ટેબલ પર જમવા બેસે તે વખતે ખિસ્સામાં રાખેલી ચરણામૃતની ડબ્બીમાંથી થોડું ચરણામૃત પોતાના ભોજનમાં પધરાવીને લે તો તેનો અન્નદોષ દૂર થઇ શકે છે. જેમ કે ડાયાબિટીસનો દર્દી ચા કે દૂધમાં ખાંડને બદલે સેકેરીનની ગોળી નાંખવા તે સેકેરીનની ડબ્બી પોતાના ખિસ્સામાં જ રાખે છે, તે જ રીતે વૈષ્ણવે બહારગામ જતી વખતે ચરણામૃતની ડબ્બી પોતાની પાસે જ રાખવી. અસમર્પિતમાંથી છૂટવાનો આ પણ એક સરળ વિકલ્પ છે.''

આપણે એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે શ્રીમહાપ્રભુજીએ **'સિદ્ધાંતરહસ્ય ગ્રંથ'**માં આજ્ઞા કરી છે કે **'અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્ વર્જનમાચરેત્ ।'** અસમર્પિત ન લેવાય તે ઉત્તમ છે. અસમર્પિત અન્ન એ દુષ્ટ અન્ન છે. પુષ્ટિજીવ જે દિવસથી બ્રહ્મસંબંધ દીક્ષા લે છે તે દિવસથી તેણે નિશ્ચય કરવો જોઇએ કે કોઇપણ અસમર્પિત પદાર્થ તે ગ્રહણ કરશે નહિં. વૈષ્ણવે હંમેશાં વિચારવું કે મેં મારું સર્વસ્વ પ્રભુને સમર્પણ કર્યું છે એટલે મારે ઉપયોગની તમામ વસ્તુઓ પ્રભુને સમર્પિત કરીને પ્રસાદી તરીકે લેવી જોઇએ. તેમાં પ્રસાદી અન્ન મુખ્ય છે અન્નથી મન બને છે. શરીરને સાત્ત્વિક સમર્પિત આહાર આપીશું તો મન પણ સાત્વિક બનશે. શ્રીહરિરાયજી તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે,

''દુષ્ટાન્નભક્ષણં ચાપિ હિ અસમર્પિત ભક્ષણં સર્વથા હિ ભાવબાધકઃ ઇષ્યતે ।''

દુષ્ટ અન્ન ખાવાથી મન બગડે છે.

એક બ્રાહ્મણ સુંદર કથાવાર્તા કરે. તેમની કથા ભીલ કોમના કોઇ માણસે સાંભળી. તેથી તેને પણ પોતાને ત્યાં મહારાજની કથા કહેવરાવવાની ઇચ્છા થઇ. તેણે મહારાજને કહ્યું, ''મહારાજ ! મારે ત્યાં કથા કરવા પધારશો ?''

મહારાજે હા પાડી. બીજે દિવસે નિત્ય કર્મથી પરવારી મહારાજ યજમાનને ઘરે જવા નીકળ્યા. બપોરે યજમાને સીધું આપ્યું. તેનાથી મહારાજે રસોઇ કરી પ્રસાદ લીધો. સાંજે કથા પૂરી કરી મહારાજ ઘેર આવવા નીકળ્યા. રસ્તામાં તેમણે કોઇ બળદના ગરદનેથી નીકળી પડેલ પિત્તળનો એક ઘંટ પડેલો જોયો. તેમણે મનમાં વિચાર્યું, 'લાવને ઘેર લઇ જાઉં. આ ઘંટને વેચીશ તો સારા પૈસા આવશે.' એમ વિચારી ઘંટ થેલીમાં મૂક્યો.

આ મહારાજ હતા તો પવિત્ર. તો પછી તેમની બુદ્ધિ ઘંટ લઇ લેવા માટે કેમ બગડી ? કારણ કે તે દિવસ તેમણે ચોરીનો ધંધો કરનાર કોમની વ્યકિતને ત્યાં અન્ન લીધું હતું. અન્નથી મન બંધાય છે. તે સિદ્ધાંત અનુસાર આ પવિત્ર મહારાજની બુદ્ધિ પણ આજે ઘંટ ચોરવાની થઇ. તેથી સિદ્ધ થાય છે કે અન્નદોષ બુદ્ધિનો નાશ કરે છે.

શ્રી મહાપ્રભુજીએ 'સિદ્ધાંત રહસ્ય' ગ્રંથમાં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે,

**"અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્ વર્જનમાચરેત્ ।**

**નિવેદિભિઃ સમર્પ્યૈવ સર્વં કુર્યાદિતિ સ્થિતિઃ ॥"**

જીવે બ્રહ્મસંબંધ લીધા પછી પ્રભુને સમર્પણ કર્યા સિવાયની વસ્તુનો ત્યાગ કરવો જોઇએ અને જેણે પ્રભુને નિવેદન કર્યું છે, તેણે તો પ્રભુને સર્વ સમર્પણ કરીને જ સર્વ કાર્ય કરવાં. એ જ પુષ્ટિમાર્ગની મર્યાદા છે. વૈષ્ણવે તો કેવળ પ્રસાદીરૂપ અન્નનો જ ઉપયોગ કરવો જોઇએ.

દુર્યોધનના દરબારમાં ભીષ્મપિતામહ જેવા મહાપુરુષ બેઠા હોવા છતાં, જ્યારે ભરસભામાં દુર્યોધન દ્રૌપદ્રીની લજ્જા લેવા તેના ચીર ખેંચવા તૈયાર થયો, ત્યારે ભીષ્મપિતામહ તેને રોકી શકયા નહીં. કોઇએ તેમને પૂછ્યું, "દેવવ્રત ! આવાં દુષ્ટ કાર્યો કરતાં તમે દુર્યોધનને કેમ ન રોક્યો ?" તેમણે જવાબ આપ્યો : "જેવું અન્ન ખાધું હતુ તેવી મારી બુદ્ધિ થઇ હતી." દુષ્ટ અન્નનો આ કેવો પ્રભાવ !

ભકત કવિ દયારામભાઇ પોતાના 'ભકિતપોષણ' કાવ્યમાં કહે છે કેઃ

**"અન્યાશ્રય અસમર્પિત એ બે મોટા દુસ્તર રોગ**

**સર્વ વસ્તુ શ્રીનાથને અર્પી ઉચ્છિષ્ટ કરવો ભોગ."**

શ્રી હરિરાયજી પ્રભુની સાંનિધ્યમાં રહેવાનું, તેમની કૃપા મેળવવાનું અને પ્રભુની પ્રસાદી અન્ન લેવાની આજ્ઞા કર્યા પછી હવે વૈષ્ણવના ભગવદ્ ભાવનું પોષણ કરવા 'સેવા' સાધનનું આપશ્રી નિરુપણ કરે છે.

સેવનાત્ અપિ

પ્રભુનિ સેવા કરવાથી વૈષ્ણવના ભાવનું પોષણ થાય છે. 'સિદ્ધાંતમુકતાવલી' માં શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગીય જીવોના જીવનની સાર્થકતા સેવામાં છે તે સમજાવતાં આજ્ઞા કરી છે કે, 'કૃષ્ણસેવા સદા કાર્યા' પુષ્ટિજીવે શ્રીકૃષ્ણની સેવા નિત્ય કરવી જોઇએ. બ્રહ્મસંબંધ લીધા પછી પુષ્ટિજીવનું પરમ કર્તવ્ય પુષ્ટિપ્રભુની સેવા બને છે. સેવાએ સાધનરૂપ અને ફલરૂપ છે. તનુ - વિનજા સેવા પુષ્ટિજીવ કરે ત્યાં સુધી તે સેવા સાધન છે. એ જ સેવા સાધ્ય પણ છે. સેવા પ્રેમપૂર્વક કરવી જોઇએ. સેવા કરવાનો લહાવો પુષ્ટિજીવને મળે છે તે જ ભગવદ્સેવાનું મુખ્ય ફલ છે.

કપિલ ભગવાન માતા દેવહૂતિને સેવાનું ફલ સમજાવતાં કહે છે કે 'માતાજી ! ભકતોને સેવામાં એવો આનંદ આવવો જોઇએ કે જો ભગવાન તેને ચાર પ્રકારની મુકિત આપે તો તે મુકિતને પણ ભકત સ્વીકારવા તૈયાર ન થાય.' પુષ્ટિભકત તો સેવાનેજ મુખ્યફળ માને છે. સેવા વૈષ્ણવે દાસભાવથી કરવી જોઇએ. ભકત કવિ દયારામભાઇ પોતાના પદમાં ગાય છે કે,

**"હરિના જનતો મુકિત ન માગે, માગે જનમો જનમ સેવા રે"**

વૈષ્ણવ પોતે પ્રભુનો દાસ છે તે વાત એક ક્ષણ પણ તેણે ભૂલવી જોઇએ નહીં. સેવા નાની છે કે મોટી તે વિચાર પણ તેને આવવો જોઇએ નહીં.

શ્રીમહાપ્રભુજીએ સેવાનો સિદ્ધાંત વૈષ્ણવગોને સુંદર રીતે સમજાવ્યો કે પુષ્ટિમાર્ગ તો ભાવાત્મક છે. ભાવાત્મક પ્રભુને પ્રસન્ન કરવા વૈષ્ણવે દાસ બની પોતાના તન અને ધનથી સેવા કરવી જોઇએ. તન અને ધનથી સેવા કરી દામોદરદાસ સંભરવાલાએ. તેઓ કનોજના દીવાન અને નગરશેઠ હતા. તેમને ત્યાં અઢળક સંપત્તિ હતી. અરે ! દાયજામાં તેમના પત્નીને બસો તો દાસીઓ મળેલી. આવા કરોડપતિ શેઠ સેવા પોતાના તનથી કરતા. પોતાના સેવ્ય સ્વરૂપ શ્રી દ્વારકાધીશને માટે જાતે જલ ભરવા ગાગર ખભે લઇને કનોજના રાજમાર્ગ પરથી પસાર થાય. શું એમને સંકોચ કે વિચાર નહી આવતો હોય કે 'હુ રાજ્યનો દીવાન, કનોજ, નગરનો શેઠ, આમ રસ્તે જળ ભરેલી ગાગર લઇને' જઇશ તો કેવું લાગશે ?' ના. પ્રભુ પ્રત્યેના પ્રેમને લીધે, પ્રભુની પ્રસન્નતા માટે જે લોક લાજનો ત્યાગ કરી તનુવિત્તજા સેવા કરે તે ભકત જ પોતાના ભગવદ્ભાવરૂપ નિધિનું પોષણ કરી શકે. જેમ

કૃષ્ણદાસજીએ ગાયું છે કેઃ

**"કૃષ્ણદાસ ધન્ય - ધન્ય રાધિકા**
**લોક-લાજ સબ પટકી-ગ્વાલિની કૃષ્ણદરસ સોં અટકી."**

ગોપીએ કૃષ્ણની સેવા માટે લૌકિક અપવાદની પણ પરવા નથી કરી. લોક લાજને તો તેણે પટકી દીધી છે. તેને લોકલાજનો વિચાર પણ આવતો નથી. તે જ રીતે દામોદરદાસે પણ લોકલાજનો ત્યાગ કર્યો છે. તેઓ ગાગર ભરવા જાય છે. તેથી તેમના સસરા શરમાય છે, પરંતુ શ્રીમહાપ્રભુજીની કૃપાથી આવા સત્તાવાળા અને શ્રીમંત ભગવદીયની લોકલાજ પણ શ્રીઠાકોરજીની સેવા માટે છૂટી જાય છે. પ્રેમ પૂર્વક ભગવત્ સેવામાં લાગી જો ભકત લોક લાજને છોડી દે તો જ તે ભાવપૂર્વક સેવા કરી શકે.

શ્રીહરિરાયજી પ્રત્યેક વૈષ્ણવને સેવા કેવી રીતે કરવી, સેવાના સ્વરૂપને કેવું સમજવું, સમજીને કેવી રીતે આચારણ કરવું તે સમજાતાં આજ્ઞા કરે છે કે :

**"સેવાડપિ કાયિકી કાર્યા નિરુધ્ધેન એવ ચેતસા ।"**

ચિત્તનો પ્રભુમાં નિરોધ કરીને એકાગ્ર ચિત્તે વૈષ્ણવે સેવા કરવી જોઇએ. એ જ વાત શ્રીમહાપ્રભુજીએ 'સિદ્ધાંત મુકતાવલી' માં કહી છે કે :

**'ચેતસ્તત પ્રવણં સેવા'** સેવા કરતાં કરતાં મન ઠાકોરજીમાં તલ્લીન થઇ જાય તેનું નામ સેવા.

એકાગ્ર ચિતે સેવા કરી શ્રીગુસાંઇજીના સેવક રાજા આસકરણે એક વખતે આસકરણ રાજના મહેલમાં ચોર આવ્યો. તેણે વિચાર કર્યો કે : 'રાજા પ્રભુની સેવામાં સોના રૂપાનાં પાત્રો, આભૂષણો ઘણાં રાખે છે. હું મંદિરમાં પેસી જઇને તે ચોરી લઉં.' રાજા આસકરણ એકાગ્ર ચિત્તે સેવા કરતા હતાં. તે વખતે ચોર તેમની પાછળ આવીને ઉભો રહ્યો. ઠંડીના દિવસો હતા. પાછલી રાતે આખો રાજમહેલ શાંત હતો. ચોરે વિચાર્યું કે 'રાજાનું ચિત્ત સેવામાં એટલું બધું એકાગ્ર થઇ ગયું છે કે જો હું તેમને મારી નાખું તો પણ તેમને જરાએ ખબર પડશે નહીં. તેઓ મરી જશે. પછી મને ઘરેણાં ને વાસણો સારાં પ્રમાણમાં મળી જશે.' ધીમે રહીને ચોરે રાજા આસકરણને તીર માર્યું. તીર રાજાની પીઠમાં થઇ આરપાર નીકળી થયું. પણ તેમનું મન સેવામાં એટલું બધું એકાગ્ર બની ગયું હતું કે તેમને દેહનું અનુસંધાન પણ ન હતું. તેમની વ્યસન અવસ્થા સિદ્ધ થઇ ગઇ હતી. તેથી તેમને દેહધર્મોએ બાધા ન કરી. બે ભીતરિયાં ત્યાં આવી ચઢચા.

ચોરે વિચાર્યું કે, 'રાજાને તીરતો વાગ્યું છે, પણ તેઓ મર્યા નથી. હવે હું પકડાઇ જઇશ. તો મને સખત સજા થશે.' એટલે ચોર તો ત્યાંથી ભાગી

ગયો. ભીતરિયાઓએ આસકરણની પીઠમાંથી લોહી નીતરતું જોયું. તેમણે રાજાને બે ત્રણ વાર પૂછયું, 'મહારાજ ! આપની પીઠમાંથી લોહી નીકળી રહ્યું છે,' પરંતુ ચિત્તની એકાગ્રતાને લીધે સેવાના આવેશમાં ભીતરિયાના શબ્દો તેમને સંભળાયા નહીં. તેથી ભીતરિયાઓએ તે ઘાને બંધ કરીને એક મોટા કપડાથી પાટો બાંધી દીધો. લોહીથી ખરડાયેલી ભૂમિને ખોતરી નાંખી, ખાસા કરી નાંખી. પછી આસકરણ રાજા ભોગ આરતી કરી અનોસરમાં આરતી કરી બહાર નીકળ્યા, ત્યારે તેમને દેહનું ભાન આવ્યું. તેમણે ભીતરિયાઓને પૂછ્યું, 'મને આ પાટો કેમ બાંધ્યો છે ?' ભીતરિયાઓએ કહ્યું કે આપની પીઠમાં તીરનો ઘા થયો છે. રાજાએ પાટો છોડીને જોયું તો તેમને તીરનો ઘા દેખાયો.

આ રીતે આસકરણ રાજા એકાગ્ર ચિત્તે સેવા કરતા હતા, કારણ કે તેઓ વ્યસન અવસ્થાને પહોંચી ગયા હતા.

વૈષ્ણવે પ્રભુની સેવામાં ચિત્તને ભટકાવા દેવું જોઇએ નહીં. એકાગ્ર ચિત્તે સેવા કરવી. વૈષ્ણવે પોતાને ત્યાં ભગવદ્ સ્વરૂપ પધરાવ્યા પછી તેની ભાવપૂર્વક સેવા કરવી. તે સ્વરૂપ મૂર્તિ નથી, પરંતુ સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ છે, એમ માનીને પોતાનો ભાવ નિરંતર દૃઢ રહે એ રીતે સેવા કરવી. સેવામાં પ્રભુ માટે શંકા-કુશંકા પણ ન કરવી તેનાથી ભાવભંગ થાય છે. ઇશાવાસ્ય ઉપનિષદમાં ઋષિ લખે છે કે, **'ઇશાવાસ્યમિદં સવર્મ્'** ભગવાન તો સર્વ વ્યાપક પણ છે અને સાકાર પણ છે. તેમ સમજીને સેવા કરનાર વૈષ્પવે ભગવદ્ સ્વરૂપમાં સાક્ષાત્ સેવ્ય-સેવક તરીકેનો સંબંધ કેળવવો. અવ્યાવૃત થઇને સેવા કરવી. કદાચ વૃત્તિની જરૂર હોય તો પણ મન પ્રભુમાં પરોવાયેલું રાખી વૃત્તિ કરવી.

નારાયણદાસ દીવાન રાજ્યનાં કાર્યોમાં સતત રોકાયેલા રહેતા. ભગવદ્નામ ભૂલાઇ ન જવાય તે માટે તેમણે એક વ્રજવાસી પોતાની પાસે રાખ્યો. તેને એક જ કામ કરવાનું હતું. થોડી થોડી વારે નારાયણદાસને યાદ કરાવવાનું, "ભૈયા, ગોકુલ કબ ચલોગે ?" જેથી કામમાં પરોવાયેલા નારાયણદાસને પ્રભુની સ્મૃતિ થઇ આવે. આ રીતે વ્યવસાય કરતાં વૈષ્ણવે સાવધાનીપૂર્વક ચિત્તને પ્રભુમાં પરોવવા પ્રયત્ન કરવો.

"ભક્તિવર્ધિની" ગ્રંથમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે, **"વ્યાવૃત્તોડપિ હરૌ ચિત્તમ્"** આજીવિકા માટે પ્રયત્ન કરતા વૈષ્ણવે આજીવિકા કરવામાં વાંધો નથી, પણ ચિત્તને તો પ્રભુમાં પરોવાયેલું જ રાખવું. વૈષ્ણવે સેવા કરતી વખતે કેવળ પ્રભુના સુખનો જ વિચાર કરવો કે 'પ્રભુ કેવા સુકોમળ

છે! આપણા હાથ કેવા કઠણ છે !' અમ્માક્ષત્રાણી જયારે ઠાકોરજીને જગાડતાં ત્યારે બંને હાથે સુંગધી અત્તર લગાવીને ઠાકોરજીના શ્રીઅંગનો સ્પર્શ કરતાં. વૈષ્ણવે પણ તે જ ભાવે શ્રીઠાકોરજીના શ્રીઅંગને સ્પર્શ કરવો. સેવામાં સંપૂર્ણપણે પ્રભુના સુખનો જ વૈષ્ણવે વિચાર કરવો.

કેટલી વખતે વૈષ્ણવો નિશ્ચિતતા માટે દસબાર દિવસની સામગ્રી એક સામટી કરી લે છે. તે પણ બરાબર નથી. પ્રયાગની એક ક્ષત્રાણી ચરખો કાંતીને પોતાનું જીવન ચલાવતી. તેમાંથી થોડા થોડા પૈસા બચાવીને દસબાર દિવસની સામગ્રી એક સામટી બનાવી લેતી. ઠાકોરજીને તેની આ નિશ્ચિતતા ન ગમી. એક દિવસ એવું બન્યું કે શ્રીઠાકોરજી સિંહાસન પરથી ઊભા થયા અને ક્ષત્રાણીએ શીકામાં સામગ્રી મૂકેલી, તે લઇને, આરોગવા લાગ્યા. ક્ષત્રાણીને શીકા પરથી સામગ્રી ઉતાર્યાનો અવાજ સંભળાયો. એટલે તે ત્યાં જોવા આવી. તેણે જોયું તો શ્રીઠાકોરજીતો સિંહાસન પર બિરાજીને લાડુ આરોગી રહ્યા હતા. ક્ષત્રાણીએ ઠાકોરજીને કહ્યું, 'આ સામગ્રી તો આપના માટે જ મેં બનાવી હતી. દસબાર દિવસ સામગ્રી ચલાવવાની હતી, પણ આપ તો આજે બધી સામગ્રી આરોગી ગયા.' શ્રીઠાકોરજીએ કહ્યું, ''ક્ષત્રાણી ! મને તો તાજી સામગ્રી ભાવે છે. હવેથી જો તું તાજી સામગ્રી કરીને મને આરોગાવીશ તો જ હું તે આરોગીશ.'' તે દિવસથી તે ક્ષત્રાણીએ નિત્ય નવીન અને તાજી સામગ્રી કરી શ્રી ઠાકોરજીને અંગીકાર કરાવવાનો નિયમ નક્કી કર્યો.

એક વાત વૈષ્ણવે ધ્યાનમાં રાખવી. વૈષ્ણવ જો નિશ્ચિત થશે, તો તેના મનનો નિરોધ થવો અશક્ય બનશે. વૈષ્ણવે તો પ્રેમથી જ શ્રીઠાકોરજીની સેવા સામગ્રી કરવાં. ગોવિંદસ્વામી કહે છે, **''પ્રીતમ પ્રીતિ હી તે પૈયે.''**

વૈષ્ણવે પોતાની બધી ઇન્દ્રિયોનો વિનિયોગ પ્રભુસેવામાં જ કરવો. દયારામભાઇ પણ ગાય છે કે :

**''નિરખે નેત્ર નંદલાલને, શ્રુતિ કથા રટે મુખ નામ''**
**નાસિકા સૂંઘે પ્રેમશું, પ્રસાદી તુલસી પુષ્પ દામ,**
**દામ ગ્રહણ કરે કર, હરિ સેવા દોડે ચરણ પ્રભુ દર્શન લેવા,**
**મને ધ્યાન નટવર શ્યામ, સર્વાંગ કરે દંડ પ્રણામ.-સેવા શ્રીકૃષ્ણકૃપાળ**

વૈષ્ણવની પ્રત્યેક ઇંદ્રિય ઠાકોરજીની સેવામાં જ સતત ગૂંથાયેલી રહે તો જ સેવા સિદ્ધ થશે. નેત્રની સાર્થકતા શ્રીઠાકોરજીનાં દર્શનમાં છે. કાનની સાર્થકતા પ્રભુની કથા સાંભળવામાં છે. નાસિકાની સાર્થકતા પ્રભુની પ્રસાદી

તુલસીની સુગંધ લેવામાં છે. મુખની સાર્થકતા પ્રભુનામ લેવામાં છે. હાથની સાર્થકતા પ્રભુ સેવા કરવામાં છે. આમ પ્રત્યેક ઇંદ્રિય સેવામાં ઉપયોગી થાય તો જ વૈષ્ણવના જીવનની સાર્થકતા છે. એ ઇંદ્રિયો જયારે પોતાનાં કર્તવ્યો બજાવતી હોય ત્યારે પણ વૈષ્ણવનું મન ભાવસહિત તે ક્રિયાઓ કરતું હોય, તો તેની સેવા સિદ્ધ થશે. જો મન ભાવથી સેવા ન કરે તો સેવા ક્રિયાત્મિકા બનશે. એટલે વૈષ્ણવ સેવા તો કરશે પણ તેનો સેવા કર્યાનો આનંદ નહી મળે. શ્રી હરિરાયજી સેવાને પ્રભુપ્રાપ્તિનું સાધન એટલા માટે કહે છે કે જે હેતુથી વૈષ્ણવ સેવા કરે છે તે હેતુ ત્યારે જ સિદ્ધ થાય કે સેવા રસમય બને. ભાવથી કરેલી સેવાથી જ પ્રભુ પ્રસન્ન થશે.

શ્રીમદ્ ભાગવતજીમાં નારદમુનિએ પ્રચેતાઓને પણ આજ વાત કહી છે કે,"તે મનુષ્યનો જન્મ, કર્મ, આયુષ્ય, મન અને વાણી સફળ થયાં ગણાય કે જેના દ્વારા ભકત સર્વાત્મા, સર્વેશ્વર શ્રીહરિની સેવા કરી શકે."-૧

શ્રી હરિરાયજી ભાવપોષકમ્ ગ્રંથમાં ભાવની સિદ્ધિ માટે ચાર સાધનો બતાવે છે.

૧. વૈષ્ણવે હંમેશાં પ્રભુની સંનિધિમાં રહેવા પ્રયત્ન કરવો.
૨. તેણે પોતાનું દૈનિક જીવન એવી રીતે ગોઠવવું કે તેના પર પ્રભુની કૃપા ઉતરે.
૩. તેણે પ્રભુની ઉચ્છિષ્ટ વસ્તુ જ ગ્રહણ કરવી.
૪. શ્રીમહાપ્રભુજીએ બ્રહ્મસંબંધ દીક્ષા આપતી વખતે કરેલી શ્રીઠાકોરજીની સેવા કરવાની આજ્ઞાનું પાલન કરવું.



ગીતામાં શ્રીકૃષ્ણ આજ્ઞા કરે છે કે - જે તપ કરે છે., તે તપસ્વીથી તપોયોગી મોટો છે. તપયોગી કરતાં કર્મ કરનારો મોટો છે. કર્મ કરનારથી કર્મયોગી મોટો છે. કર્મયોગીથી જ્ઞાની મોટો છે. જ્ઞાની કરતાં જ્ઞાનયોગી મોટો છે જ્ઞાનયોગી થી ભકત મોટો છે. ભકત કરતાં ભકતયોગી મોટો છે. ભકતયોગી ભકત મને સૌથી વધુ પ્રિય છે.

## શ્લોક બીજો

**તત્કૃત્યનુકૃતે ર્નિત્યં તદ્વાગ્વિશ્વાસતોઽપિ ચ ।**

**તદ્ ભાવભાવનાન્નૂનમવ્યાવૃત્તિપરાત્મના ॥૨॥**

**શબ્દાર્થ :** તત્-તેમનું (પ્રભુનું); **કૃતિઃ**-કાર્ય; **અનુકૃતે**-આધીન થઇ રહેવાથી; **નિત્યં**-હંમેશાં; તત્-તેમની (પ્રભુની); વાક્-વાણીમાં; **વિશ્વાસતઃ**-વિશ્વાસ રાખવાથી; **અપિ**-પણ; **તદ્**-તેમના (પ્રભુના); **ભાવભાવનાત્**-ભાવની ભાવના કરવાથી; **નૂનમ્**-ખરેખર; **અવ્યાવૃત્તિપર**-અવ્યાવૃત્તપરાયણ રહીને; **આત્મના**-જાતે.

**શ્લોકાર્થ :** શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે પ્રભુ માટેના ભાવની સિદ્ધિ માટે વૈષ્ણવે પ્રભુના કાર્યને આધીન રહીને હંમેશા આચરણ કરવું, પ્રભુની વાણીમાં વિશ્વાસ રાખવો, પ્રભુ પ્રસન્ન થાય તેવા જ ભાવની ભાવના કરવી અને બને ત્યાં સુધી વૈષ્ણવે અવ્યાવૃત્ત (આજીવિકા ચલાવવા કાર્ય ન કરવું તે) રહી જાતે પ્રભુ પરાયણ રહેવું. - ૨.

**વિવરણ :** શ્રી હરિરાયજી ભગવદ્ભાવની સિદ્ધિ માટે આજ્ઞા કરે છે કે વૈષ્ણવે

**તત્ કૃતિઃ અનુકૃતેઃ નિત્યમ્**

વૈષ્ણવે નિત્ય પ્રભુની કૃતિને આધીન રહી આચરણ કરવું જોઇએ. પ્રભુની કૃતિ એટલે જીવ માટે પ્રભુ જે ક્રિયા કરે તે પ્રભુની કૃતિ ગણાય. મનુષ્ય જે ક્રિયા કરે તે કર્મ કહેવાય. પ્રભુ પોતાના માટે જે ક્રિયા કરે તે લીલા કહેવાય. ત્રિવિધ નામાવલીમાં પ્રભુના કાર્યોને ત્રણ વિભાગમાં વહેંચ્યાં છે. વ્રજમાં પ્રભુએ ગોપો અને ગોપીઓ સાથે જે લીલા કરી તે બાલલીલા, મથુરામાં જે લીલા કરી તે રાજસ લીલા, અને દ્વારિકામાં જે લીલા કરી તે પ્રૌઢલીલા.

શ્રીહરિરાયજી પ્રભુની કૃતિને **તત્ કૃતિઃ** કહે છે. પ્રભુએ જીવ માટે જે કાર્ય કર્યું, તેને પ્રભુની કૃતિ કહી. જીવ જ્યારે પ્રભુનો બને છે ત્યારે જીવ માટે સારું શું અને નરસું શું તે જીવે વિચારવું પડતું નથી. તેણે તો પ્રભુ જે કાર્ય કરવા પ્રેરણા કરે તે પ્રમાણે જે તે પરિસ્થિતિને આધીન રહી પ્રભુ પ્રસન્ન થાય તેમ વર્તવાનું છે, આચરણ કરવાનું છે. તે આચરણ પણ સંતોષપૂર્વક અને આનંદથી કરવાનું છે.

કુંભનદાસજી શ્રીમહાપ્રભુજીના અંતરંગ સેવક હતા. શ્રીજીબાવા તેમની ગોદમાં બેસી વાતો કરતા. તેમની સાથે ખેલતા. પ્રભુ સાથે તેમનો આટલો

નિકટનો સંબંધ હોવા છતાં તેઓ એટલા બધા નિષ્કંચન હતા કે તિલક કરવા તેમની પાસે આરસી પણ ન હતી. એટલે તાસકમાં જળ રેડી, તેમાં પોતાનું પ્રતિબિંબ જોઇ કપાળમાં તિલક કરતા. શ્રીઠાકોરજીને ભોગ ધરવા તેમની પાસે બેજરની રોટી સિવાય બીજી કોઇ સામગ્રી ન હતી. શ્રીઠાકોરજીના અંતરંગસેવક અને અનન્યભકત હોવા છતાં પ્રભુની ઇચ્છા કુંભનદાસને અકિંચન રાખવાની હતી. પ્રભુની આ કૃતિને આધીન રહી કુંભનદાસ પૂર્ણ સંતોષ અને આનંદથી સેવા, સ્મરણ અને કીર્તન કરતા.

આવી પરિસ્થિતિમાં હોવા છતાં તેઓ એટલી દિવ્યતાથી જીવતા કે રાજા માનસિંહને પણ તેમને બેદરકારીથી કહી દીધું કે 'આજ પછી તમે મને મળવા આવશો નહીં.'

આનું નામ પ્રભુની કૃતિને આધીન રહી આચરણ કર્યું કહેવાય. આવું આચરણ વૈષ્ણવને પ્રભુમાં સ્નેહ કરાવે, તેના ભગવદ્ ભાવને પોષણ આપે છે અને ભગવદ્ ભાવ દઢ કરાવે છે.

પરિક્ષિત રાજા ભગવદ્ ભકત હતા. જયારે તેઓ ગર્ભમાં હતા, ત્યારે તેમનો નાશ કરવા અશ્વત્થમાએ ગર્ભમાં બ્રહ્માસ્ત્ર છોડચું હતું. ભગવાન શ્રીકૃષ્ણે તેમનું માતાના ગર્ભમાં રક્ષણ કર્યું હતું. એ પણ ભગવાની એક કૃતિ, પરંતુ પરિક્ષિતે શમીકઋષિના ગળામાં મરેલો શર્પ નાખ્યો ત્યારે ક્રોધિત થયેલા શમીકઋષિના પુત્રે પોતાના પિતાના ગળામાં મરેલો શર્પ નાખનારને સર્પદંશ થશે તેવો શ્રાપ આપ્યો ત્યારે પ્રભુએ શર્પદંશથી પરિક્ષિત રાજનું રક્ષણ ન કર્યું, કારણ કે પરિક્ષિતના આ પ્રસંગથી ભગવાનને શ્રીશુકદેવજી દ્વારા શ્રીભાગવતજીનો પ્રચાર કરાવવો હતો. શાપને નિમિત્ત બનાવીને પરીક્ષિતનું ભગવાને રક્ષણ નહિ કરતાં, મોક્ષ અપાવવા તેમને શ્રીમદ્ ભાગવતજીનું શ્રવણ ગંગાકિનારે બેસાડી કરાવ્યું. એ પણ પ્રભુની કૃતિ.

પરીક્ષિત રાજાએ સર્પદંશનો સ્વીકાર પણ કરી લીધો. અર્થાત્ તેમણે પભુની કૃતિને સ્વીકારી લીધી. આમ પ્રભુ તો પોતાની તમામ કૃતિઓ વૈષ્ણવોના કલ્યાણ માટે જ કરે છે. જે ભગવદીયો હોય છે તે પ્રભુની કૃતિથી કદી અસંતોષ માનતા જ નથી, પરંતુ વિશેષમાં તેઓ તો પ્રભુની કૃતિને આધીન થઇ આનંદથી જીવે છે અને ઘડી પણ પ્રુભને વિસારતા નથી.

પુષ્ટિમાર્ગમાં પ્રભુની કૃતિની જ પ્રધાનતા છે. **'વિવેક ધૈર્યાશ્રય ગ્રંથ'**માં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે **'વિવેકસ્તુ હરિઃ સર્વં નિજેચ્છાતઃ કરિષ્યતિ'** પ્રભુને જે કરવું હોય તે પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે. તે પણ કેવળ જીવના કલ્યાણ માટે જ કરે છે, પછી ભલેને જીવ ધર્મ રહિત હોય

કે સર્વધર્મ સહિત હોય, ઉત્તમ જાતિનો હોય કે હીનજાતિનો હોય, છતાં પ્રભુની ઇચ્છા તેનું કલ્યાણ કરવાની હોય તો પ્રભુ પોતાના પ્રમેયબળથી બધું જ સારું કરે છે.

અલીખાન અને તેની પુત્રીને પ્રભુએ ફલદાન કરવાની ઇચ્છા કરી તો બુદ્ધિપ્રેરક શ્રીકૃષ્ણે તેમને શ્રીગુસાંઇજીને શરણે લાવવા ચાચા હરિવંશજીને આજ્ઞા કરી અને તેઓ ગુસાંઇજીને શરણે આવ્યા. મ્લેચ્છ હોવા છતાં તેમનો પુષ્ટિમાં અંગીકાર થયો. આ પણ પ્રભુની કૃતિ. પુષ્ટિમાર્ગમાં પ્રભુની ઇચ્છા જ કારણરૂપ છે. તેમ માનીને વૈષ્ણવે ભગવાનની કૃતિને આધીન થઇને આચરણ કરવું.

નરસિંહ મહેતાએ પણ આ ભાવનું પદ ગાયું છે કે :

**"જે ગમે જગતગુરુ દેવ જગદીશને તે તણો ખરખરો ફોક કરવો**
**આપણો ચિંતવ્યો અર્થ કંઇ નવસરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો."**

માટે શ્રીહરિરાયજી વૈષ્ણવ માત્રને આજ્ઞા કરે છે કે : વૈષ્ણવે પ્રભુની કૃતિને આધીન થઇને જીવવું. તેમાં જીવને ખૂબ જ આનંદ આવશે. તે મસ્તરામ બનીને જીવી શકશે. Come What May 'પ્રભુ જે કરશે તે ભલી કરશે !' ચિંતાને ટાળવા અને આનંદથી જીવવાનું આ કેવું સોનેરી અને દિવ્ય સૂત્ર !

શ્રીગુસાંઇજીના સેવક એક વૈષ્ણવ. તેમના મનમાં આ સિદ્ધાંત તેમના રોમરોમમાં વણાઇ ગયેલો કે 'પ્રભુ જો કરે સો ભલી.' તેઓ રાજાના દીવાન. રાજાએ મરતી વખતે પોતાના રાજકુમારને પાસે બોલાવી કાનમાં કહેલું કે સુખેથી રાજ્ય ચલાવવું હોય તો આપણા દીવાનની સલાહ મુજબ ચાલજો. રાજકુમાર તો યુવાન અને તેમાં વળી સત્તાનું ગુમાન. એક વખતે રાજાના પોતાના રાજકુમારને શેરડી ખાવાની ઇચ્છા થઇ. રાજા ચપ્પાથી શેરડી છોલે ને કુમારને ખવરાવે. શેરડી છોલવા જતાં રાજાનો અંગૂઠો કપાઇ ગયો. પ્રજાને ખબર પડી. લોકો રાજાની ખબર પૂછવા દોડાદોડી કરે. દીવાન પણ રાજાને ત્યાં તેમની ખબર કાઢવા ગયા. વાતોમાં ને વાતોમાં દીવાનથી પેલું સૂત્ર બોલાઇ ગયું 'રાજાજી ! પ્રભુ જો કરે સો ભલી.'

આ સૂત્ર સાંભળી રાજાને ગુસ્સો આવ્યો. એક તો મારો અંગૂઠો કપાઇ ગયો અને દીવાન કહે છે કે 'પ્રભુએ જે કર્યું તે સારું કર્યું'. ખરેખર ! દીવાન ઘરડા થયા છે એટલે સાઠે બુદ્ધિ નાઠી લાગે છે. તેમણે દીવાનનું કાસળ કાઢી નાખવા મારાઓ બોલાવ્યા. દીવાન રોજ સવારે વહેલા નદીના કાંઠે

આવેલા મંદિરે દર્શન કરવા જાય. રાજાએ મંદિરને રસ્તે મારાઓ મોકલ્યા અને ત્યાં દીવાનને પૂરા કરી નાખવાની યુકિત કરી. પ્રભુ ઇચ્છાએ એવું બન્યું કે તે દિવસે દર્શન કરવા જતાં દીવાનનો પગ ખાડામાં પડચોને પગે મચકોડ આવ્યો. એટલે તેઓ તે દીવસે દર્શન કરવા મંદિરે ન જતાં ઘરે પાછા આવ્યા, મારાઓએ રાજાને ખબર આપીકે આજે દીવાનજી દર્શન કરવા આવ્યા નથી, દીવાન દર્શન કરવા કેમ નથી ગયા તેની રાજાએ ખબર કરાવી. તેમને જાણ થઇ કે સવારે દર્શન કરવા જતાં તેમનો પગ ખાડામાં પડચો અને મચકોડાઇ ગયો છે. રાજા દીવાનની ખબર કરવા ગયા તો દીવાન એ જ ધ્રુવ વાક્યો બોલ્યા 'પ્રભુ જો કરે સો ભલી.' રાજા મનમાં સમજ્યા કે દીવાનનું માનવુંતો બરાબર છે. હવે થોડા દિવસ પછી એવું બન્યું કે રાજા શિકારે ગયા. પોતાના માણસોથી છૂટા પડી થચા અને ભીલોના હાથમાં પકડાઇ ગયા. ભીલ લોકો તેમની દેવીને બલિ આપવા રાજાને દેવી આગળ લઇ ગયા. તેમનો અંગૂઠો કપાયેલો હોવાથી ભીલોએ તેમને છોડી દીધા. જો રાજાનો અંગૂઠો કપાયેલો ન હોત તો આજે તેઓ પણ ભૂતલ પર ન હોત. રાજાને બરાબર ખાત્રી થઇ કે 'રાજાજી ! પ્રભુ જો કરે સો ભલી.'. તેમણે દીવાનના આસૂત્રને હૃદયથી બિરદાવ્યું. માટે શ્રીહરિરાયજી વૈષ્ણવને શિક્ષા આપે છે કે 'વૈષ્ણવે પ્રભુની કૃતિને આધીન થઇને જ જીવવું. જેથી જીવ નિશ્ચિત બનશે અને તેના ભગવદ્ ભાવનું પોષણ થશે.' એક કવિએ આ ભાવનું ગાયું છે કે :

**"ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સહેજે.**
**ગણ્યું જે પ્યારું પ્યારાએ, અતિ પ્યારું ગણી લેજે."**

પૃષ્ટિજીવોએ પોતાનો સ્વભાવ આવો જ બનાવવો જોઇએ. પુષ્ટિજીવે પ્રભુની કૃતિને આધીન થઇને જીવન જીવવું જોઇએ. એમાં જ તેનું કલ્યાણ છે. જીવબુદ્ધિથી કદાચ આ વાત આપણા ગળે ઉતરતાં વાર લાગે, તો પણ તેનો સ્વીકાર કરવામાં જ આપણું હિત સમાયેલું છે. શ્રીહરિરાયજી આ સાધનથી એ સમજાવવા માંગે છે કે **'જગતમાં બધું પ્રભુની ઇચ્છાથી જ થાય છે. આપણે તેમાં ડહાપણ ડહોળવાની જરૂર નથી.'**

અહીં જીવ શંકા કરે કે જો બધું પ્રભુની ઇચ્છાથી જ થવાનું હોય તો જગતમાં જીવને સ્વબુદ્ધિથી કંઇ જ કરવાનું રહેતું નથી. પ્રભુની ઇચ્છા ભોજન કરાવવાની હશે. તો પ્રભુ મુખમાં આવી ભોજન મૂકી જશે. રસોઇની ખટપટ કરવાની પણ જરૂર નથી. આપણો તો બસ હાથપગ જોડીને બેસી જ રહેવું. ના, આ માટે તો કહ્યું છે કે :

**ઉદ્યમેન હિ સિધ્યન્તિ કાર્યાણી ન મનોરથૈઃ ।**

**નહિ સુપ્તસ્ય સિંહસ્ય મુખે પ્રવશન્તિ મૃગાઃ ॥**

જેમ ઊંઘતા સિંહના મોઢામાં પ્રાણીઓ આવીને પડતા નથી, પોતાના ખોરાક માટે સિંહને શિકાર શોધવા તો નિકળવું જ પડે, તેમ કાર્યની સિદ્ધિ માટે જીવે પોતાની બુદ્ધિ અને શકિત અનુસાર પ્રયત્ન તો કરવાનો જ છે. ત્યાં શ્રીહરિરાયજી પણ એવી આજ્ઞા કરે છે કે 'જીવ તો હરિની ઇચ્છાને માન આપી પોતાની શકિત અનુસાર કાર્ય તો કરે જ જવું. જો જીવ એમ કરશે તો પ્રભુ તેની બધી ઇચ્છાઓ સિદ્ધ કરી આપશે.' આ માટે ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે 'જે અનન્ય ભકતો મારું ચિંતન કરે છે, મને જાણવા પ્રયત્ન કરે છે અને મારા જ નિરંતર મનથી લાગેલા રહે છે, તેમનું યોગક્ષેમ હું નિરંતર વહન કરું છું.' ભકતોનાં તો ભગવાન બધાં કાર્યો કરે જ છે. એટલે આપણે વૈષ્ણવે તો એક જ સિદ્ધાંત ધ્યાનમાં રાખવો કે "રામ રાખે તેમ રહેવું" પ્રભુ જે સ્થિતિમાં મૂકે તે સ્થિતિ વૈષ્ણવે આનંદપૂર્વક સ્વીકારી લઇ સદા રાજીરાજી હૃદયમાં જ રહેવું.

વ્યાકરણશાસ્ત્રી પાણિનિના બાલપણનો એક પ્રસંગ છે. જયારે તેઓ નાના હતા, ત્યારે તેમની ઉંમરના બાળકો સાથે તેઓ શેરીમાં રમતા હતા. તે વખતે અચાનક હાથ જોનારો જયોતિષી શેરીમાં આવી ચઢ્યો. બધાં બાળકોએ જ્યોતિષીને પોતાના હાથ બતાવ્યા. પાણિનિએ પણ પોતાનો હાથ જયોતિષીને બતાવ્યો. જયોતિષીએ પાણિનિને કહ્યું, "ભાઇ ! તારા નસીબમાં વિદ્યા નથી." પાણિની તો નાનપણાથી જ તેજસ્વી હતા. તેમણે પેલા જ્યોતિષીને પૂછ્યું "જોશીજી ! આપે શી રીતે જાણ્યું કે મારા નસીબમાં વિદ્યા નથી ?"

"મેં તારી હસ્તરેખા જોઇ, તારા હાથમાં વિદ્યારેખા જ નથી."

'એ વિદ્યારેખા હાથમાં કયાં હોય ? એ કેવડી હોય તો માણસ વધારે વિદ્યા મેળવી શકે ?'

પાણિનિના કહેવાનો ભાવ સમજ્યા વગર પેલા જોશીજીએ તો હાથમાં વિદ્યા રેખાનું સ્થાન અને લંબાઇ તેમને બતાવી દીધાં. તે જ ક્ષણે પાણિનિ તો ઊઠ્યા અને ઘરમાં જઇ છરી લઇ આવ્યા અને છરી વડે હાથમાં વિદ્યારેખાના સ્થાને લાંબો ચીરો કરી દીધો. લોહીની ધારા છૂટી, પણ પાણિનિ તો સ્વસ્થ હતા.

'અરે, અરે આ શું કર્યું તે ?'

'કંઇ નહીં, હાથમાં વિદ્યાની રેખા ન હતી તે બનાવી દીધી. હવે તો હું વિદ્યા મેળવી શકીશને ?'

પાણિનિની વિદ્યારેખા વિશે ભલે જગતને જાણ ન હોય, પણ તેઓ સંસ્કૃતભાષાના વ્યાકરણના મહાન વૈયાકરણી બન્યા.

પ્રભુ તેની ઇચ્છા પ્રમાણે આપણને ગમે તે પરિસ્થિતિમાં ભલે રાખે, પણ તેનો અર્થ તેવો નથી થતો કે આપણે હાથપગ જોડી બેસી રહેવું. તે માટે તો કહેવાયું છે કે **'યત્ને કૃતે યદિ વા ન સિદ્ધિઃ કોઽત્ર દોષઃ'** હે જીવ ! તારા હાથમાં જેટલું બળ છે તેટલા બળથી તું પ્રભુ પ્રાપ્તિ માટે પુરુષાર્થ કર. તારા હાથમાં પુરુષાર્થ છે. પ્રભુના હાથમાં ફળ આપવાનું છે. માટે જ કહેવાયું છે કે **'સિદ્ધિ તેને જઇ વરે, જે પરસેવે ન્હાય'** જ્યારે જીવ પ્રભુની પ્રાપ્તિ માટે ખૂબ તપ કરે છે ત્યારે જ પ્રભુ કૃપા કરી તેને દર્શન આપે છે, ત્યારે જ પુષ્ટિજીવને સ્વરૂપાનંદ, ભજનાનંદની પ્રાપ્તિ થાય છે.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે ''વૈષ્ણવે પોતાનો પુરુષાર્થ તો ચાલુ રાખવાનો જ છે. એ પુરુષાર્થ કરતાં કરતાં પ્રભુએ જે ધાર્યું હોય તે તેઓ કરે. તેઓ જે કરે તેને આધીન થઇને વૈષ્ણવે જીવવું એ વૈષ્ણવનું પરમ અને ચરમ કર્તવ્ય છે, તેમ તેણે સમજવું.'' જે વૈષ્ણવ શ્રીહરિરાયજીની આજ્ઞા પ્રમાણે પ્રભુની કૃતિને આધીન થઇ સેવા, સ્મરણ અને સત્સંગ કરશે, તેના ભગવદ્ ભાવનું પોષણ થશે.

આપશ્રી બીજું સાધન બતાવે છે કેઃ

**તત્ વાક્ વિશ્વાસઃ અપિ ચ**

વૈષ્ણવે ભગવાનની વાણીમાં વિશ્વાસ રાખવો. વેદો એ ભગવાનની વાણી છે. ગીતાએ ભગવાનની વાણી છે. શાસ્ત્રોમાં જે કહેવામાં આવ્યું હોય તે પણ ભગવાનની વાણી છે. વેદ, ગીતા, શાસ્ત્રો વૈષ્ણવને જીવન જીવવા જે આજ્ઞા કરે તેમાં પરિપૂર્ણ વિશ્વાસ મૂકી તે અનુસાર વૈષ્ણવે જીવન જીવવું જોઇએ. ભગવાનની તે વાણી ભગવાનની આજ્ઞા છે. તેમની આજ્ઞા પ્રમાણે આચરણ રાખવાથી વૈષ્ણવના ભગવદ્ ભાવનું પોષણ થશે. ભગવાનની વાણી પરાવાણી છે. જ્યારે જીવની વાણી વૈખરી છે. ભગવાને પોતાના આનંદ માટે વિશ્વની રચના કરી છે. એટલે તેઓ જે આજ્ઞા કરે તે વિશ્વના જીવના કલ્યાણ માટે જ કરે છે.

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ છે. ગીતામાં ભગવાન અર્જુનને જે જે વાતો કરે છે તે તે અર્જુનના કલ્યાણ માટે જ કહે છે. તે

સૌ જાણે છે. ભગવાન કહેવાવાળા છે. અર્જુનને પ્રભુ પ્રત્યે પ્રેમ અને આદરભાવ છે. તેથી ભગવાનની વાણીની અર્જુન પર અસર થાય છે. ભગવાનની પરાવાણી છે. ભગવાન અર્જુને કહે છે, 'હે અર્જુન! તું મારો ભકત થઇ જા. કેવળ મારી સાથે સંબંધ જોડ.' ભગવાનનો આમ કહેવાનો હેતુ એ છે કે આવું કરવાથી અર્જુન પ્રભુમય બની જાય અને પ્રભુ જે કંઇ તેને કહે તે તેનું કલ્યાણ કરનારું માનીને તે કરવામાં તેની પ્રીતિ રહે. ભગવાનની વાણી સાંભળીને અર્જુન ભગવાનની ઇચ્છામાં પોતાની ઇચ્છાને ભેળવી દે છે. આને પરિણામે અર્જુનને સંસારની સુવિધાઓ અને સન્માનની ગંધમાત્ર મનમાં રહેતી નથી.

શ્રીમહાપ્રભુજીના સેવક કુંભનદાસજીને જયારે બાદશાહ અકબરે બોલાવ્યા ત્યારે બાદશાહના માણસોએ તેમની પાસે આવી તેમને કહ્યું 'કુંભનદાસજી! તમને દેશાધિપતિ બોલાવે છે.'

'અમે તો ગરીબ વ્રજવાસી છીએ. દેશાધિપતિને અમારું શું કામ છે?' બાદશાહના માણસોએ કહ્યું, 'કુંભનદાસજી ! અમે તો ચિઠ્ઠિના ચાકર. બાદશાહે અમને હુકમ કર્યો કે, જાઓ, કુંભનદાસને લઇ આવો.' એટલે અમે તમને લેવા આવ્યા છીએ. જો અમે તમને ન લઇ જઇએ તો બાદશાહ ગુસ્સે થઇ અમને શિક્ષા કરે. તેથી અમારા ભલા માટે પણ તમે અમારી સાથે ચાલો.''

કુંભનદાસે માન્યું કે, 'આતો આપત્તિ આવી પડી, હવે ગયા વિના ચાલશે નહીં. આવી પડેલી આપત્તિને પણ ભોગવી લેવી પડશે. ચાલો આવી પડેલી વિપત્તિને પણ ભોગવી લઇએ.' બાદશાહે તેમના માટે ઘોડો, પાલખી બધું મોકલ્યું હતું, પણ તેઓ તો પગે ચાલતા જ ફતેપુરસિક્રિ દેશાધિપતિને મલવા ગયા. બાદશાહ પાસે જતાં જ બાદશાહે તેમને અંદર બોલાવ્યા. તેઓ તો લઘરવઘર સ્થિતિમાં બાદશાહ સામે સલામ ભરીને ઊભા રહ્યા.

જે ઓરડામાં બાદશાહે તેમને બોલાવ્યા અને બેસવાનું કહ્યું તે ખુરસી પર હીરા મોતી જડેલાં હતાં. ઓરડામાં અત્તરની સુગંધ આવી રહી હતી, છતાં કુંભનદાસના મનમાં તો એમ લાગતું હતું કે 'તેઓ નરકમાં આવી ભરાણા છે. તેમને તો અમે લાગતું હતું કે હીરાજડિત ખુરસી કરતાં તો વ્રજનાં વૃક્ષો સારાં છે કે જયાં શ્રીજીબાવા મારી સાથે ખેલે છે.' એટલામાં તો દેશાધિપતિએ કુંભનદાસને કહ્યું ''કુંભનદાસ ! તમે તમારા ભગવાનનાં ઘણાં કીર્તન ગાયાં છે. તેમાંનું એકાદું પદ મને ગાઇ સંભળાવો.'' ભગવાનનું

કીર્તન અને તે બાદશાહની આગળ ગાવું ? તે તેમને જરાએ યોગ્ય ન લાગ્યું. તેથી તેમણે બાદશાહની આજ્ઞા અનુસાર એવું ગાવાનો નિશ્ચય કર્યો કે મારું કીર્તન સાંભળી બાદશાહ કદી મને તેને ત્યાં બોલાવે નહીં. કુંભનદાસજીએ નીચેનું પદ ગાયું.

**ભકતન કો કહા સિકરી કામ ।**
**આવત જાત પન્હૈયા ટૂટી બિસર ગયો હરિનામ ॥**
**જા કો મુખ દેખે દુઃખ ઉપજત, તાકો કરનો પર્યો પ્રનામ ।**
**કુંભનદાસ લાલ ગિરધર બિનુ યહ સબ જુઠો ધામ ॥**

આ સાંભળી બાદશાહને ઘણું દુઃખ થયું. એમને થયું કે 'આવા ભકતને મારી પાસેથી કંઇ જ લેવાની લાલસા નથી. તેથી મારી ખુશામંત શા માટે કરે ? એમને તો પ્રભુથી જ કામ છે.'

કુંભનદાસજીનો આ પ્રસંગ વૈષ્ણવોને સમજાવે છે કે ભગવાનનાં સાચા ભકતને માનપાન કે સંસારના સુખની જરાએ પરાવા હોતી નથી. તે તો ભગવતપરાયણ થઇને જ જીવે છે. પ્રભુએ અર્જુનને પોતાની સાથે મન જોડવા જે શિખામણ આપી હતી તે કુંભનદાસે સાર્થક કરી બતાવી હતી. પ્રભુની આજ્ઞા પ્રમાણે જ તેઓ જીવતા હતા. જેથી તેમને શ્રીઠાકોરજી સાથે અનન્ય પ્રેમ બંધાયો હતો. માટે ભગવાનની વાણીમાં વૈષ્ણવે વિશ્વાસ રાખવો.

કેટલાક ભકતો ભગવાનની વાણીમાં બે રીતે વિશ્વાસ રાખે છે. કેટલાક ભકતો સકામભાવથી ભગવાનમાં વિશ્વાસ કરે છે. તેઓ એમ માને છે કે પ્રભુની વાણીમાં વિશ્વાસ મુકીશું તો મરણનો ભય ટળશે. ભૂતલ પર સુખ મળશે. ટૂંકામાં આવા સકામી ભકતો પોતાના સુખ અને સુવિધા માટે પ્રભુની વાણીમાં વિશ્વાસ મૂકે છે. સકામી ભકતો ભગવાનને ઓછા ગમે છે, પરંતુ જે ભકતો પોતાપણું ગુમાવી દે, કેવળ પ્રભુની ઇચ્છામાં જ પોતાની ઇચ્છા સમાવી દે, જેમને સંસારના સુખ અને સુવિધાઓ, માન-અપમાન વગેરેની તલમાત્ર ઇચ્છા નથી, પોતાની અનુકૂળતા-પ્રતિકૂળતાની પરવા નથી. ગમે તેવી પ્રતિકૂળતમાં પણ જેઓ ભગવાનની શુભ ભાવના જ માને છે. તેવા ભકતોને ભગવાનની વાણીમાં સંપૂર્ણ વિશ્વાસ છે એમ માની લેવું.

ભગવાને જીવને જે સ્થિતિમાં રાખ્યો હોય, ભગવાન જીવ પર કોઇ અઘટિત ઘટના નાખતા હોય તેવું લોકોને ભલે લાગે, પણ ભકત તો તેને પ્રભુની પ્રસાદી માની સ્વીકારી લે અને પ્રસન્ન રહે અને એમ માને કે પ્રભુએ આ પણ મારા હિત માટે કર્યું છે. આ ઘટના ઘટવામાં પ્રભુની ઇચ્છા છે

અને પ્રભુપિતા મારું અઘટિત કરે જ નહીં. આવું વૈષ્ણવ માને તો અઘટિત ઘટના પણ તેને દુઃખ નહિ આપી શકે. અઘટિત ઘટનાની તેને ચિંતા પણ થશે નહીં. રામાયણમાં સંત તુલસીદાસજી આથી જ કહે છે : **"રામ કીન્હ ચાહહિં સોઇ હોઇ, કરે અન્યથા અસ નહિ કોઇ." (માનસ ૧/૧૨૮/૧)**

ભગવાનની વાણીમાં અંધવિશ્વાસ રાખવાથી પણ વૈષ્ણવનું કલ્યાણ થાય છે. ભગવાનની વાણીમાં વિશ્વાસ મૂકી કોઈ કાર્ય આપણે કર્યું. માનો કે લૌકિક દૃષ્ટિએ તેમાં નિષ્ફળ થવાયું. તો પણ વૈષ્ણવ ભગવાનને દોષ નહિ દે. તે તો એમ જ માનશે કે મારી ક્રિયામાં કંઇ ખામી હશે માટે આમ બન્યું. તે પ્રભુની વાણીને કે પ્રભુને દોષ નહિ આપે. આનું નામ જ પ્રભુની વાણીમાં વિશ્વાસ કર્યો કહેવાય. વૈષ્ણવ તો એમ જ માનશે કે આ પ્રમાણે કરવા જતાં હું નિષ્ફળ ગયો તેમાં પ્રભુની ઇચ્છા મારું કલ્યાણ કરવાની જ હશે. માટે હું મારા કાર્યમાં નિષ્ફળ ગયો છું. જો બૂરામાં પણ કલ્યાણની ભાવના વૈષ્ણવ રાખે તો જ તેને પ્રભુની વાણીમાં વિશ્વાસ છે એમ માની શકાય. પ્રભુ તો અંતર્યામી છે. વૈષ્ણવના મનના ભાવ ભગવાન સારી રીતે જાણે છે. પ્રભુ સમજે છે કે આ વૈષ્ણવને મારી વાણીમાં વિશ્વાસ છે. તેથી તેણે આ કર્મ (કાર્ય) કર્યું છે. એટલે પ્રત્યક્ષમાં તેને દેખાતી નિષ્ફળતા અંતે તેને કલ્યાણ કરનારી લાગશે.

**શ્રીમદ્ ભાગવતજીમાં ઉદ્ધવજી માને છે કે, "ભગવાનની વાણી જ શાસ્ત્ર છે."**

એટલે શાસ્ત્રનાં વચનોમાં વિશ્વાસ રાખી, શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે જે વૈષ્ણવ આચરણ કરે છે તેના પર પ્રભુ કૃપા ઉતરે છે. તે જ વૈષ્ણવ સાચો ભગવદ્ સેવાનો અધિકારી છે.

જયારે નંદરાયજીએ ઇન્દ્રયાગની તૈયારી કરવા માંડી ત્યારે અંતર્યામી ભગવાન તો વ્રજવાસીઓના ઇન્દ્રયાગની વાત તો જાણતા જ હતા, છતાં અજાણ્યા થઇને તેમણે નંદરાયજીને પૂછ્યું; "બાબા ! આપ આ બધી શાની તૈયાર કરવામાં ગૂંથાયા છો ?"

"લાલા ! ઇન્દ્ર આપણા માટે વરસાદ મોકલે છે. તેનાથી ઘાસ ઊગે છે. જેનાથી આપણી ગાયોનું પોષણ થાય છે. વળી વરસાદથી અન્ન ઊગે છે. જેનાથી આપણું પોષણ થાય છે. એટલે આપણું હિત કરનાર ઇન્દ્રદેવને પ્રસન્ન રાખવા અમે દર વર્ષે વર્ષની શરૂઆતમાં ઇન્દ્રયાગ કરીએ છીએ. આ વર્ષે અમે તે યાગની તૈયારી કરી રહ્યા છીએ."

"બાબા ! આપની વાત મને સમજાતી નથી. આપ કહો છો કે ઇન્દ્ર વરસાદ મોકલે છે તેથી અન્ન અને ઘાસ ઊગે છે. તેથી ગાયોનું અને આપણું પોષણ થાય છે. આનો અર્થ તો એ થયો કે ઇન્દ્ર જ આપણા પોષણહાર છે, પણ શાસ્ત્રો શું કહે છે તે આપ જાણો છો ? શાસ્ત્રો તો કહે છે કે ભૂતલ પર જે કંઇ બને તે જીવાત્માના સારાં નરસાં કર્મ અનુસાર બને છે. જીવને સુખદુઃખ પણ તેના કર્મો પ્રમાણે મળે છે. જે જીવ દુષ્ટ છે, દુષ્ટકર્મો કરે છે તેને દુઃખરૂપે કડવાં ફળ ભોગવવાં પડે છે. જેનું જેવું કર્મ તેવું તેને ફળ મળે છે."

'કનૈયા ! તેં કહ્યું કે જેવું કર્મ તેવું ફળ, પણ ફળ આપનાર તો કોઇ હશે ને ?'

'બાબા ! આંબો વાવો તો કેરી મળે. બાવળ વાવો તો કાંટા મળે. આ દીવા જેવી વાત છે.'

'લાલા ! અમે જે યાગ કરવાના છીએ તે તો સારું કર્મ જ છે ને?'

'બાબા ! યાગ એ સારું કર્મ તો છે, પણ યાગ કોનો થાય તે તો સમજવું પડે ને ? જે મનુષ્ય જેની પાસેથી આજીવિકા મેળવતો હોય તે જ એનો સાચો દેવ છે. આપણે સૌ ગોપાલ છીએ. ગાયોના પાલક છીએ. આપણી ગાયોનું પોષણ તો ગિરિરાજ ગોવર્ધન કરે છે. તેથી આપણે તેમનો યાગ કરવો જોઇએ.'

સૌ વ્રજવાસીઓને અને નંદબાવાને લાલાની વાત સાચી લાગી. બધા વ્રજવાસીઓની દૃષ્ટિએ કનૈયાલાલ નંદકુમાર છે, પરંતુ વાસ્તવમાં તો તે ભગવાન શ્રીકૃષ્ણ જ છે ને ! નહિ તો સાત વર્ષના બાલકની આવી જ્ઞાનમય વાણી હોઇ શકે જ કેવી રીતે ? વળી લાલાની સમજાવટથી સૌ લાલાની વાત સાથે સંમત થઇ ગયા તેઓએ ઇન્દ્રયાગ બંધ રાખ્યો અને ગોવર્ધન યાગ કરવાનું નક્કી થયું. આ કનૈયાની વાણીનો ઐશ્વર્ય ગુણ ગણાય.

શ્રીગોવર્ધન યાગ પૂરો થયો. યાગ વખતે શ્રીગોવર્ધનધરમાં સૌને લાલાનાં પ્રભુએ દર્શન કરાવ્યાં. આ જોઇ સૌ આશ્ચર્યમાં તો પડી ગયાં, પરંતુ કનૈયાલાલ તો નંદરાયની આંગળી ઝાલી ત્યાં ઊભા હતા અને બીજો વિરાટ કનૈયો શ્રીગોવર્ધનરાય બની અન્નકૂટ આરોગતો હતો. વિરાટ કનૈયામાં અને નંદકુમાર કનૈયામાં બિલકુલ સામ્યતા સૌ વ્રજવાસીઓને જણાતી હતી.

શ્રીગોવર્ધનયાગ પૂરો થયો. લાલાની વાણીમાં વિશ્વાસ મૂકી વ્રજવાસીઓએ શ્રીગોવર્ધનયાગ કર્યો હતો. ઇન્દ્રયાગ નહિ થવાથી ઇન્દ્ર દેવ ગુસ્સે થઇ ગયા અને ક્રોધના આવેશમાં તેમણે વ્રજનો, નાશ કરવા, પ્રલય કરનારા

સંવર્તક મેઘોને વ્રજપર મુશળધાર વૃષ્ટિ કરવા આજ્ઞા કરી, ત્યારે ભગવ શ્રીકૃષ્ણે વ્રજનું, વ્રજવાસીઓનું તેમની ગાયોનું અને સંપત્તિનું રક્ષણ ક હતું. વ્રજવાસીઓએ ભગવાનની વાણીમાં વિશ્વાસ મૂક્યો તો તેમના આવી પડેલી આપત્તિમાંથી સ્વયં શ્રીકૃષ્ણે જ તેમનું રક્ષણ કર્યું. આ વખ શ્રીકૃષ્ણની ઉંમર ફકત સાત વરસની જ હતી.

તેથી જ શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે ભાવના પોષણ માટે વૈષ્ણ ભગવાનની વાણીમાં દઢ વિશ્વાસ કરવો. પ્રભુ પરનો વૈષ્ણવનો વિશ્વ તેમનો શ્વાસ બની જવો જોઇએ. જો વૈષ્ણવ પ્રભુની વાણીરૂપ શાસ્ત્રવચનો શ્રીમહાપ્રભુજીનાં, શ્રીગુસાંઇજીનાં અને ગોસ્વામી આચાર્યશ્રીઓનાં વચનામૃતે વિશ્વાસ રાખી તે પ્રમાણે આચરણ કરે તો તેનું કલ્યાણ થઇ જાય.

પ્રભુની વાણીમાં અદ્‌ભુત સામર્થ્ય છે, અનંત શકિત છે. જુઓ, શ્રીકૃ બાલસખાઓ સાથે વનમાં ગાયો ચરાવતા હતા. શ્રીયમુનાજીને કાંઠે ગા ચરતી હતી. ગ્વાલબાલોને ભૂખ લાગી. એટલે તેમણે ભગવાનને ક "કનૈયા ! કકડીને ભૂખ લાગી છે. ભોજનની વ્યવસ્થા કરને."

ભગવાને કહ્યું, 'અહીં નજીકમાં જ બ્રાહ્મણો આંગિરસ નામનો યજ્ઞ છે. ત્યાં જાઓ અને તેમની પાસે અન્નની માગણી કરો.'

ગ્વાલબાલો તો ઉપડયા યજ્ઞ ભૂમિ તરફ. ત્યાં જઇ તેમણે બ્રાહ્મણો પ અન્નની માંગણી કરી, પણ બ્રાહ્મણોએ તેમની માગણી તરફ ધ્યાન આ નહિં. તેથી ગોપબાલકો નિરાશ થઇ પાછા આવ્યા. એટલે શ્રીકૃષ્ણે તે ફરીથી કહ્યું, "નિરાશ થવાની કોઇ જરૂર નથી. હવે તમે યજ્ઞ કર બ્રાહ્મણોની પત્નીઓ પાસે જાઓ. તેમની પાસે અન્નની માંગણી કરો ગોપબાલકો બ્રાહ્મણીઓ પાસે ગયા અને તેમને કહ્યું, "માતાઓ ! કનૈય અમને તમારી પાસે અન્ન લેવા મોકલ્યા છે."

બ્રાહ્મણીઓ તો કનૈયાનું નામ સાંભળતા જ ટોપલાઓમાં અન્ન શ્રીકૃષ્ણને ભોજન કરાવવા ગોપબાલકો સાથે તૈયાર થઇ. તેમના પતિઓ તેમનાં માતા પિતાઓએ, તેમનાં પુત્રોએ અને સગાં સબંધીઓએ તે શ્રીકૃષ્ણ પાસે જતાં રોકી, પરંતુ તેમનું મન શ્રીકૃષ્ણમાં એવું ચોટયું કે કોઇની પણ દરકાર કર્યા વિના તેઓ ભગવાન શ્રીકૃષ્ણ પાસે પહો ગઇ. ભગવાને તેમને આવકારી અને ભોજન લઇ આવવા માટે તે ધન્યવાદ આપ્યા. ભોજન કરી રહ્યા પછી ભગવાને બ્રાહ્મણીઓને કહ્યું " મારાં દર્શન કરવાના હેતુથી અહીં આવ્યા હતાં. તમારી અભિલાષા પુરી

“હે વિભો ! અમારા પતિ, માતા-પિતા, પુત્રો અને સગાં-સંબંધીઓની આજ્ઞાને અવગણીને અમે આપની પાસે આવ્યાં છીએ. હવે જો અમે તેમની પાસે જઇશું, તો તેઓ અમારો સ્વીકાર નહિ કરે. અમે આપનાં શરણે આવ્યાં છીએ. આપ અમારો સ્વીકાર કરો.”

“હે માતાઓ ! તમારા પતિ, પુત્રો, માતા-પિતા અને સગાં-સંબંધી તમારા પર કોઇ પ્રકારનું દોષારોપણ નહિ કરે. વિશેષમાં તમે અમને ભોજન કરાવવા અહીં આવ્યા તે માટે તમારા કાર્યની તેઓ પ્રશંસા કરશે. તમારા કાર્યને તેઓ બિરદાવશે. તમને કોઇ લોકાપવાદ નહિ નડે. માટે તમે પાછાં જાઓ.”

ભગવાનની વાણીમાં વિશ્વાસ મૂકીને બ્રાહ્મણીઓ યજ્ઞસ્થાને પાછાં આવ્યાં. બ્રાહ્મણોએ તેમને આવકાર્યા, માતા-પિતા, પુત્રો અને સગાં સંબંધીઓ પણ તેમના કાર્યથી પ્રસન્ન થયાં. તેઓ આ બંધાની આજ્ઞા ઉલંઘી શ્રીકૃષ્ણ પાસે ગયાં હતાં તેનો વિચાર પણ કોઇને આવ્યો નહિ. બ્રાહ્મણોએ પત્નીઓ સાથે બેસી યજ્ઞવિધિ સંપૂર્ણ કરી. ભગવાને બ્રાહ્માણીઓને જે કહ્યું હતું તેવું જ બન્યું. આ છે પ્રભુની વાણીનું અદ્‌ભુત દષ્ટાંત.

તેથી વૈષ્ણવે ભાવના પોષણ માટે પ્રભુની વાણી જેમાં છે તે શાસ્ત્રવચનોમાં નિષ્ઠાપૂર્વક વિશ્વાસ કરવો. પ્રભુની વાણી તો દિવ્ય અને દૈવી છે. પ્રભુની વાણી તો પરાવાણી છે. તેને સમજીને, તેમાં વિશ્વાસ મૂકીને તે પ્રમાણે જીવે આચરણ કરવું જોઇએ. પ્રભુની વાણીમાં વૈષ્ણવ સંપૂર્ણ વિશ્વાસ રાખે તો તેના ભગવદ્ ભાવને પોષણ મળે. તેની ભકિતમાં ભાવ વધે. હવે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે :

**તદ્ ભાવનાત્**

પ્રભુ પ્રત્યેના ભાવનું ભાવન કરવાથી વૈષ્ણવના ભગવદ્ ભાવનું પોષણ થશે. ભાવનું ભાવન કેમ કરવું તે સમજતાં પહેલા ભાવ એટલે શું ? તે સમજવા આપણે પ્રયત્ન કરીએ. આખો પુષ્ટિમાર્ગ ભાવાત્મક છે. પુષ્ટિમાર્ગમાં હૃદયનો ભાવ એજ પ્રભુની અનુભૂતિનું મુખ્ય સાધન છે. ‘ભાવ’ શબ્દ લૌકિક અને અલૌકિક બંનેમાં વપરાય છે. હવે લૌકિકની દષ્ટિએ ભાવને પ્રથમ સમજીએ. આપણે કોઇ વ્યકિતને ત્યાં ગયા. જેને ત્યાં આપણે ગયા તે વ્યકિત આપણને જોઇ ગાંડીઘેલી થઇ જાય. આપણું આતિથ્ય કરતાં

મનસુખભાઇને ત્યાં ગયેલો ત્યારે તેમનો ભાવ જોઇને ખુશાખુશ થઇ ગયેલો.' આમ લૌકિક ભાવ એટલે પ્રેમ એવો અર્થ થાય.

તેનાથી વિરુદ્ધ અચાનક આપણે મગનભાઇને ત્યાં જઇ ચડયા. આપણી પ્રત્યેનો તેમનો વર્તાવ જોઇને આપણને મનમાં એમ લાગ્યું કે 'હું ભૂલથી અહીં આવી ભરાઇ પડયો.' આપણને મનમાં એમ થાય કે કયારે અહીંથી નીકળી જાઉં. સતત એવું થયા કરે. જયારે મગનભાઇના ઘેરથી નીકળી જઇએ ત્યારે હૃદયમાંથી 'હાશ છૂટયા' એમ લાગે. મગનભાઇના ઘેરથી નીકળી જઇએ ત્યારે મનને શાંતિ થાય. ઘેર જઇ મનમાં વિચારીએ કે 'હવે કદી મગનભાઇને ઘેર ન જવું.' કહેવાનું તાત્પર્ય એવું કે મગનભાઇને આપણા માટે બિલકુલ ભાવ ન હતો. વાતનો સાર એ કે ભાવવું એટલે ગમવું, ફાવવું. એટલે ભાવનો અર્થ થયો 'ગમવું.'

ગમે કયારે કે તે વ્યકિત પ્રિય લાગે ત્યારે. જે ગમતું હોય, પ્રિય લાગતું હોય, તેવી વ્યકિતનો સંગ કરવો ગમે છે. તેની સાથે રહેવામાં વૈષ્ણવને આનંદ આવે છે અહીં સુધી આપણે લૌકિક ભાવ વિશે વિચાર્યું. હવે અલૌકિક ભાવ વિશે વિચારીએ.

આપણે રોજ સેવા કરીએ છીએ. સેવાના અનોસરમાં શ્રીઠાકોરજીનાં ગુણગાન ગાઇએ છીએ, કથા-શ્રવણ કરીએ છીએ, પ્રભુના સ્વરૂપનો વિચાર કરીએ છીએ. આમ કરવાથી ધીમે ધીમે આપણને પ્રભુના સ્વરૂપ પર પ્રેમ થવા લાગશે. પછી તો પ્રભુનું સ્વરૂપ જોયા વિના આપણને ચેન નહિ પડે. આનો અર્થ એ થયો કે આપણને પ્રભુ પર 'ભાવ' થયો છે એમ કહેવાય. પ્રભુ આપણને ગમવા માંડયા છે એમ કહેવાય. પ્રભુ આપણને ભાવતા થયા છે એમ પણ કહેવાય.

આમ, પ્રભુ પ્રત્યેની આપણી પ્રીતિ, પ્રભુ પ્રત્યેનો આપણો નિષ્કામ પ્રેમ એટલે અલૌકિક ભાવ. આવો પ્રભુ પ્રત્યેનો અલૌકિક ભાવ વૈષ્ણવના હૃદયમાં પ્રગટે ત્યારે વૈષ્ણવને પોતાના સ્વરૂપનું ભાન થાય કે 'હું તો પ્રભુ આગળ કોઇ વિસાતમાં નથી. મારામાં કોઇ શકિત નથી, પરંતુ હું જે કંઇ કરી રહ્યો છું તે તો પ્રભુની શકિતનું સામર્થ્ય છે. બાકી હું તો એક જડ પૂતળું છું. જેમ પ્રભુ નચાવે છે તેમ નાચું છું. માટે ભકત દયારામભાઇ કહે છે કે જેવો જંત્ર વગાડે જંત્રી તેવો સૂર નીકળે' ના જેવો હું તો છું. હું તો વાજિંત્રથી વિશેષ કંઇ જ નથી. મારા જેવા કઠપૂતળાને નચાવનાર તો પ્રભુ છે.'

વૈષ્ણવ જયારે નિરંતર આવું વિચારતો રહે ત્યારે તેનામાં નિઃસાધનભાવ જાગે છે. નિઃસાધનભાવ એટલે એવું નહીં કે મારે દ્રવ્યનો સંકોચ છે એટલે હું નિઃસાધન છું. હું સોનાના કટોરામાં પ્રભુને ભોગ અંગીકાર કરાવું, ચાંદીના કટોરામાં દૂધ આરોગાવું, છતાં મને એમ લાગવું જોઇએ કે આમાં મારું શું છે ? આ તો પ્રભુનું છે ને પ્રભુને અર્પણ કરું છું. તેનું નામ નિઃસાધન ભાવ.

લૌકિક કે ભૌતિક સંપત્તિ ઘણી હોય, પ્રભુને ઘણાં લાડ લડાવતા હોઇએ, છતાં ભાવ તો એવો જ રહેવો જોઇએ કે આમાં હું પ્રભુ માટે કંઇ જ કરતો નથી. ભૌતિક સંપત્તિ અને નિઃસાધનતાને કોઇ જ સંબંધ નથી. પ્રભુને તો સંબંધ છે કેવળ ભાવ સાથે. ભાવ નથી તો અઢળક સંપત્તિ પણ પ્રભુ માટે નિરર્થક છે. ભાવ છે તો પદ્મનાભદાસના છોલા અને ગદાધરદાસની જળની લોટી પ્રભુને મન છપ્પનભોગથી પણ અધિક છે.

શ્રીગુસાંઇજીના મોટા લાલ શ્રીગિરિધરજીએ છપ્પનભોગનો મનોરથ કર્યો. શ્રીગિરિધરજી અને વળી શ્રીગુસાંઇજીના બડે લાલ છપ્પનભોગ શ્રીજીએ અંગીકાર કરાવે પછી છપ્પનભોગમાં શું મણા બાકી રહે ! છપ્પનભોગ આરોગાવ્યા પછી શ્રીગિરિધરજીને મનમાં સૂક્ષ્મ અહં જેવું કંઇક લાગ્યું. તે હું પદમાં તેમણે શ્રીમથુરેશજીને પૂછ્યું "બાબા ! છપ્પનભોગ કેવો લાગ્યો ?" આવું પૂછવામાં અંતર્યામી શ્રીજીને અહંકારની બૂ આવી. તેથી શ્રીજીએ જવાબ આપ્યો, "અરે લાલન ! તમારા છપ્પનભોગની તો શું પ્રશંસા કરું ! પણ બાવા, મને પદ્મનાભના છોલામાં જે સ્વાદ આવે છે તેવો સ્વાદ તમારા છપ્પન ભોગમાં નથી આવ્યો."

આ દૃષ્ટાંતથી એક વાત સ્પષ્ટ થાય છે કે લૌકિક સંપત્તિને ભાવને કંઇ જ સંબંધ નથી. ભાવનો સંબંધ તો પ્રભુ પ્રત્યેના સ્નેહમાં છે. વૈષ્ણવ પ્રભુને કહે કે 'હે પ્રભુ ! આપની પ્રસન્નતા માટે જ મારું જીવન છે. આપ જ મારું સર્વસ્વ છો.' શ્રીહરિરાયજી આવા હૃદયના સાચા ભાવની વાત કરે છે. જે વૈષ્ણવના હૃદયમાં પ્રભુ માટે સતત આવા ભાવનું ભાવન થતું હોય તે નિધિરૂપ ભાવ છે. તે જ સાચો ખજાનો છે, મોટી તિજોરી છે, મહાન નિધિ છે. વારંવાર ભાવનું જ ભાવન કરવું. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે 'ભાવો ભાવનયા સિદ્ધઃ' ભાવ હશે તો જ ભાવ સિદ્ધ થશે. Love begets Love એક જ્યોત બીજી જ્યોતને પ્રગટાવે છે.

જેમ ખેડૂત ખેતરમાં બીજ વાવતાં પહેલાં ખેતરને ખેડે છે, પછી તેમાં ખાતર નાખે છે, પછી તે બીજ વાવે છે. વાવેલ બીજને જળથી સિંચે છે.

ત્યારે બી ઉગે છે અને ધીમે ધીમે વૃક્ષ થાય છે. તેમ વૈષ્ણવના હૃદયમાં શ્રીમહાપ્રભુજીની કૃપાથી વૈષ્ણવે બ્રહ્મસંબંધ લીધું એટલે વૈષ્ણવનું હૃદયરૂપી ખેતર ખેડાયું અને તેમાં ભાવરૂપી બીજ વવાયું. તેને સત્સંગરૂપી જળથી સિંચન કરતા રહેવું જોઇએ. જેથી ધીમે ધીમે વૈષ્ણવના હૃદયમાં પ્રભુ માટેના પ્રેમનું સિંચન થશે અને તે વૃક્ષ બનતાં તેને પુષ્પ અને અંતે ફળ આવશે.

ભાવની વૃદ્ધિ માટે ભકિતવર્ધિનીમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે 'પુષ્ટિમાર્ગમાં ખેડ કરવી એટલે લૌકિક વિષયોનો ત્યાગ કરવો. ખાતર નાખવું એટલે વૈષ્ણવોએ ભેગા મળી પ્રભુના ગુણાનુવાદનું શ્રવણ કરવું અને વૈષ્ણવે જે શ્રવણ કર્યું હોય તેનું જ કીર્તન કરવું. એ સિંચન થયું કહેવાય. પરિણામે વૈષ્ણવનો ભગવદ્ ભાવ પ્રેમરૂપે અંકુરિત થશે. ત્યાર પછી વૈષ્ણવે સેવા દ્વારા પ્રેમનું સંવર્ધન કરવું. આમ સંવર્ધન, પોષણ અને રક્ષણ કરતાં કરતાં તેને આસકિતરૂપી પુષ્પ અને વ્યસનરૂપી ફળની પ્રાપ્તિ થશે. આમ વૈષ્ણવે ભકિતભાવનું પોષણ નિષ્ઠાપૂર્વક કરવું. તેમાં જરા પણ બેદરકાર ન રહેવું. તો જ તેના ભાવનિધિનું રક્ષણ થશે. જો વૈષ્ણવ ગફલતમાં રહ્યો તો તેના ભાવનિધિને લૂંટાઇ જતાં જરા પણ વાર નહિ લાગે. ભકત દયારામભાઈ લખે છે કે

**'નિશ્ચયના મહેલામં વસે મારો વ્હાલમો, વસે વ્રજલાડિલો રે,'**

જેની બુદ્ધિમાં મક્કમતા છે તે જ વૈષ્ણવના હૃદયમાં શ્રીઠાકોરજી વાસ કરીને રહે છે. ગીતામાં ભગવાને સ્વયં આજ્ઞા કરી છે કે 'જો વૈષ્ણવને બુદ્ધિ સ્થિર કરવી હોય તો તેણે દઢતા કેળવવી પડશે. જે વૈષ્ણવ દઢ મનોબળવાળો હશે તે જ હૃદયમાં પ્રભુના સ્વરૂપની ભાવના કરી શકશે. એ જ વૈષ્ણવ દઢતથાથી પ્રુભ માટેના ભાવનુ પોષણ કરી શકે. જો તે પારાકની બુદ્ધિએ ચાલવા જશે તો ભાવ ખોઇને જ રહેશે.'

ભાવ એટલે પ્રેમભાવ એટલે સ્નેહ. જેમ ભગવાનના કાર્યને આપણે લીલા કહીએ છીએ, તેમ ભગવાનમાં સ્નેહ એટલે પુષ્ટિમાર્ગમાં તેને ભાવ કહે છે. શ્રીમહાપ્રભુજી ભાવની સ્પષ્ટતા કરતાં આજ્ઞા કરે છે કે જયારે વૈષ્ણવનો પ્રભુ સિવાય અન્ય બાબતોમાં રાગ ઓછો થઈ જાય 'મેરે તો ગિરિધર હિ ગોપાલ, દૂસરો ન કોઈ' એવો દઢ ભાવ થાય ત્યાર તેની બુદ્ધિ નિશ્ચયાત્મિકા બની છે, તેમ નક્કી માનવું. નિશ્ચયાત્મિકા બુદ્ધિ બન્યા પછી કોઇ આપણી બુદ્ધિ ચલિત કરવા ગમે તેટલો પ્રયત્ન કરશે તો પણ આપણી બુદ્ધિ જરા પણ ડગશે નહિં, પણ સ્થિર એન દઢ જ રહેશે. બુદ્ધિ

સ્થિર થઇ તો વૈષ્ણવે સમજી લેવું કે તેના હૃદયમાં પ્રભુ આવીને બિરાજી ગયા છે. પરિણામે વૈષ્ણવના હૃદયમાં પ્રભુભાવ દિનપ્રતિદિન વધતો જ જશે. જેમ દૂધમાં ટીપું છાશ નાખીએ એટલે આપણે દૂધને કહેવું નહિ પડે કે દૂધ હવે તું દહીં કર. દંહી તેની મેળે સહજ બની જશે તેમ.

બુદ્ધિ સ્થિર થતાં વૈષ્ણવના હૃદયમાં પધારેલા ભગવાનને વૈષ્ણવે દીનતાથી કહેવું કે, **'અનત ન જાએ પિય, રહીએ મેરે હિ મંહલ.' 'હે પ્રભુ ! આપ મારા હૃદયરૂપી મહેલમાં મારી કુંજમાં પધાર્યા જ છો, તો હવે કૃપા કરીને બીજે જશો નહિ. ન આવ્યા હોત તો જુદી વાત છે. જો હવે આવીજ ગયા છો તો હવે કમ સે કમ મારે ત્યાં બે ચાર દિવસ રહી મારી ટહેલ સ્વીકારો. આપને જરાય તકલીફ પડવા નહિ દઉં. જોઇને જોઇ કહોગે, સોઇ સોઇ કરુંગી ટહલ'** આપ જે જે આજ્ઞા કરશો તેનું અક્ષરસઃ હું પાલન કરીશ. તેથી હવે મારા હૃદયરૂપી મહેલામાં પધાર્યા જ છો તો પધારી જાણો. મારે ત્યાં પધારવાનું પ્રયોજન સાચવો. આપની આજ્ઞા પ્રમાણે નિઃસંકોચપણે હું આપની બધી જાતની સેવા કરીશ. આપ જેવું વસ્ત્ર માંગશો તેવું વસ્ત્ર આપીશ. આપ જેવી કહેશો તેવી શય્યા બિછાવી આપીશ. માગશો તેવું ભોજન તૈયાર કરી દઇશ. આપને વિનંતી કરું છું કે આટલું મારું માન રાખી મારા મહેલમાં બે ત્રણ દિવસ તો અવશ્ય રહી જ જાઓ.'

જયારે પ્રભુ ભકતનો ભાવ જુવે છે ત્યારે કરુણાનિધિ ભગવાન, ભાવભૂખ્યા શ્રીઠાકોરજી ભકતની વિનંતી ગ્રાહ્ય રાખી બે ત્રણ દિવસ નહિ પણ શાશ્વત ભકતના હૃદયમાં બિરાજી જાય છે, કારણ કે ભકતનો ભાવ જોઇ પ્રભુ સમજી જાય છે કે આ વૈષ્ણવની બુદ્ધિ સ્થિર અને નિશ્ચયાત્મિકા બની છે. જે કદી ચલાયમાન થશે નહિ. નિશ્ચયાત્મિકા બુદ્ધિવાળા વૈષ્ણવનો પ્રભુભાવ રાતે નહી વધે તેટલો દિવસે વધશે અને દિવસે નહિ વધે એટલો રાતે વધશે, પણ ભાવ વધે જશે તે વાત નક્કી છે, કારણ કે હવે તેની બુદ્ધિ ડગુમગુ નથી થવાની. નિશ્ચયાત્મિકા બુદ્ધિવાળો વૈષ્ણવ પોતાના સેવ્ય સ્વરૂપની સાથે અદ્વૈત એકાકાર બની જશે. આ મૂર્તિ નથી, સ્વરૂપ નથી, ચિત્રજી નથી, પણ સાક્ષાત્ નંદકુમાર છે, શ્રીકૃષ્ણ છે તેવો તેને સાક્ષાત્કાર થશે. એવો ભાવ સતત વૈષ્ણવના હૃદયમાં જાગૃત રહેશે. તે ભાવ રોજ રોજ વધતો જશે. શ્રીમહાપ્રભુજીની આજ્ઞા અનુસાર તે ભાવ કે પ્રેમ, આસકિત અને વ્યસનમાં પરિવર્તિત થશે. પુષ્ટિમાર્ગનું ફળ વૈષ્ણવને પ્રાપ્ત થશે.

આમ મૂળમાં ભાવની અનિવાર્યતા છે. માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે :

**પ્રભુ માટેના ભાવની ભાવના કરવાથી** વૈષ્ણવના પ્રભુ પ્રેમને એટલું બધું પોષણ મળશે, કે તે દઢ બની જશે. તે એટલો દઢ બની જશે કે બુદ્ધિ નિશ્ચયાત્મિકા બની જશે કે કદી ડગશે નહિં. આવો ભાવ થતાં વૈષ્ણવ શ્રીઠાકોરજી સાથે વાતો કરશે. પ્રભુ તેની પાસેથી માગી માગીને આરોગશે.

પેલી ડોસી અકિંચન છે, પણ પ્રભુમાં, શ્રીઠાકોરજીમાં તેનો કેટલો બધો ભાવ છે ! તે શ્રીઠાકોરજીને ભોગમાં કેવળ પલાડેલી બાજરી ધરતી. ધરતી વખતે તે પ્રભુને કહેતી કે, 'પ્રભુ આ ઢગલી દાળ માની લેજો, બીજી ઢગલી સખડી માની લેજો, ત્રીજી ઢગલી શાક માની લેજો, ચોથી ઢગલી અનસખડી માની લેજો, પ્રભુ ! હવે ભોગ આરોગો.' પછી તે ડોસી ટેરો કરી દેતી.

ડોસીની સેવાથી અસંતોષાયેલા વૈષ્ણવોએ 'ડોસી સારી રીતે સેવા નથી કરતી' તેવી ફરિયાદ શ્રીગુસાંઇજીને કરી. આ બાબતની ખાત્રી કરવા શ્રીગુસાંઇજી જાતે તે ડોસીને ઘરે પધાર્યા અને ડોસીને પૂછ્યું 'વૈષ્ણવ! અત્યારે શો સમય છે ?' અચાનક પધારેલા શ્રીગુસાંઇજીનાં દર્શન થતાં ડોસી તો ઊભી થઇ ગઇ. શ્રીગુસાંઇજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી દીનતાથી બોલી, "કૃપાનાથ ! રાજભોગ ધરાવ્યા છે." ડોસીએ કરેલા ટેરાના એક મોટા છિદ્રમાં શ્રીગુસાંઇજીની નજર પડતાં આપશ્રીએ શ્રીઠાકોરજીને ભોગ આરોગતા જોયા. શ્રીગુસાંઇજીતો આ દશ્ય જોઇ પ્રસન્ન થયા. તેમણે ડોસીને કહ્યું, "માજી ! હું તો તમારા શ્રીઠાકોરાજીનાં દર્શન કરવા આવ્યો છું." આ સાભંળી ડોસીના મનમાં આનંદ થયો. ડોસીએ રાજભોગ સરાવ્યો. શ્રીગુસાંઇજીએ શ્રીઠાકોરજીનાં દર્શન કર્યાં. આપશ્રીએ ડોસીએ ધરાવેલ રાજભોગની પ્રસાદી જુદા જુદા દોનામાં લીધી અને ઘેર પધારી લાવેલો પ્રસાદ વૈષ્ણવોમાં બાંટ્યો. તો ડોસીના ભાવ પ્રમાણે જ વૈષ્ણવોને પ્રસાદમાં સ્વાદ આવ્યો.

શ્રીગુસાંઇજીએ વૈષ્ણવોને શિખામણ આપી કે 'તમે અકિંચન ડોસીની સેવાને ઠીક ગણતા નથી. પણ તમે જાતે જ ડોસીએ ધરેલા ભોગના સ્વાદ પરથી તેના પર શ્રી ઠાકોરજીની કેટલી કૃપા છે તેની ખાત્રી કરે લેજો. **આજ પછી વૈષ્ણવના સ્વરૂપને જાણ્યા વિના કદી વૈષ્ણવના સ્વરૂપની ટીકા ન કરવી.'**

વૈષ્ણવના પ્રભુ માટેના નિર્દોષ, નિષ્કામ નિરૂપાધિક પ્રેમને જ 'ભાવ' સમજવો. વૈષ્ણવના હૃદયમાં પ્રભુ માટે આવો ભાવ કયારે જાગે ? શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે **તદ્ ભાવ ભાવનાત્** શ્રીઠાકોરાજીમાં ભાવની ભાવના કરવાથી આવો ભાવ વૈષ્ણવના હૃદયમાં અવશ્ય જાગે. શ્રીમહાપ્રભુજી પણ આવો ભાવ જગાડવા માટે 'સંન્યાસનિર્ણય ગ્રંથ' માં આજ્ઞા કરે છે કે **'ભાવો ભાવનયા સિદ્ધઃ'** ભાવના દ્વારા ભાવ સિદ્ધ થાય છે. ભકિતમાર્ગમાં જ્ઞાન મહત્ત્વનું નથી, ભાવ અર્થાત્ ભગવાનમાં સ્નેહ થવો એ જ મહત્ત્વનું છે.

એક માતાનો દીકરો ભણીગણીને વિદ્વાન બન્યો. વિદ્વાનોની સભામાં તેને માન મળે છે. માતાને દીકરાની મહત્તાનું ભાન થતાં તેને માનથી બોલાવશે. દીકરાની મોટાઇનું તેને જ્ઞાન થતાં દીકરામાં તેને સ્નેહ હતો તે દીકારની મહત્તાના જ્ઞાન નીચે દબાઇ જશે. એ જ રીતે ભકિતમાર્ગમાં ભકતને ભગવાનની મોટાઇનું જ્ઞાન રહે કે તેઓ તો લક્ષ્મીપતિ છે. તેમને તો ગરુડજી જેવું મોટું વાહન છે. તો જ્ઞાનની એવી સ્થિતિમાં વૈષ્ણવ ભગવાનની સેવા ભાવપૂર્વક નહિ કરી શકે. તેનો સ્નેહ-ભાવ ભગવાનની મહત્તાના જ્ઞાન નીચે દબાઇ જશે. તેના ભાવમાં ઉણપ આવશે. વૈષ્ણવે પ્રભુમાં ભાવ કરવા શરૂશરૂમાં ખોટોખોટો નાટકીય ભાવ શરૂ કરવો. જેમ દરજી કામ શીખનાર શરૂશરૂમાં કપડું વેતરવાનું શીખવા, પ્રથમ કાગળ વેતરવાથી શરૂઆત કરે છે અને ધીમે ધીમે પછી કપડું વેતરવા લાગે છે. કાળે કરીને પછી તો તે આંખો મીંચીને પણ ફટાફટ કપડું વેતરી નાંખે છે. તેમ શરૂઆતમાં વૈષ્ણવને શ્રીઠાકોરજી માટે ભાવ પ્રગટ કરવા થોડો વખત તો લાગશે. નાટકીય ઢબે ભાવ કરવામાં પણ વાંધો નથી, પણ અંતે તે ભાવ સાચો બનતાં તેને પ્રભુ માટે એવો ભાવ જાગશે કે પ્રભુ વિના રહી શકશે નહિં.

શ્રીહરિરાયજી ભાવના પણ ત્રણ પ્રકાર બતાવે છે. એક પ્રકાર સ્વરૂપ ભાવનાનો, બીજો પ્રકાર ભાવભાવનાનો અને ત્રીજો પ્રકાર છે લીલા ભાવનાનો, એટલે વૈષ્ણવે ભાવનું ભાવન પણ આ ત્રણ પ્રકારે કરવું. ભાવના સત્ય વસ્તુની કરાય. ભાવનામાં તર્ક ન ચાલે. સત્ય વસ્તુનો વિચાર એટલે ભાવના. ભાવના કદી અસત્ય ન હોય. તેથી ભગવાને કરેલી લીલાની જ ભાવના કરી શકાય.

સ્વરૂપની ભાવના, સેવામાં જે પદાર્થો ઉપયોગમાં આવે તેની ભાવના અને લીલાની ભાવના. આ ત્રણે ભાવનાઓનું ભાવન સાથે સાથે ચાલે. વૈષ્ણવ તરીકે આપણે જે સ્વરૂપની નિત્ય સેવા કરતા હોઇએ તે સ્વરૂપની

ભાવના કરવી. માનીલો કે આપણું સેવ્ય સ્વરૂપ શ્રીગોપાળલાલજીનું છે. તો તેમની સેવા કરતી વખતે એવું વિચારવું કે તેઓ શ્રીયશોદાજીની ગોદમાં બિરાજ્યા છે. છ દિવસના હતા ત્યારે તેમણે પૂતના-માસીના પ્રાણ ચૂસ્યા, શકટભંજન લીલા કરી, વગેરે લીલાઓની ભાવના કરવી. આ સ્વરૂપ ભાવના કરી કહેવાય.

સેવા કરતાં કરતાં આપણે ઝારીજી ભરીએ, ત્યારે ઝારીજીનાં સ્વરૂપની, તેમાં ભરવામાં આવતું જળ ભરતાં આ જળ હું શ્રીયમુનાજીનું જળ ભરી રહ્યો છું એમ શ્રીયમુના જળની ભાવના કરવી અને નેવડાના સ્વરૂપની ભાવના કરવી કે શ્રીયશોદામા પોતાની સાડીનો છેડો ઓઢાડી પ્રભુને સ્તનપાન કરાવી રહ્યાં છે. માટે ઝારીજી પર નેવડો છે. તેવી ભાવના કરવી. આમ મંગળા સમયે કે જયારે જયારે ઝારીજી ભરતા હોઈએ ત્યારે તે તે સમયની ભાવના કરવી.

મંગળા સમય પહેલાં સિંહાસન પર ગાદી-તકિયા બિછાવીએ, ત્યારે સિંહાસન યશોદાજીની ગોદ છે તેવી ભાવના કરવી. શ્રીગોપાલલાલજી કેટલા બધા સુકોમળ છે ! શ્રીયશોદામાની ગોદ કેટલી બધી સુકોમળ છે ! એમ માની સિંહાસન પરના ગાદી-તકીયા પર બહુ જ કોમળતાથી હાથ ફેરવવા. જેથી શ્રીયશોદાજીની ગોદને પરિશ્રમ ન થાય.

સેવામાં વપરાતા પદાર્થો આપણી દષ્ટિએ જડ છે, પણ આધિદૈવિક દષ્ટિએ તે જડ નથી, પણ વ્રજવાસીઓનાં વિવિધ સ્વરૂપો છે. જયારે પ્રભુ શય્યામંદિરમાં પોઢતા હોય ત્યારે શય્યામંદિર શ્રીસ્વામિનીજીનાં નેત્રો છે. શ્રીઠાકોરજી શય્યામંદિરમાં પોઢતા હોય ત્યારે વૈષ્ણવે એવી ભાવના કરવી કે શ્રીઠાકોરજી શ્રીસ્વામિનીજીનાં નેત્રોમાં પોઢ્યા છે. શય્યામંદિરનાં તાળાકુંચી એટલે શ્રીસ્વામિનીજીની પાંપણો સમજવી. શય્યામંદિરના દ્વાર એટલે શ્રીસ્વામિનીજીનાં પોપચાં સમજવાં. શય્યામંદિર માટે વૈષ્ણવે આવો ભાવ રાખવો.

શ્રીઠાકોરજીને શૃંગાર કરીએ ત્યારે એક એક વસનનું (વસ્ત્રનું), એક એક આભૂષણનું આધિદૈવિક સ્વરૂપ વિચારી શાંતિથી શૃંગાર કરવા. શૃંગારમાં છેલ્લે ગુંજામાલા ધરવામાં આવે છે. તેના આધિદૈવિક સ્વરૂપને સમજીએ. ગુંજામાલામાં ચાર રંગની ભાવના છે. મૂળમાં ગુંજામાલાના મણકા લાલ રંગના છે. ઉપરના ભાગે સફેદ રંગ છે. સફેદ રંગ પર કાળી ટપકી છે. તેને જે દોરામાં પરોવીએ છીએ, તે પીળા રંગનો જોઈએ. આમ ચાર રંગ થયા. લાલ, સફેદ, કાળો અને પીળો. લાલ રંગ કુમારિકાના ભાવનો છે.

સફેદ રંગ ચંદ્રાવલીજીના ભાવનો છે. શ્યામ રંગ શ્રીયમુનાજીના ભાવનો છે અને દોરાનો પીળો રંગ શ્રીસ્વામિનીજીના ભાવનો છે. ગુંજામાળાને પ્રભુ કંઠમાં ધારણ કરી પોતાન વક્ષઃસ્થળ પર લટકતી રાખે છે. એટલે પ્રભુ ચારે યૂથની સ્વામિનીઓને આલિંગન આપી રહ્યા છે. ગુંજામાળાને આવો ગૂઢ અને ગુપ્તભાવ સમજવો.

શૃંગાર કરતી વખતે વૈષ્ણવે આવી ભાવનાના વિચારો કરવા. જેથી વૈષ્ણવની ભાવ ભાવનાને પોષણ મળશે. શ્રીહરિરાયજીએ ભાવભાવનાના પોષણ માટે 'સહસ્ત્રીભાવના' નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં આપશ્રીએ શ્રીઠાકોરજીના વિવિધ ભાવોની ભાવના કરવાનું વિશદ નિરૂપણ કર્યું છે. શ્રીઠાકોરજી કોઈ વખત શ્રીયશોદાજીને ઘરે જાગે છે. કોઈ વખતે તેઓ નિકુંજમાં જાગે છે. કોઈ વખતે યશોદામાં નંદાલયમાં શ્રીઠાકોરજીને જગાડે છે. કોઈ વખતે કુમારિકાઓ શ્રીઠાકોરજીને જગાડે છે. કયારેક ગ્વાલબાલો કે સખાઓ નંદાલયમાં આવી શ્રીઠાકોરજીને જગાડે છે. શ્રીઠાકોરજીને અનેક રીતે જગાડવામાં આવે છે તે લીલાની વૈષ્ણવે ભાવના કરવી, માતા યશોદાજી લાલાને જગાવે છે :

**જનની જગાવત ઉઠો કન્હાઈ ।**
**પ્રકટયો તરનિ કિરનગન છાઈ ॥**
**આવૌ ચંદ્રવદન દિખરાઈ, બારબાર જનની બલિજાઈ ॥**
**સખા દ્વાર સબ તુમહિ બુલાવત, તુમ કારન હમ દ્વારે આવત ।**
**સૂરસ્યામ ઊઠી દરસન દીનૌ, માતા દેખિ મુદિત મન કિનૌ ॥**

શ્રીઠાકોરજી રાજભોગ પણ વિવિધ ભાવથી અને વિવિધ સ્થળે આરોગે છે. કોઈ વખતે શ્રીયશોદામાના ગોદમાં બેસી રાજભોગ આરોગે છે. આવા ભાવને નિરૂપતા પરમાનંદદાસજી ગાય છે કે :

**હરિ ભોજન કરત વિનોદસોં ।**
**કરિ કરિ કૌર મુખારવિંદમે દેતી જસોદા મોદસોં ॥**
**મધુ મેવા પકવાન મિઠાઈ દૂધ, દહીં ઘૃત ઓદસોં ।**
**પરમાનંદ પ્રભુ જેવત રુચિસોં, ભોગ લગ્યો સંખોદસોં ॥**

કોઈ વખત પ્રભુ નંદબાવાની ગોદમાં બિરાજી રાજભોગ આરોગે છે. તો કયારેક ગોપીજનોના ઘરે પધારી આરોગે છે. કોઈ વખતે છાકલીલામાં આરોગે છે. આમ વિવિધ સ્થળોએ પ્રભુ આરોગે છે. તેવી ભાવના વૈષ્ણવે કરવી.

ઉષ્ણકાલમાં શ્યામઢાક પર જઇ પ્રભુને આરોગાવીએ, તો કોઇ વખતે શ્રીયમુનાજીના પુલિન પર પ્રભુને છાક આરોગાવીએ. વળી કોઇ વખતે ગિરિકંદરામાં જઇને પ્રભુને ભોજન કરાવીએ. આ રીતે પ્રભુને આરોગાવતી વખતે જુદાજુદા સ્થળોની ભાવના કરવી. તેથી વૈષ્ણવના ભાવનું પોષણ થશે.

એક વસ્તુ બરાબર યાદ રાખવાની કે ભાવ એ જ પ્રેમ કે સ્નેહ છે. તે ભાવ વૈષ્ણવના હૃદયમાંથી જ આવવો જોઇએ, હોઠ પરથી નહિ. દેખાડવા માટે નહિ. પ્રભુની સેવા વૈષ્ણવે કયા ભાવથી કરવી તે વૈષ્ણવનો સ્વતંત્ર અધિકાર છે. ભાવ કરવાનો કોઇ અધિકાર પ્રભુએ આપણને આપ્યો નથી, પરંતુ પ્રભુને આપણી પાસેથી જે પ્રકારનો ભાવ માણવો હોય તે પ્રકારનો ભાવ પ્રભુ વૈષ્ણવના હૃદયમાં પ્રગટાવે છે. પ્રભુને ઇચ્છા થાય કે મારે મારા ભકતના ભોગ્ય બનવું છે. તો પોતે સ્ત્રીભાવ ધારણ કરીને ભકતમાં પુંભાવ પ્રગટાવીને ભગવાન ભકતને ભોકતા બનાવી આનંદ લે છે. આમ કોઈ વખતે ભગવાન ભોકત બની ભકતને ભોગ્ય બનાવી આનંદ લે છે. આ રીતે ભગવાન ગમે તે વખતે ગમે તેવો ભાવ ભકતમાં મૂકે છે. કોઈ વખતે બાલભાવ કે કોઈ વખતે માધુર્યભાવ, કોઇ વખતે સંખ્યભાવ કે કોઈ વખતે ભોગ્યભાવ મૂકી પોતે આનંદ લે છે અને ભકતને આનંદ આપે છે. આમ જુદી જુદી રીતે ભગવાન ભકતના ભાવનું પોષણ કરે છે.

ભગવાને ચીરહરણલીલા કરી વ્રજાંગનાઓના વસ્ત્રો હરી લીધાં અને પછી તેમનાં વસ્ત્રો તેમને પાછાં આપ્યાં. તેમાં પ્રભુએ સ્ત્રીભાવ અંગીકાર કર્યો અને વ્રજાંગનાઓને પુંભાવ આપ્યો. પ્રભુ એક જ ભાવનો આનંદ લેતા નથી કે એક જ ભાવનો આનંદ ભકતને આપતા નથી. એક જ ભાવમાં મઝા પણ ન આવે. માનો કે શ્રીઠાકોરજીએ બધાંને બાલભાવનું દાન કર્યું. એને બધા ભકતો પ્રભુને લાડ લડાવે જ જાય. ભગવાન પણ બાલભાવનો આનંદ લેતાં લેતાં કંટાળી જાય. માનીલો કે ભગવાન વૈષ્ણવોને એકલા માધુર્ય ભાવનું જ દાન કરે જાય તો બધા ભકતો કાયમ માટે સ્વામિની જ બન્યા રહેશે. પરિણામ એ આવે કે ભાવનો આનંદ લુપ્ત થઇ જાય. રમણિયતા તો ત્યારે જ આવે કે તેમાં જો વૈવિધ્ય જળવાય. વિવિધતાથી રમણીયતા અનુભવાય. એકલી મીઠાઇ ખાખા કરીએ તોએ કંટાળો આવે. એકલી તીખી વસ્તુ ખા ખા કરીએ તો કંટાળો આવે. તીખી, મીઠી મોળી એમ ભિન્ન ભિન્ન સ્વાદવાળી વસ્તુ હોય તો સ્વાદની ઓર મઝા આવે. તેમ ભાવની ભિન્નતાનું ભાવનું પોષણ કરે. એક જ પ્રકારનો ભાવ કંટાળો

આપે. માટે ભગવાન ભકતને કોઇ વખતે બાલભાવનું, તો કોઇ વખતે માધુર્યભાવનું, તો કોઇ વખતે સંખ્યભાવનું દાન કરી ભકતના ભાવનું પોષણ કરે છે.

શ્રીહરિરાયજી ભાવના પોષણ માટે અન્ય સાધનની આજ્ઞા કરે છે કેઃ

**નૂનમ્ અવ્યાવૃત્તિપરાત્મના**

વૈષ્ણવે આજીવિકા માટે શકય હોય ત્યાં સુધી પોતે પ્રયત્ન ન કરવો. પ્રભુપરાયણ જીવન ગાળવા, અવ્યાવૃત્તિ આવશ્યક છે. જો જીવ વ્યાવૃત્તિ કરે તો ચિત્તની એકાગ્રતા માટે તે ગમે તેટલો પ્રયત્ન કરે, છતાં વ્યાવૃત્તિમાં ચિત્ત ચલાયમાન રહેશે જ. વાત છે પ્રભુપરાયણતાની. જે વૈષ્ણવની વૃત્તિઓ હાલકડોલક છે. સંસાર તરફ ઢળેલી છે. લૌકિકમાં લાગેલી છે તેને માટે પ્રભુપરાયણતાની વાત નિરર્થક છે. અવ્યાવૃત્તિ અસાધરણ સાધન છે. એટલે પ્રભુપરાયણ બનેલા જીવને માટે જ અવ્યાવૃત્તિનું નિરૂપણ છે. જે વૈષ્ણવને પ્રભુ જ સર્વસ્વ છે તેના માટેનું આ સાધન છે. પુષ્ટિપ્રભુ માટે કહેવાય છે કે :

**ભૂખે મારું ભોંય સુવાડું, તનની પાડું છાલ, પછી કરીશ ન્યાલ**

અવ્યાવૃત્ત થઇ પ્રભુપરાયણ બનવું બહુ જ કઠણ છે. વૈષ્ણવ જયારે પ્રભુપરાયણ બને છે ત્યારે તે સર્વનો ત્યાગ કરે છે, પણ તેણે ત્યાગ કર્યો છે તેવું તેને જરા પણ લાગતું નથી. પ્રભુપરાયણ બનેલા વૈષ્ણવ વ્યાવૃત્તિનો ત્યાગ આવેશમાં આવી જઇને નથી કરતો, પણ બુદ્ધિપૂર્વક અવ્યાવૃત્ત બને છે. અવ્યાવૃત્ત થનારને સહન કરવું પડે છે. જેને શાસ્ત્રોએ તિતિક્ષા કહી છે. તિતિક્ષા એટલે સહન કરવું. પ્રભુપરાયણ વૈષ્ણવનું ઉત્તમ લક્ષણ તિતિક્ષા છે. શ્રીમહાપ્રભુજીએ **ભકિતવર્ધિનીમાં** ભકિતની વૃદ્ધિ માટે આવ્યાવૃત્ત રહેવાની પહેલી આજ્ઞા કરી છે. **'અવ્યાવૃત્તો ભજેત્ કૃષ્ણમ્.'** વૈષ્ણવે આજીવિકા પ્રાપ્ત કરવાનું છોડીને પ્રભુની સેવા કરવી. કેટલું કઠણ કામ છે ? નરસિંહ મહેતા, ગજજન ધાવન, ગદાધરદાસ, પદ્મનાભદાસ વગેરે ભકતોએ અવ્યાવૃત્ત થઇને સેવા કરી. તેમને કેટલું સહન કરવું પડયું છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. ગદાધરદાસ અંકિચન બન્યા. સામગ્રી કંઇ જ નહિ. તો તેમણે બધા સમાના ભોગમાં કેવળ જળની લોટી જ ધરી. પદ્મનાભદાસ પાસે સામગ્રીમાં કશું જ નહિ તો ભોગમાં કેવળ છોલા જ ધરતા.

આટલું સહન કરવાની શકિતવાળો વૈષ્ણવ જ **અવ્યાવૃત્ત** રહી સેવા કરી શકે, છતાં તેના મન પર તેની તલમાત્ર પણ અસર ન થાય. કેવી પ્રભુપરાયણા ! આ વૈષ્ણવો તો ચક્રવર્તી રાજાઓનાએ ચક્રવર્તી રાજા.

કુંભનદાસની આગળ રાજા માનસિંહ તેમને બધી સગવડ સુવિધા આપવા તૈયાર થાય છે, છતાં તેઓ રાજામાનસિંહની કોઇ સુવિધા સ્વીકારવા નનૈયો જ ભણે છે. આ છે પ્રભુપરાયણ ભકતો. તાદશી વૈષ્ણવો. અવ્યાવૃત્ત રહી પ્રભુસેવા કરવી એ નાની સૂની વાત નથી. માટે વૈષ્ણવી ધર્મોમાં તિતિક્ષાને પ્રાધાન્ય આપવામાં આવેલું છે. જે વૈષ્ણવની સહન કરવાની શકિત છે, તે જ પ્રભુપરાયણ બની શકે છે. વૈષ્ણવો ૮૪-૨૫૨ જુઓ. લૌકિક દષ્ટિએ જોતાં તેમને ખૂબ જ સહન કરવું પડયું છે. અરે! તિલક પણ પાણીમાં પ્રતિબિંધ જોઇ કરવું પડે તેનાથી વિશેષ કઇ અગવડ કહેવાય ? આવી અગવડોની અસર તે વૈષ્ણવોનાં મન પર સહેજ પણ નથી પડી. અતિશય સહન કરે તે જ સાચો વૈષ્ણવ. પ્રભુ તેના ભાવનું ખૂબ જ પોષણ કરે છે.

વ્યાવૃત્ત રહેનાર વૈષ્ણવની વૃત્તિ ભગવાનમાં સ્થિર થતી નથી, કારણ કે જગત અને જગદીશમાં બંનેમાં વૃત્તિ રાખનાર ધોબીના કૂતરા જેવો નહિ ઘરનો કે નહિ ઘાટનો જેવો થાય છે. અહીં થોડો વિચાર કરીએ કે આજીવિકા છોડીને પ્રભુપરાયણ બનવું નવ્વાણું ટકા અશક્ય છે. ત્યાં શ્રીમહાપ્રભુજી વ્યાવૃત્તિ કરતો હોય તે કરે, પણ મન પ્રભુમાં રાખે. વળી વ્યાવૃત્તિ કરવા જતાં એટલે કે ધંધો-રોજગાર, વ્યવસાય, વેપાર કે કોઇ ઉદ્યમ કરવા જતાં સેવામાં પ્રતિકૂળતા ઊભી કરતાં હોય તેવાં તત્ત્વોનો ત્યાગ કરવો. અવ્યાવૃત્ત એટલે ભગવત્ સેવામાં પ્રતિકૂળ વૃત્તિનો ત્યાગ કરી ભગવદ્ સેવા કરવી. બને ત્યાં સુધી વૈષ્ણવે ધન સંચિત કરવાની વૃત્તિથી વ્યાવૃત્તિ ન કરવી, પરંતુ વ્યવસાય દ્વારા સેવામાં સગવડ થાય એટલું જ ધન મેળવવા ઉદ્યમ કરવો. વૈષ્ણવના જીવનમાં પ્રધાનતા સેવાની છે. વ્યવસાયની ગૌણતા છે. અવ્યાવૃત્તનો અર્થ વૈષ્ણવે એવો સમજવો કે તેણે લૌકિક વૈદિક પ્રવૃત્તિઓ અનાસકત ભાવથી અને ધનનો સંચય નહિ કરવાના ભાવથી કરવી. ભગવત્ સેવા મન, બુદ્ધિ અને ચિત્તને પ્રભુમાં એકાગ્ર કરીને કરવી. ગીતામાં ભવાનને સ્પષ્ટ કહ્યું છે કેઃ

**અનન્યાશ્ચિન્તયંતો માં યે જનાઃ પર્યુપાસતે ।**

**તેષાં નિત્યાભિયુકતાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥ (ગીતા ૯-૨૨)**

'જેઓ મારું જ કેવળ ચિંતન કરે છે અને મને જ ભજે છે અને સદા મારામાં જ એક નિષ્ઠાવાન છે, તેમનું યોગક્ષેમ હું જ વહન કરું છું.' ભગવાનની આ વાણીમાં જીવે ચાતક જેટલો વિશ્વાસ રાખી અનન્યભાવે શ્રદ્ધાપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણની સેવા કરવી. યોગક્ષેમ ભગવાન ચલાવશે તે

નિશ્ચિંત છે. પદ્મનાભદાસ અને શ્રીમહાપ્રભુજીનો મેળાપ દામોદારદાસ સંભરવાળાને ત્યાં થયો. પદ્મનાભદાસ શ્રીભાગવતજીની કથા કરીને આજીવિકા નિભાવતા હતા. શ્રીમહાપ્રભુજીએ તેમને એટલી જ વાત કહી કે શ્રીભાગવતજી તો ભગવાન શ્રીકૃષ્ણનું નામસ્વરૂપ છે. તેનાથી આજીવિકા ચલાવાય નહિ. દોષમાં પડાય. તે દિવસથી પદ્મનાભદાસે કથા કરી વૃત્તિ મેળવવાનું બંધ કરી દીધું. જીવનમાં યથાલાભ સંતોષથી જ જીવવાનું સ્વીકારી લીધું. તેથી ઉત્તમ પક્ષ તો એ છે કે અવ્યાવૃત્ત થઇને જ ભગવત્સેવા કરવી જોઇએ. આવું કરવા જતાં, પદ્મનાભદાસ પાસે પ્રભુને ભોગ અંગીકાર કરાવવા છોલા સિવાય બીજો કોઇ પદાર્થ ન રહ્યો, છતાં આજીવિકાની પ્રાપ્તિ માટે તેમણે બીજો કોઇ વિચાર સરખો પણ ન કર્યો. તેમણે તેમના શ્રીઠાકોરજીને કહ્યું કે "હે કૃપાનાથ ! આપને મારે ત્યાં કેવળ છોલાનો જ ભોગ આરોગવા મળશે. જો છપ્પનભોગ આરોગવાની આપની ઇચ્છા હોય તો હું આપને શ્રીમહાપ્રભુજીને ઘરે પધરાવવું." શ્રીમથુરેશજીએ તેમને કહ્યું "મને તો તારે ત્યાં છોલા આરોગવામાં જ આનંદ આવે છે. છપ્પનભોગ તો હું ઘણા આરોગું છું, પણ તારા છોલા જેવો સ્વાદ મને તેમાં આવતો નથી. મને તો છોલા જ સ્વાદિષ્ટ લાગે છે."

અહીં વૈષ્ણવે અંતર્મુખ બની વિચારવું કે જો પ્રભુને છપ્પનભોગ પદ્મનાભદાસને ત્યાં આરોગવા હોત તો સર્વકર્તું સમર્થ પ્રભુ પદ્મનાભદાસને અઢળ સંપતિ ન આપી શકયા હોત ? પણ પ્રભુ તો ભકતની કસોટી કરે છે કે અકિંચનપણામાં ભકત પ્રભુ પ્રત્યેનો ભાવ જાળવી શકે છે કે નહિ. પ્રભુ તો કેવળ ભાવના જ ભૂખ્યા છે. પ્રભુ માટેનો ભાવ ઘણી વખતે સંપત્તિ મળતાં વૈષ્ણવમાંથી ઘટી જાય છે. પદ્મનાભદાસની બાબતમાં એવું ન બને માટે તેમણે છોલામાં જ આનંદ માન્યો.

ગદાધરદાસ પણ અવ્યાવૃત્ત થઇ સેવા કરતા. તેઓ ઘરમાં પ્રભુ માટેની સામગ્રીનો પણ સંગ્રહ ન હોતા કરતા. રોજે રોજ જે સામગ્રી આવી મળે તેનો વિનિયોગ પ્રભુસેવામાં કરી વૈષ્ણવોનું સમાધાન કરી દેતા. આજે જે મળ્યું તે ખરૂં. કાલે પ્રભુને સામગ્રી ધરીશ તેનો જરા પણ વિચાર તેઓ કરતા નહિં. શ્રીઠાકોરજીએ તેમની પણ કસોટી કરી. એક દિવસ ગદાધરદાસને ત્યાં કોઇ પણ યજમાન કોઇ પણ સામગ્રી આપી ગયો નહિં. તેનું ગદાધરદાસને જરાયે દુઃખ થયું નહિ. 'જેવી પ્રભુની ઇચ્છા' માની તેમણે શ્રીઠાકોરજીના ભોગમાં કેવળ જળની લોટી જ ધરી. રાત્રે એક યજમાન તેમને ચાર રૂપિયા આપી ગયો. તો રાત્રે તેમણે સામગ્રી મંગાવી પ્રભુને ભોગ ધરી વૈષ્ણવોનું

સમાધાન કર્યું, પણ તે વખતે તેમણે બીજા દિવસનો વિચાર ન કર્યો.

અવ્યાવૃત્તિનો અર્થ આવરણ વગરના થઇ ભગવત્ સેવા કરવી, તેવો પણ થાય. આવરણ રહિત એટલે સેવામાં આવતાં કે નડતાં આવરણોથી દૂર રહીને ભગવત્સેવા કરવી. આવરણ સહિત ભગવત્સેવા કરવાથી મનમાં ક્ષોભ રહે અને તેને કારણે પ્રતિબંધો (વિઘ્નો)પણ ઉભા થાય. તેવું ન બને તે માટે વૈષ્ણવે આવરણ રહિત બની ભગવત્સેવા કરવી.

આજે એવો સમય આવ્યો છે કે અવ્યાવૃત્ત બની સેવા કરનાર વૈષ્ણવો ઘણા ઓછા મળે કે કદાચ મળે પણ નહિ, પણ વૈષ્ણવ વ્યાવૃત્તિ ભગવત્સેવામાં બાધક ન બને તેમ કરે તો વ્યાવૃત્તિ પણ ભકિતમાં સહાયક બને છે. આ હકીકત આપણે શ્રીગુસાંઇજીના સેવક મુરારિદાસના પ્રસંગ પરથી સમજીએ.

મુરારીદાસ ગૌડદેશમાંથી કનોજ આવ્યા. અહીં રોજગારી માટે નારાયણદાસ દીવાન પાસે આવ્યા. નારાયણદાસે તેમને બાર રૂપિયા પગાર આપવાનું કહ્યું. ત્યારે મુરારિદાસે નારાયણદાસને કહ્યું, ‘દીવાનજી! હું બાર રૂપિયાને બદલે આઠ રૂપિયા પગાર લઇશ, પણ નોકરીએ આવવાની મારી એક શરત તમે માન્ય રાખો તો હું નોકરી એ રહું.’

નારાયણદાસ દીવાન વિચારમાં પડચા કે બીજા માણસો પગાર વધારે માગે, જ્યારે આ ભાઇ ઓછો પગાર માગે છે. હવે તેઓ શું શરત કરે છે તે તો જોઇએ ? તેમણે મુરારિદાસને પૂછ્યું ‘તમારી શી શરત છે?’

“હું નોકરી પર એક પ્રહર દિવસ ચઢચે આવીશ અને જ્યારે દિવસને બે ઘડી જેટલો સમય બાકી રહેશે ત્યારે ઘેર ચાલ્યો જઇશ. એ મારી શરત છે. તમને મંજૂર હોય તો મને નોકરીએ રાખો. નહિ તો ના કહો,” મુરારિદાસે જે કહ્યું તે નારાયણદાસે કબૂલ રાખ્યું.

મુરારિદાસે આ શરત એટલા માટે કરી કે તેમને ત્યાં શ્રીબાલકૃષ્ણજીની સેવા બિરાજતી હતી. સેવાએ સંતોષપૂર્વક પહોંચી શકાય તે માટે તેમણે આ શરત મૂકી હતી. આ વાત સમજાવે છે કે વ્યાવૃત્તિ કરવી, પણ સેવામાં બાધક ન બને તે રીતે કરવી. વ્યાવૃત્તિ કરતી વખતે પણ મન તો પ્રભુમાં જોડાયેલું જ રાખવું.

શ્રીગુસાંઇજીના સેવક નારાયણદાસ કાયસ્થ હાકેમને ત્યાં મોટા હોદ્દા પર હતા, છતાં પણ તેમનું મન પ્રભુપરાયણ રહેતું. તેમણે શ્રીગોકુલનું સ્મરણ સતત રાખવા એક વ્રજવાસીને નોકરીએ રાખેલો, તેને એક જ કામ સોંપેલું

કે થોડી થોડી વારે નારાયણદાસને કહેવાનું કે, "ભાઈજી! શ્રીગોકુલ કબ ચલોગે ?" શ્રીગોકુલેશનું નામ સ્મરણ થતાં જ નારાયણદાસ લીલારસમાં લીન બની જતાં. દેહાનુસંધાન પણ ભૂલી જતા.

શ્રીકૃષ્ણે ગીતાજીમાં પણ આ જ વાત કહી છે. **'સંસાર તો સઘળો રહે પણ મન મારી પાસ જો.'** વ્યાવૃત્તિને ગૌણ ગણી પ્રભુમાં ચિત્ત પરોવાયેલું રાખવું. આ રીતે વૈષ્ણવે સેવા સમયે અને અનોસરમાં વ્યાવહારિક જવાબદારીઓ ઉઠાવતાં ઉઠાવતાં પ્રભુ સ્મરણ, શ્રવણ, કીર્તન દ્વારા ચિત્તવૃત્તિ તો પ્રભુમાં જ જોડાયેલી રાખવી. પ્રભુમાં ચિત્ત પરોવાયેલું રાખવા વૈષ્ણવે નિરંતર પ્રયત્ન કરતા રહેવું જોઈએ. મનોવિજ્ઞાનના મતે જે ક્રિયા વારંવાર કે સતત કરવામાં આવે તેની ટેવ પડી જાય છે. ટેવ પડ્યા પછી તે ક્રિયા આપોઆપ સહજ થયે જ જાય છે.

ચૈતન્યસ્વામીનો એક શિષ્ય સતત નામ સ્મરણ કરે જાય. કુદરતી હાજતે જાય ત્યારે પણ નામસ્મરણ ચાલુ જ રહે. કોઈ શિષ્યે ચૈતન્યપ્રભુને આ શિષ્યની આવી ટેવ માટે ચૈતન્યસ્વામીને ફરિયાદ કરી. ચૈતન્યજીએ તે શિષ્યને બોલાવ્યો અને તેની આ ટેવ વિશે ઠપકો આપ્યો ત્યારે શિષ્યે જવાબ આપ્યો, "સ્વામી ! નામસ્મરણની મને એવી ટેવ પડી ગઈ છે. કુદરતી શ્વાસોચ્છ્‌વાસની જેમ મારાથી સહજ પ્રભુ નામસ્મરણ થયે જ જાય છે."

આમ અવ્યાવૃત્ત થઈ સેવા, સ્મરણ, કીર્તન કરવાં ઉત્કૃષ્ટ છે. પણ વ્યાવૃત્તિ કરવી પડે તેમ હોય તો કરવામાં વાંધો નથી. પણ મુરારિદાસની જેમ અને નારાયણદાસ કાયસ્થની જેમ પ્રધાન કાર્ય સેવા, શ્રવણ અને કીર્તન ગણવાં અને વ્યાવૃત્તિને ગૌણ ગણવી. આવું વારંવાર કરવાથી વ્યાવૃત્તિનો ભાવ મનમાંથી જતો રહેશે અને મન અનોસરમાં પણ પ્રભુમાં લાગેલું રહેશે.

વૈષ્ણવ અવ્યાવૃત્ત રહીને કે વ્યાવૃત્ત રહીને સેવા કરે તેમાં મુખ્ય ભાવ વૃત્તિનો છે. તમે અવ્યાવૃત્ત રહીને સેવા કરતાં હો પણ મન જો લૌકિકમાં જ ડૂબેલું રહેતું હોય તો તે અવ્યાવૃત્તિ રહીને સેવા કરવી વૃથા છે. તમે નોકરી, ધંધો કરતાં કરતાં પણ સેવા સ્મરણ મન લગાડીને કરતા હો તો અવ્યાવૃત્તિ કરતાં વ્યાવૃત્તિ વધારે મહત્ત્વની બને છે. સેવા, સ્મરણ, કીર્તન, કથા-શ્રવણ વગેરે મન લગાડીને જો તમે કરશો તો જ પ્રભુની પ્રસન્નતા તમારા પર રહેશે. જીવની વૃત્તિઓ તો હજારો વર્ષથી પ્રભુને ભૂલી ગઈ છે અને લૌકિકમાં ડૂબી છે. એટલે ધીમે ધીમે વૈષ્ણવે ધીરજપૂર્વક ચિત્તને

પ્રભુમાં પરોવવાનું છે. તેને માટે વૈષ્ણવે સભાનતાપૂર્વક ધીરજથી પ્રયત્ન કરવાનો છે. રાતોરાત આ કંઈ ન બની જાય. આ તો થયેલા રોગને, અસાધ્ય રોગને મટાડવા ખૂબ સાવધાની રાખીને, પરેજી બરાબર પાળીને મટાડવાનો છે. તો જ દવા કારગત નીવડશે.-૨.

આમ શ્રીહરિરાયજી ભાવનું પોષણ કરવા અન્ય ચાર સાધનો વૈષ્ણવને બતાવે છે.

૧. પ્રભુની કૃતિને આધીન રહીને વૈષ્ણવે આચરણ કરવું.
૨. પ્રભુની વાણીમાં દઢ વિશ્વાસ રાખવો.
૩. પ્રભુ માટેના ભાવનું સતત અહર્નિશ ભાવન કરતાં રહેવું.
૪. અવ્યાવૃત્ત રહીને ભાવનું પોષણ કરવું.



ક્યાંક ક્યાંક પાંડિત્ય છે, પરંતુ જ્યાં પાંડિત્ય છે, ત્યાં બધે વેદની સાચી સમજ નથી. ક્યાંક પાંડિત્ય સાથે બધા વેદનું જ્ઞાન છે, ત્યાં તે મુજબનો આચાર નથી. ક્યાંક વૈદિક ધર્મનું આચરણ છે, પણ ભક્તિમાર્ગની જાણકારી નથી. ક્યાંક આ બધા સાથે ભક્તિ પણ છે, છતાં વ્રજપતિ શ્રીકૃષ્ણમાં પ્રેમ નથી. આ સર્વ ગુણો એકમાત્ર શ્રીમહાપ્રભુજીમાં જ છે. અન્યત્ર આ સર્વ ગુણો એક સાથે જોવામાં આવતા નથી.

## શ્લોક ત્રીજો

હર્યાવિષ્ટોપદેશાચ્ચ લોકવેદાદ્યનાદરાત્ ।
ધર્મિમાત્રસમાવિષ્ટ દષ્ટેલીલાવિચારણાત્ ॥૩॥

**શબ્દાર્થ :** **હરિ**-ભગવાન; **આવિષ્ટ**-આવેશ થવો; **ઉપદેશાત્**-ઉપદેશથી; **ચ**-અને; **લોકવેદાદિ**-લોક વેદ વગેરેમાં; **અનાદરાત્**-અનાદર રાખવાથી; **ધર્મીમાત્ર**-માત્ર ધર્મી પ્રભુમાં જ; **સમાવિષ્ટ દષ્ટેઃ**-દષ્ટિને ચોંટાડી રાખવાથી; **લીલાવિચારણાત્**-ભગવાનની લીલાઓનો વિચાર કરવાથી.

**શ્લોકાર્થ :** ભગવદ્‌ભકતોએ ભગવાન પ્રત્યેના પોતાના ભાવના પોષણ માટે ભગવાનનો જેમાં આવેશ છે એવા ભગવદીયોનો ઉપદેશ સાંભળવો, લોકવેદમાં આદર ન રાખવો, માત્ર ધર્મી પ્રભુમાં દષ્ટિને સ્થિર કરવી અને ભગવદ્‌લીલાઓનો વિચાર કરવો. - ૩.

**વિવરણ :** શ્રીહરિરાયજીએ ભકતોની ભગવાનમાં પ્રીતિ થાય તે માટેનાં સાધનો નીચે પ્રમાણે બતાવ્યાં છે.

**હર્યાવિષ્ટોપદેશાત્ (હરિ + આવિષ્ટ + ઉપદેશાત્)**

જે ભગવદીયોમાં હરિનો આવેશ રહેતો હોય તેઓનો ઉપદેશ સાંભળવાથી વૈષ્ણવના ભાવને પોષણ મળે છે. અહીં 'ભગવદીય' શબ્દ શ્રીહરિરાયજી વાપરે છે. ભગવાન અને ભગવદીય બન્ને શબ્દોમાં 'ભગ' પૂર્વે આવે છે. 'ભગ' એટલે છ અને 'વાન' વાળા. ભગવાનમાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ગુણ હોવાથી શ્રીમદ્‌ભાગવતજીમાં બ્રહ્મને ભગવાન કહ્યા છે, કારણ કે તેમનામાં ઉપરોકત છ ગુણ છે. એ જ રીતે ભગવદીયમાં પણ ઉપરના છ ગુણ હોય છે. માટે તે ભગવદીય ગણાય છે.

પુષ્ટિમાર્ગમાં ભગવદીયને ભગવાનની બરાબર ગણ્યા છે. ભગવાનમાં રહેલી શકિત, ભગવાન ભકતને આપી તેને ભગવદીય બનાવે છે. પ્રભુદાસ જલોટાનું દષ્ટાંત જોઇએ.

એક દિવસે શ્રીમહાપ્રભુજી શ્રીગોવર્ધનધરના મંદિરમાં શ્રીગોવર્ધનધરને શૃંગાર ધરતા હતા, ત્યારે આપશ્રીના મનમાં વિચાર આવ્યો કે આજે દહીં હોય તો ઠાકોરજીને સમર્પીએ. તેમણે પ્રભુદાસને દહીં લેવા મોકલ્યા. તેમને એક ભરવાડણ સામી મળી. તેમણે તેને પૂછ્યું, "બહેન ! તારી પાસે દહીં છે ?" ભરવાડણે કહ્યું "હા ! બહુ મીઠું અને સુંદર દહીં છે." પ્રભુદાસે કહ્યું "તું મને દહીં આપ. તું કહીશ તે પૈસા હું તને આપીશ." ભરવાડણ

જરા ઉછાંછળી હતી તેણે પ્રભુદાસને જવાબ આપ્યો "તું દહીંની કિંમતમાં મને એક ટકો દઇશ. ઓછો તું મુકિત આપવાનો છે ?" પ્રભુદાસે કહ્યું "જા, તને દહીંની કિંમતમાં ટકો અને મુકિત બંને આપ્યાં." ભરવાડણે કહ્યું "ભાઇ ! તારી વાત હું કેવી રીતે સાચી માનું ?" પ્રભુદાસે એક કાગળ પર લખી દીધું કે, "દહીંને બદલે તને મુકિત આપી." ભરવાડણે તે કાગળ પોતાની સાડીના છેડે બાંધી દીધો. તે ઘેર આવી. આજે તે ખૂબ આનંદમાં હતી. પાડોશણે તેને પૂછ્યું, "અલી, આજે તો તું બહુ જ આનંદમાં લાગે છે ?" ભરવાડણે કહ્યું "આનંદમાં હોઉં જ ને ! આજે તો દહીં વેચીને મુકિત ખરીદી લાવી છું." પાડોશણે કહ્યું "મૂર્ખી, એ તો પેલાએ તને ઠગી લીધી. એ વૈરાગી તને મુકિત શું આપવાનો હતો !" ભરવાડણે પાડોશણને કહ્યું "બેન, એવું ન બને, એ તો કોઇ મહાન પુરુષ છે. તેમણે સાચે જ મને મુકિત આપી છે. મને કાગળ પણ લખી આપ્યો છે." એમ કહી તેણે છેડે બાંધેલો કાગળ પાડોશણને બતાવ્યો અને બોલી "તેઓ જૂઠું બોલે તેવા પુરુષ ન હતા." પાડોશણે કહ્યું "વખત આવે ખબર પડશે ? "

ઘડી બે ઘડી પછી તો પેલી ભરવાડણનો દેહ છૂટયો અને યમદૂતો તેને લેવા આવ્યા. તેજ વખતે વિષ્ણુદૂતો આવ્યા અને યમદૂતોને કહ્યું "તમે આ આત્માને છોડી દો. એને તો મુકિત મળી છે." યમદૂતો એ કહ્યું "તેણે મુકિતનું સાધન તો કંઇ કર્યું નથી ? પછી મુકિત કેવી રીતે મળી ?" વિષ્ણુદૂતોએ કહ્યું "આ આત્માને શ્રીમહાપ્રભુજીના સેવક પ્રભુદાસે દહીંને બદલે મુકિત આપી છે. તેથી તે આત્માને અમે લઇ જઇશું." વિષ્ણુદૂતો પેલી ભરવાડણને વિમાનમાં બેસાડી વૈકુંઠમાં લઇ ચાલ્યા, ત્યારે તે ભરવાડણે વિષ્ણુદૂતોને કહ્યું "મારી પાડોશણને આ વાતનો વિશ્વાસ નથી તેથી તેને તમે આ વાત કહો. તે પછી તમે મને લઇ ચાલો." ત્યારે વિષ્ણુદૂતોએ પાડોશણને કહ્યું "શ્રી આચાર્યજીના સેવકે આ બાઇને દહીંને બદલે મુકિત આપી હતી. તેથી આ ભરવાડણને અમે લઇ જઇએ છીએ." પેલી પાડોશણ આ શબ્દો સાંભળતાં ઘરમાંથી દોડી બહાર આવીને જુએ છે તો પેલી ભરવાડણ મરેલી પડી હતી. એટલામાં વ્રજવાસીઓ ભેગા થઇ ગયા. તે પડોશણે બધા વ્રજવાસીઓને કહ્યું, "આ બાઇને છેડે એક ચિઠ્ઠી બાંધેલી છે. તમે તે ઉઘાડીને જુઓ." સૌએ તે ચિઠ્ઠી ભરવાડણના સાડીના છેડેથી છોડીને વાંચી તો તેમાં તેમણે દહીંને બદલે મુકિત આપી છે, તેમ લખેલું હતું. આ વાર્તા સિદ્ધ કરે છે કે મુકિત આપવાની શકિત

જેમ ભગવાનમાં છે તેમ તેમના કૃપાપાત્ર ભગવદીયમાં પણ હોય છે. પ્રભુદાસ જલોટામાં પ્રભુનું સામર્થ્ય હતું. જેના બળે તેઓ જીવને મુકિત આપવાની શકિત પણ ધરાવતા હતા. આથી સિદ્ધ થાય છે કે ભગવદીય ભગવાનની બરાબર જ છે. માટે શ્રીહરિરાયજી આપણને ભગવદ્‌ભાવનું પોષણ થવા માટે ભગવદીયોના ઉપદેશને સાંભળવાની શિખામણ આપે છે. ભગવદીયોમાં સદૈવ ભગવદ્ આવેશ જ ભરેલો હોય છે. ભગવદીયો હંમેશાં ભગવદ્ નામમાં જ મગ્ન રહેલા હોવાથી સર્વ વસ્તુ તેમને પ્રભુમય જ દેખાય છે.

પ્રભુરસમાં સદૈવ છકેલા રહેતા શ્રીગુસાંઇજીના સેવક મોહનદાસ. તેમને હરિદાસ નામના મિત્ર હતા. તેઓ તેમના ગામથી વીસ ગાઉ દૂર રહેતા. મોહનદાસ સેવક બન્યા પછી પોતાના ઠાકરોજીની વ્રજભકતોની ભાવનાથી સેવા કરતા. શ્રીગુસાંઇજીની કૃપાથી તેમના હૃદયમાં શ્રીઠાકોરજીની લીલાઓ સ્ફૂરવા લાગી. તેથી ઠાકોરજી તેમને સાનુભવ જણાવતા. હરિદાસ અને મોહનદાસ મિત્રો હતા. મોહનદાસને થયું કે "તમે શ્રી ગુસાંઇજીના સેવક થાઓ." હરિદાસે કહ્યું ,"મને શ્રીગુસાંઇજીના સેવક કરાવો." મોહનદાસે તેમને શ્રીગુસાંઇજીના સેવક કરાવ્યા, બ્રહ્મસંબંધ લીધા પછી હરિદાસ લાલજીનું સ્વરૂપ પધરાવીને ભાવથી સેવા કરવા લાગ્યા. શ્રીગુસાંઇજીએ તેમને આજ્ઞા કરી કે, "હરિદાસ ! સેવાની બધી રીત તમે મોહનદાસને પૂછી જોજો અને તેમનો સંગ કરજો. તેથી તમને ભગવદ્‌ભાવ સ્ફૂરાયમાન થશે. હરિદાસને ઘેર મોહનદાસ પાંચ દિવસ રહ્યા અને સેવાની બધી રીત તેમને બતાવી. મોહનદાસના સંગથી હરિદાસને માર્ગના બધા સિદ્ધાંત જાણવા મળ્યા."

હરિદાસને મોહનદાસનો સત્સંગ ખૂબ ગમતો. મોહનદાસ જે કંઇ કહેતા તે હરિદાસ પ્રેમથી સાંભળતા, ને મનમાં તે સંઘરતા. તેમનો ઉપદેશ હરિદાસને એટલો બધો ગમતો કે મોહનદાસ ભગવદ્ રસમાં ડૂબેલા જ રહેતા. એક દિવસ મોહનદાસે હરિદાસને કહ્યું "તમારે ઘેર આવે મને ઘણા દિવસો થઇ ગયા છે. હવે હું મારે ઘેર જાઉં." હરિદાસે વિચાર કર્યો કે "મોહનદાસને કેમ કરીને રોકવા ? સવારેતો તેઓ જવાના." એટલે એમણે પોતાની સ્ત્રીની સંમતિથી પોતાના એક પુત્રને ઝેર આપીને મારી નાખ્યો. મોહનદાસ જાણી ગયા કે હરિદાસે મને રોકવા માટે છોકરાને મારી નાખ્યો છે. સવારમાં શોકાતુર હરિદાસને જોઇને તેમણે કહ્યું "રાતે તો દીકરો ખેલતો હતો, રમતો હતો. પછી એકાએક આવું શું બન્યું ?" મોહનદાસને રોમાંચ

થઇ આવ્યા. તેમણે શ્રીગુસાંઈજીનું સ્મરણ કરી શ્રીગુસાંઈજીનું ચરણોદક પેલા મૃત છોકરાના મુખમાં મૂક્યું અને અષ્ટાક્ષર મંત્રનો જપ કર્યો. એટલે છોકરો બેઠો થયો. તેણે મોહનદાસને જય શ્રીકૃષ્ણ કહ્યા. મોહનદાસને ગળે વળગી પડ્યો અને બોલ્યો "તમે મારે ઘેરથી જશો નહીં." તે વખતે હરિદાસ અને તેમની સ્ત્રી પણ રડવા લાગ્યાં, ત્યારે મોહનદાસે કહ્યું, "દીકરો મરણ પામ્યો ત્યારે તો તમે ન રડ્યાં ને હવે કેમ રડો છો ?" ત્યારે હરિદાસની સ્ત્રીએ કહ્યું, "આજે અમારે ઘેરથી તમારા જેવા ભગવદીય જાય છે એટલે અમને એટલું બધું દુઃખ થાય છે કે અમને ભગવદ્ રસનું પાન કોણ કરાવશે ? આટલા દિવસ તો ભગવદરસનું પાન કરાવી તમે અમને જીવાડ્યા. તમે જશો તો અમે નહીં જીવી શકીયે." સ્ત્રીપુરુષની આવી વિનંતી સાંભળીને મોહનદાસ હરિદાસને ત્યાં જ આવીને જીવ્યાં ત્યાં સુધી રહ્યા અને તેમને ભગવદ્ વાર્તા રોજ કહી સંભળાવતા. માટે વૈષ્ણવે હરિરસથી છકેલા રહેતા ભગવદીયના સંગમાં સદાય રહેવું. ભગવદ્વાર્તા ભગવદ્ ઉપદેશ તેમના મુખેથી સાંભળવાં. જેથી તેમના પ્રભુ પ્રત્યેના ભાવમાં વૃદ્ધિ થશે. સૂરદાસજી ગાય છે કે :

**એક દિન સંત પાહુને આવત ।**
**તીરથ કોટિ સ્નાન કરત ફલ એસો દરસન પાવત ॥**
**પ્રફુલ્લિત વદન રહત નિસદિન પ્રતિ, ચરણકમલ ચિત્ત લાવત ।**
**મન, કર્મ, વચન ઔર નહી જાચત, સુમરત ઔર સુમરાવત ॥**
**મિથ્યાવાદ ઉપાધિ રહિત વે વિમલ વિમલ જસ ગાવત ।**
**'સૂરદાસ'પ્રીતિ કર તિનસોં હરિકી સૂરત કરાવત ॥**

સૂરદાસજી કહે છે "ભગવદીય જ્યારે વૈષ્ણવના ઘરે આવે ત્યારે કરોડો તીર્થમાં સ્નાન કર્યા જેટલું ફળ વૈષ્ણવને મળે છે, કારણ કે ભગવદીયનું વદન પ્રફુલ્લિત હોય છે. રાત-દિવસ તેઓનું ચિત્ત પ્રભુનાં ચરણકમલમાં લાગેલું હોય છે. આવા ભગવદીયો બીજું કંઇ જ માગતા નથી. તેઓ તો ફકત મન, વચન અને કર્મથી પ્રભુનું સ્મરણ જ કરે છે અને અન્યને કરાવે છે. તેઓ કદી મિથ્યાવાદ કરતાં નથી અને ઉપાધિ રહિત હોય છે. તેઓ પ્રભુના વિશુદ્ધ યશના નિત્ય ગુણગાન કરે છે. સૂરદાસજી વૈષ્ણવને કહે છે કે જો આવા ભગવદીયોનો તમે સંગ કરશો તો તેઓ તમને ભગવાનનાં દર્શન કરાવશે." માટે વૈષ્ણવે ભગવદ્ આવેશી ભગવદીયોના સંગમાં રહી તેમને ઉપદેશ શ્રવણ કરવો. તેથી તેમના ભાવનું પોષણ થશે.

ભગવદીયોનું માહાત્મ્ય શ્રીહરિરાયજી બતાવે છે કે, 'વૈષ્ણવે ભગવદીયના મુખેથી ઉપદેશ ગ્રહણ કરવો.'' આપણને લાગે કે એવું શા માટે ? પુષ્ટિમાર્ગમાં તો ઘણાંયે પુસ્તકો પ્રસિદ્ધ થયેલાં છે. જ્યારે જયારે આપણને અવકાશ હોય ત્યારે તે વાંચીએ તો આપણને સિદ્ધાંતોની સમજણ ન પડે ? આપણે ભણેલા છીએ, સમજી શકીયે તેવા છીએ, તો પછી ભગવદીયોને શોધવા જવાની શી જરૂર ?

શ્રીહરિરાયજી આના સમાધાનમાં વૈષ્ણવોને આજ્ઞા કરે છે કે, ''પ્રભુની વાતો સમજવા માટે એક તો પ્રભુની કૃપાની જરૂર છે. વળી ભગવદીયોની કૃપા વિનાની અન્ય જીવના મુખેથી જે વાણી સાંભળવા મળે તે વાણી જીવ હૃદયારૂઢ કરી શકતો નથી. સાંભળેલી ભગવદ્ વાણી પણ ભગવદીયની અને ભગવાનની કૃપા થાય તો જ હૃદયમાં સચવાઇ રહે છે.''

જુઓ, દશદિગંત વિજયી શ્રીપુરુષોત્તમજી એક વખતે શ્રીસુબોધિનીજીનું અવગાહન કરી રહ્યા હતા. તેમાં તેમને શ્રીમહાપ્રભુજીની એક કારિકાની સમજ પડી નહિં. એટલે આપશ્રી ઉદાસ થઇ ગયા. તેવામાં એક વૈષ્ણવ ડોશી આપનાં દર્શનાર્થે આવ્યાં. આપનું ઉદાસ મુખ જોઇને તેઓ વિમાસણમાં પડી ગયા અને આપને પૂછ્યું ''કૃપાનાથ ! આપ આજે ઉદાસ કેમ દેખાઓ છો ? આપની ઉદાસીનતાનું કારણ આપશ્રી મને કહેશો ?'' શ્રીપુરુષોત્તમજીએ ડોસીને કહ્યું, ''માજી, મારી ઉદાસીનતાનું કારણ હું તમને કહું તો તો તમે શું સમજાવી શકવાના ?''

ડોસી બોલ્યાં ''કૃપાનાથ ! આપને કહેવામાં શું વાંધો છે ? કહો તો ખરા !'' ડોસીનો ભાવ જોઇને શ્રીપુરુષોત્તમજીએ જે વાત પોતાને સમજાતી ન હતી તે વાત ડોસી આગળ ડોસીના સંતોષ માટે કહી અને શ્રીપુરુષોત્તમજીના આશ્ચર્ય વચ્ચે તે ડોસીએ શ્રીપુરુષોત્તમજીને મૂંઝવતી શ્રીસુબોધિનીજીની કારિકા ઘણી જ સફળતાથી આપશ્રીને પોતાની રીતે સમજાવી દીધી. પછી ડોસી બોલ્યાં, ''કૃપાનાથ ! શ્રીહરિરાયજીએ આ કારિકા જેવી રીતે અમને સમજાવી હતી તે આપશ્રીની આગળ મેં રજૂ કરી છે.'' શ્રીપુરુષોત્તમજીને ડોસીએ સમજાવેલી કારિકાની સમજૂતીથી ખૂબ સંતોષ થયો. ઉંમરલાયક ડોસીએ વર્ષો સુધી શ્રીસુબોધિનીજીનીનાં વાક્યો પોતાના હૃદયમાં દઢ કરી રાખ્યાં હતાં, કારણ કે તે વાણી શ્રીહરિરાયજીની હતી. શ્રીહરિરાયજીની ડોસી પર પૂર્ણ કૃપા હતી. તેથી ડોસી તે સમજાવી શકયાં.

બાકી આપણી વાત જ લો ને. આપણે ઘણું સાંભળીયે છીએ. સાંભળતાં સાંભળતા વાળ પણ ધોળા થઇ ગયા હોય તેવા વૃદ્ધ વડીલોને પૂછોને કેટલા વર્ષો સુધી ઘણીચે નિજવાર્તાઓનું, પુષ્ટિસિદ્ધાંતોનું શ્રવણ કર્યું, પણ એમાંથી કેટલું યાદ છે ? તો મોટા ભાગના વડીલોને એક જ જવાબ હશે કે, "ભાઇ, અમને કંઇ યાદ નથી." આનું કારણ તેમણે જે કાંઇ સાંભળ્યું છે તે કહેનારા ભગવદીયો નહોતા અને તેમના પર પ્રભુકૃપા ન હતી.

અલીખાન અને તેમની દીકરી પીરજાદી રોજ શ્રીગુસાંઇજીની કથા સાંભળવા આવતાં. તેમના આવ્યા પછી જ શ્રીગુસાંઇજી કથા શરૂ કરતા. કેટલાક વૈષ્ણવોને આની ઇર્ષ્યા થતી. અંતર્યામી શ્રીગુસાંઇજી વૈષ્ણવોના આ ભાવને સમજી ગયા. તેમની શંકાનું સમાધાન કરવા એક દિવસ આપશ્રીએ કથા શરૂ કરતાં પહેલાં વૈષ્ણવોને પૂછ્યું, "કાલે કથાનો કયો પ્રસંગ કહ્યો હતો ?" વૈષ્ણવો એકબીજાની સામું જોવા લાગ્યા. કોઇને પ્રસંગ યાદ ન હતો. શ્રીગુસાંઇજીએ પીરજાદીને પ્રશ્ન કર્યો, "પીરજાદી ! કાલની કથાનો પ્રસંગ કયો હતો ?" પીરજાદીએ કહ્યું, "કૃપાનાથ ! જે દિવસથી આપની કથા સાંભળવા માંડી છે ત્યારથી કાલ સુધીનો પ્રસંગ કહું કે ફક્ત કાલનો જ પ્રસંગ કહું ?" શ્રીગુસાંઇજીએ બધા વૈષ્ણવોની સામે જોઇને કહ્યું, "હવે તમારા બધાની શંકા દૂર થઇ ?" પીરજાદી અને તેના પિતા પર શ્રીગુસાંઇજીની કૃપા હતી. તેથી તેમને બધા જ પ્રસંગો હૃદયારૂઢ થઇ જતા.

માટે વૈષ્ણવોએ સર્વદોષની ચિંતા જેમણે ત્યજી દીધી છે એવા ભગવદીયોની સાથે મળીને ભગવાન શ્રીકૃષ્ણનું સ્મરણ કરવું.

**સદા શ્રીગોકુલાધીશ : સ્મર્તવ્ય : સર્વથા જનૈઃ ।**
**તદીયૈઃ મિલિતૈઃ સર્વ દોષચિંતા વિવર્જિતૈઃ ॥ (શિ. પ. ૭-૧)**

આ રીતે વૈષ્ણવ ભગવદીયોના ઉપદેશ સાંભળે તો તેના ભગવદ્ ભાવને પોષણ મળે. હવે શ્રીહરિરાયજી ભગવદ્ ભાવના પોષણ માટે નીચેનું સાધન બતાવે છે.

**લોકવેદાધનાદરાત્ (લોક વેદ + આદિ + અનાદરાત્)**

લોક અને વેદમાં આદર ન રાખવાનથી ભગવદ્‌ભાવનું પોષણ થશે. આપણા મનમાં ભગવદ્‌ભાવનો પ્રવેશ કરાવવો હોય તો આપણા મનમાં ભરેલી લૌકિક અને વૈદિકની વાતોને ખાલી કરી નાખવી જોઇએ. જીવને લૌકિક અને વૈદિક બંને બાબતો પ્રભુ તરફ જવામાં બાધક બને છે.

પ્રથમ આપણે લૌકિક વિશે વિચારીએ. માનો કે આપણે કથા સાંભળવા ગયા. મહારાજ કથા કહે છે ને કાન કથા સાંભળે છે, પણ આપણું મન ઘેર પહોંચી ગયું કે કથા સાંભળવા આવતા પહેલાં મેડીની બારી ખુલ્લી રહી ગઇ છે એટલે મન ખુલ્લી બારીમાં પહોંચી ગયું. કાને કથા સાંભળવાનું કામ તો ચાલું રાખ્યું છે, પણ મહારજે કથામાં શું કહ્યું તે મનમાં આવતું નથી. આ લૌકિકની ભાવના. જેને માયા કહે છે. તેને કારણે કથામાં ચિત્ત ચોટયું નહિ. એટલે પ્રભુની કથા સાંભળવામાં જીવને આ લૌંકિક બાધક ઊભું થયું. બીજા શબ્દોમાં કહીયે તો માયા પ્રકૃતિએ એટલે લૌકિકે હંમેશાં જીવને પ્રભુ તરફ જતો રોક્યો છે.

ભગવાને એવી માયા નટી રચી છે કે જીવ પ્રભુ તરફ જવા પ્રયત્ન કરે, છતાં માયા તેને પ્રભુ તરફ જવા દેતી નથી. જીવ માયારૂપી નટીના મોહમાં ફસાઇને મારાતારાની ચુગાલમાં ફસાઇ ગયો છે. જે જીવ સંસારની માયામાં ફસાયો છે. તે ભગવાનની લીલા સમજી શક્શે નહિ. દયારામભાઇ કહે છે કે,

**"હરિ હું શું કરું રે, મારો માયા ન મૂકે કેડો,**
**કોટિ કલ્પ લગી એણે ભમાવ્યો, ભમું હજુ નહીં છેડો.**
**મુજથી ન છૂટે ન આપ છોડાવો, મારો કિયે કાળ નિવેડો?"**

માયાને કારણે જીવ પ્રભુ સ્મરણ કરી શકતો નથી. તે સમજાવતા કવિ કહે છે કે,

**"સેવા સ્મરણ કેમ કરૂં, મારો ક્ષણ એ ન છાંડે હેડો."**

જીવને પ્રભુસ્મરણ અને સેવા તો કરવાં છે, પરંતુ લૌકિક તેને તેમ કરતાં રોકે છે. એટલે કવિ ભગવાનને પ્રાર્થના કરે છે કે,

**"માયા કાળ અગ્નિથી બળે દયો, કૃષ્ણકૃપા જળ રેડો."**

કૃષ્ણની કૃપા થાય તો માયા દૂર થાય. માટે કવિ પ્રભુને પ્રાર્થન કરે છે : "હે પ્રભુ ! આ લૌકિકની માયા મને ખૂબ જ પજવે છે. મને બિલકુલ ઝંપવા દેતી નથી. મારું બળ પણ તેની આગળ ચાલતું નથી. આપ મને તે માયાથી છોડવો. માયારૂપી અગ્નિથી હું બળી રહ્યો છું. આપની કૃપારૂપી જળનું જો સિંચન કરવામાં આવે તો જ લૌકિક અગ્નિ શાંત થાય." એટલે શ્રીહરિરાયજી જીવને લૌકિકનો અનાદર કરવાની શિક્ષા આપે છે. જીવ જો લૌકિકથી મુકત થવા ઇચ્છતો હોય તો તેણે ભગવદ્ ગુણાનુવાદનો આશ્રય લેવો જોઇએ. તો જ લૌકિક-વૈદિક આસકિતમાંથી મુકત થાય.

એક વખતે સૂરદાસજી પ્રવાસ કરતા હતા. રસ્તામાં કેટલાક લોકો ચોપડ રમતા હતા. તે રમતમાં તેઓ એવા તલ્લીન હતા કે માર્ગમાં જતા આવતા કોઈની તેમને ખબર પડતી નહતી. તેમની તલ્લીનતા જોઈને તેમની સાથે માણસોએ સૂરદાસજીએ કહ્યું, ''ભગવાને મનુષ્યદેહ, પ્રભુ ભજન કરવા આપ્યો છે, છતાં આ લોકો જન્મ વૃથા ગુમાવે છે.'' તે સમયે સૂરદાસજીએ લૌકિકને ઉદ્દેશીને આ પદ ગાયું :

**મન તું સમજ સોચ વિચાર,**<br>
**ભક્તિ વિના ભગવાન દુર્લભ, કરત નિગમ પુકાર,**<br>
**સાધુ સંગતિ દાર પાસા, ફેરિ રસના સાર,**<br>
**દાવ અબકે પર્યો પૂરો, ઉતરિ પેલી પાર.**<br>
**છાંડી સત્રહ સુન અઠારે, પંચહીકોં માયા દૂરી તેં,**<br>
**ત્યજી તીન તાનેં ચમક ચોંક બિચાર,**<br>
**કામ, ક્રોધ, મદ, લોભ, ભૂલ્યો, ઠગ્યો ઠગીની નારી.**<br>
**'સૂર' હરિ કે પદભજન-બિન ચલ્યો દોઉ કર ઝાલી.**

સૂરદાસજી ભગવાનના ભજનમાં ત્રણ બાબતોની જરૂરિયાત બતાવે છે - સમજ, સોચ અને વિચાર. પહેલાં આ ત્રણ વસ્તુઓ ચોપડની રમત સમજાવવા અને પછી તે બાબતો ભગવાનના ભજનમાં જરૂરી છે એમ સમજાવે છે.

૧. પહેલાં તો જીવને ચોપડની રમત સમજાય તો જ તે રમે. તેમ જીવ જો ભગવાનને જાણે તો જ ભજન કરે.

૨. ચોપડની રમતમાં રમનારને વિચાર કરવો પડે છે કે આવો પાસો પડે તો હું જીતું. લૌકિકમાં પણ જીવ જો મૃત્યુનો વિચાર કરતો રહે તો તે પ્રભુને શરણે જાય.

૩. રમતમાં પણ રમનાર વિચાર કરીને પાસો નાંખશે કે અહીં સોગઠી મરશે. તેમ ભજનમાં પણ વૈષ્ણવ વિચાર કરે કે હું આ કાર્ય કરું તો ભગવદ્ધર્મ મને પ્રાપ્ત થાય.

૪. રમતમાં રમનારાઓ પાસા પડે ત્યારે બૂમો પાડે છે. ભક્તિમાં પણ વેદ અને પુરાણો પોકારીને કહે છે કે ભક્તિ વિના ભગવાન દુર્લભ છે. રમતમાં સાથ જોઈએ તેમ ભગવાનની ભક્તિમાં ભગવદીયોનો સંગ જોઈએ. રમતમાં રમનારા જીતવાનું સ્મરણ કરે છે. જીવે પણ મન લગાડીને ભગવદ્ નામ લેવું જોઈએ. રમતમાં સત્તર મોટા દાવ છે. તેમ ભક્તિમાં અઢાર પુરાણ છે. અઢારમું પુરાણ શ્રીમદ્ ભાગવતજી છે. પાંચે ઈંદ્રિયો અને પંચ પર્વા અવિદ્યા તેને મારે. આ રીતે સૂરદાસજી જીવને મનુષ્યદેહની સાર્થકતા કરવા અને લૌકિકને તરી જવા ચોપડની રમત દ્વારા વાત સમજાવે છે.

શ્રી હરિરાયજી લૌકિકમાં અનાદર રાખીને પ્રભુને વળગી રહેવાનું આપણને શીખવે છે. સરોવરમાં રહેવા છતાં જેમ કમળ જળથી અલિપ્ત રહે છે, તેમ જીવે લૌકિકમાં રહી લૌકિકથી અનાસકત રહેવા પ્રયત્ન કરવો. જીવ જ્યારે એમ માને છે કે આ મારું છે ને આ તારું છે ત્યારે લૌકિક આસકિતનો જન્મ થાય છે.

શ્રીમહાપ્રભુજીએ લૌકિકમાં રહી લૌકિકથી અલિપ્ત રહેવાનો સરળમાર્ગ જીવને બતાવ્યો છે. આ જગતમાં સર્વ પદાર્થોના માલિક પ્રભુ છે, કારણ કે પ્રભુએ જ આ જગતને અને જગતના પદાર્થોને બનાવ્યા છે. એમાં કશું જ જીવનું નથી. જીવ પોતે પણ પોતાનો નથી, આપણે તો આપણી પાસેની સર્વ વસ્તુઓના કેવળ ટ્રસ્ટી છીએ. આ શરીર, એની શકિત, ઈન્દ્રિયો, ઘર, પૈસાટકા, કુટુંબ બધું પ્રભુનું છે. માટે જીવે પોતાની પાસેની વસ્તુઓ પોતાના મોજશોખ માટે નહીં વાપરતા પ્રભુ માટે જ વાપરવાં જોઈએ. તેની માલિકી પ્રભુની છે એમ માની જીવે લૌકિકમાં અનાદર રાખવો જોઈએ.

આપણે વૈદિક તરફ અનાદર ભાવ નહીં રાખતાં વૈદિક કર્મ કરવાનો પ્રસંગ આવે ત્યારે તે કાપટ્યથી કરવું. જેથી લોકમાં આપણી નિંદા ન થાય. છતાં પુષ્ટિમાર્ગની રીતે પુષ્ટિમાર્ગની ક્રિયાને આપણે પ્રધાનતા આપવી જોઈએ, વૈદિક કર્મને નહિ.

શ્રીગુસાંઈજીનો એક બ્રાહ્મણ સેવક હતો. રોજ ભિક્ષા માંગી લાવી સેવાએ પહોંચતો. એક દિવસ ભિક્ષા લઈને આવતાં સહેજે મોડો પડ્યો. જલદી જલદી સ્નાન કરી મંદિરમાં બુહારી કરવા ગયો. તે વખતે બુહારીની દોરી તૂટી ગઈ. તેણે તરત જ વૈદિક વિધિએ ધારણ કરેલી જનોઈ તોડી નાખી, અને બુહારી બાંધી દીધી ને બુહારી કરી લીધી. આ બ્રાહ્મણે શ્રીઠાકોરજીના સુખ માટે વૈદિકનો ત્યાગ કર્યો. બ્રાહ્મણ કોઈ દિવસ જનોઈ ઉતારે નહીં. જો ઉતારે તો તેનું બ્રાહ્મણત્વ નષ્ટ થાય, પણ આ બ્રાહ્મણે બ્રાહ્મણત્વનો પણ પ્રભુના સુખ માટે ત્યાગ કર્યો. આ રીતે વૈષ્ણવે પણ પ્રભુના સુખ માટે વૈદિકનો ત્યાગ કરવો જોઈએ.

વૈદિક કાર્યો શ્રીવલ્લભ કરે છે. વૈદિક કાર્યો કરી આપ નિજ ભકતોને એમ બતાવે છે કે તમે વૈદિકની ચિંતા કરશો નહીં. અમે તમારા માટે જ વૈદિક કાર્યો કરીએ છીએ. તમે સુખેથી પ્રભુના સેવા-સ્મરણ આદિ કરો. પ્રભુ પોતે જે તમારું વૈદિક સિદ્ધ કરશે.

પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રંથમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે,

**'વૈદિકત્વં લૌકિકત્વં કાપટ્યાત્તેષુ નાન્યથા'**

પુષ્ટિ જીવોમાં લૌકિકપણું અને વૈદિકપણું દેખાડવા પૂરતું જ હોય છે. તેમાં તેમને આસકિત નથી.

શ્રીગોકુલનાગજી આનો ભાવ એવો બતાવે કે કે કાપટ્ય એટલે લોકોનું કલ્યાણ ભગવાન શ્રીકૃષ્ણે પણ ગીતામાં કહેલું છે કે, "હે અર્જુન ! કર્મમાં આસકત થયેલા અજ્ઞાનીજનો જે પ્રકારે કર્મ કરે છે તે જ પ્રમાણે વિદ્વાનો તે કર્મ કરવા છતાં તે કર્મના ફળની આસકિત રાખ્યા વિના લોક કલ્યાણ માટે જે તે કર્મ કરે છે. જયારે અજ્ઞાની મનુષ્યોને આ વાત સમજાવવામાં આવે તો તેઓની બુદ્ધિમાં શંકા ઊભી થાય કે, કર્મ કરવું કે ન કરવું ?" અને શંકાને પરિણામે કોઇક જીવો કર્મ કરતાં અટકી જાય. માટે વિદ્વાનોએ તેમને કર્મ કેમ કરવું તેની ધીમે ધીમે સમજ પાડીને કર્મ કરવા દેવાં. જેથી તેઓ છેવટે આસકિતરહિત થઇને લોક કલ્યાણ માટે કર્મ કરતા થશે. પુષ્ટિજીવોએ વૈદિક કાર્યો કરવાનો પ્રસંગ ઊભો થાય ત્યારે તેઓએ તેમાં આસકિત રાખ્યા વિના લોક કલ્યાણની દષ્ટિએ જ વૈદિક કર્મો કરવાં. પુષ્ટિજીવ તો તેનામાં વૈષ્ણવત્વ સહજ હોવાને લીધે તે લૌકિક વૈદિક લોકકલ્યાણ માટે જ કરશે.

શ્રીગુસાંઇજીના સેવક મુરારિદાસ શ્રીગુસાંઇજી પાસેથી બ્રહ્મસંબંધ દીક્ષા લઇ શ્રીનવનીતપ્રિયાજી અને બધા બાળકોનાં દર્શન કરી ખૂબ પ્રસન્ન રહેતા. શ્રીગુસાંઇજી પાસે બધા ગ્રંથો તેઓ ભણ્યા, ત્યારે તેમની બુદ્ધિ બહુ તેજસ્વી થઇ. એક દિવસે તેઓ શ્રીગુસાંઇજી પાસે બેઠા હતા ત્યારે તેમણે શ્રીગુસાંઇજીને વિનંતી કરી કે, "કૃપાનાથ ! આપશ્રીની કૃપાથી અલૌકિક વસ્તુઓ મને પ્રાપ્ત થઇ એટલે હવે મારો વિચાર તીર્થયાત્રાનો નથી, કારણ કે આપશ્રીના ચરણારવિંદમાં બધાં તીર્થો આવી ગયાં." ત્યારે શ્રીગુસાંઇજીએ તેમને કહ્યું, "મુરારિદાસ ! તમારે તીર્થયાત્રાએ જવું જોઇએ. જો તમે નહીં જાઓ તો બધા લોકો તમારી નીંદા કરશે. એટલે લોકરીતિ રાખવા માટે એકવાર યાત્રાએ તો જઇ આવો જ." શ્રીગુસાંઇજી એ સમજાવવા માગે છે કે "પુષ્ટિજીવે લોકવેદરીતિ રાખવા માટે તીર્થાદિ કરવાં, પણ તેના ફળની ઇચ્છા ન રાખવી." આ આજ્ઞા પ્રમાણે શ્રીહરિરાયજી આપણને ભગવદ્‌ભાવના પોષણ માટે લૌકિક વૈદિકમાં આદર નહીં રાખવાની આજ્ઞા કરે છે, છતાં લોકનિંદાથી બચવા જો જરૂરીયાત ઊભી થાય ત્યારે અવશ્ય કરવાં.

હવે આપશ્રી નીચેના સાધનમાં આજ્ઞા કરે છે કે, પુષ્ટિજીવે માત્ર ધર્મી પ્રભુમાં જ દષ્ટિને ચોંટાડી રાખવી.

**ધર્મીમાત્ર સમાવિષ્ટ દષ્ટેઃ**

વૈષ્ણવે પોતાની દષ્ટિ કેવળ ધર્મી એટલે પુરુષોત્તમમાં જ તલ્લીન રાખવી. જેમ દેહમાં રહેલા આત્માને આપણે દેહી કહીએ છીએ તેમ ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ધર્મો જે પ્રભુમાં રહેલા છે. તેને આપણે ધર્મી કહીએ છીએ. વાસ્તવિક રીતે ધર્મો અને ધર્મી જુદા નથી. સૂર્યનાં કિરણોનાં તેજથી આપણે ભૂતલ પર પ્રકાશ મેળવી શકીએ છીએ. તેમ જેનામાં ઉપર જણાવેલા છ ધર્મો રહેલા છે, તેવા ધર્મી ભગવાનને જો આપણે વળગી રહીએ તો તેમના ધર્મોનો પ્રકાશ જીવને મળી રહે. આકાશમાં સૂર્ય દેખાશે એટલે પ્રકાશ તો સહજમાં મળવાનો જ છે. તેમ જો જીવ ધર્મીની સેવા કરે તો ધર્મીના ગુણોનો લાભ જીવને મળવાનો જ છે. શ્રીકૃષ્ણ પોતે જ ધર્મી સ્વરૂપ છે. તે સ્વરૂપ સર્વે પ્રકારના પ્રાકૃતધર્મોથી રહિત છે, પૂર્ણ નિર્દોષ તેમજ અલૌકિક છે, અદ્ભૂત છે, લોકવેદ પ્રસિદ્ધ છે, તે સત્, ચિત્ અને આનંદરૂપ છે. તે સત્ય સ્વરૂપ છે. જ્ઞાન સ્વરૂપ છે, જયોતિર્મય છે, રસમય છે, આનંદમય છે. સર્વ પ્રિય પરમ સુખરૂપ છે. શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહ્મ છે, પરંતુ પામર જીવોને, અજ્ઞાનીઓને એમના માહાત્મ્યની જાણ થાય એટલા માટે તેમણે પોતાના ગુણ અને રૂપથી અનેક લીલાઓ કરી છે. તે લીલાઓ તેમના માહાત્મ્યની બોધક છે. જેમ કે ગોવર્ધનલીલા, કાલીયદમનલીલા, પૂતના ઉદ્ધારલીલા, સ્વમુખમાં માતાજીને બ્રહ્માંડ દર્શન કરાવ્યું, વગેરે લીલાઓ દ્વારા તેમનું પૂર્ણપુરુષોત્તમપણું સિદ્ધ થાય છે.

વાસ્તવિક રીતે જોતાં તો બ્રહ્મ અવ્યકત છે, પરંતુ બ્રહ્મ જો અવ્યકત રહે તો એમનાં દર્શન, સેવા વગેરે કેવી રીતે થઇ શકે ? લીલા તો વ્યકત હોય તેની જ કરી શકાય. ભકતોને તો ખેલતો, નાચતો પ્રભુ જ ખપે! તે પ્રભુને તત્ત્વવેતા મુનિઓને બ્રહ્મ, પરમાત્મા અથવા ભગવાન નામ આપ્યા. તેમની પરિભાષામાં જ્ઞાનીઓએ તે પરમતત્ત્વને બ્રહ્મ કહ્યો છે, યોગીઓએ તેને પરમાત્મા કહ્યા છે, પરંતુ ભક્તો માટે તો તે ભગવાન છે. બ્રહ્મને એવી ઇચ્છા થઇ કે હું બહુરૂપે થાઉં, તેથી બ્રહ્મ પોતાની શકિતથી જગતરૂપ થયા. આવિર્ભાવ અને તિરોભાવ તે બે તેમની શકિતઓ છે. તે શકિતઓ અને ભગવાન વચ્ચે કોઇ ભિન્નતા નથી. પરબ્રહ્મ અને પરબ્રહ્મના ધર્મો વચ્ચે કોઇ ભેદ નથી. જેમ કાર્ય અને કારણ વચ્ચે ભિન્નતા નથી. ભગવાન

પોતે જ જીવરૂપે ભૂતલ પર પ્રગટ થયા છે. બ્રહ્મ એટલું મહાન છે કે એકમેકથી વિરૂદ્ધ ધર્મો પણ તેમનામાં સમાયા છે.

કડામાં રહેતા ગદાધરદાસને પ્રયાગમાં શ્રીમહાપ્રભુજી મળ્યા. ગદાધરદાસના કાકા પંડિત હતા. વિદ્વત્તાનો તેમને મદ હતો. મદના આવેશમાં તેમણે શ્રીમહાપ્રભુજીને પ્રશ્ન કર્યો, "મહારાજ ! ભગવાન તો એક જ છે તો પછી વૈષ્ણવોના જુદા જુદા ભગવાન કેમ ? કોઇ કૃષ્ણ ભગવાન માને છે તો કોઇ રામને, કોઇ નારાયણને ભજે છે, તો કોઇ નરસિંહને. આ કેમ ?"

શ્રીમહાપ્રભુજીએ તેમને સુંદર રીતે સમજાવ્યું, "જુઓ પુથ્વી ઉપર એક ચકવર્તી રાજાનું રાજ્ય છે. તેથી તે ચકવર્તી રાજા ગણાય અને બીજા દેશના કે ગામના રાજા ફકત રાજા કહેવાય. રાજા તો બધા કહેવાય, પરંતુ બધાયે ચક્રવર્તીના આજ્ઞાકારી કહેવાય. તેમ શ્રીકૃષ્ણ પૂર્ણપુરુષોત્તમ હોવથી તે સર્વોપરી છે. અન્ય અવતારો અંશ, કલાના છે. તે બધા શ્રીકૃષ્ણના આજ્ઞાકારી છે. સૌ પ્રથમ પૂર્ણપુરુષોત્તમના સ્વરૂપનું નિરૂપણ વેદની શ્રુતિઓએ કર્યું. એમણે ભગવાનને રસાત્મક સ્વરૂપે વર્ણવ્યા. (રસો વૈ. સઃ) વેદની શ્રુતિઓએ પ્રભુનું જે વર્ણન કર્યું છે તેવા પ્રભુના સ્વરૂપનો અનુભવ શ્રીમહાપ્રભુજીને ગોકુલમાં શ્રાવણસુદ એકાદશીએ મધ્યરાત્રિએ થયો. તે વખતે સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ પ્રભુએ પ્રકટ થઇ શ્રીમહાપ્રભુજીને દૈવી જીવોને બ્રહ્મસંબંધ દીક્ષા આપવાની આજ્ઞા કરી. તે વખતે પ્રભુના એ રસરૂપને પોતાના આશ્લેષમાં લેતાં શ્રીમહાપ્રભુજીને જે અનુભવ થયો તે આપશ્રીએ મધુરાષ્ટક માં વર્ણવ્યો છે."

**"મધુરાધિપતેઃ અખિલં મધુરં"**

પ્રભુ મધુરાધિપતિ છે. રસસ્વરૂપ પ્રભુના રસનો રાજા શૃંગારરસ છે. પ્રભુનું રસાત્મક સ્વરૂપ અવર્ણનીય છે. છતાં ભકતોના અનુભવનો વિષય બને એટલા માટે શ્રીમદ્ ભાગવતજીએ શ્રીકૃષ્ણના સ્વરૂપનું વર્ણન એવું કર્યું કે :

'શ્રીકૃષ્ણ મયૂરપિચ્છનો મુકટ ધારણ કરે છે. નટની માફક સર્વાંગ સુંદર સ્વાંગ ધારણ કરે છે. કર્ણને કર્ણિકારના પુષ્પથી અલંકૃત કરે છે. આવા પ્રભુએ દેહ પર પીતાંબર ધારણ કર્યું છે. તેમના વક્ષઃસ્થળ પર વૈજ્યંતીમાલા શોભી રહી છે. તેમણે શ્રીહસ્તમાં વેણુધારણ કરી છે. મુખાકૃતિ મેઘવત્ શ્યામ છે. આવા સુંદર વેશને પરિધાન કરીને પોતે શ્રીયમુનાજીના તટ પર આવેલા કદંબના વૃક્ષ નીચે એક ચરણના અંગુષ્ઠને બીજા પર ટેકવીને મંદસ્મિત ભરી દષ્ટિથી શ્રીયમુનાજીનાં જળ તરફ દષ્ટિ નાંખતા, તો બીજી

વખતે આજુબાજુ ચરતી ગાયોના તરફ દૃષ્ટિ ફેંકતા વેણુવાદનમાં તલ્લીન થઇ રહ્યા છે.'

શ્રીભાગવતજીમાં શ્રીકૃષ્ણ પોતાના રસાત્મક સ્વરૂપે મધુરલીલા જ્યાં જ્યાં કરે છે ત્યાં ત્યાં શ્રીકૃષ્ણ સ્વરૂપનું લગભગ આવું જ વર્ણન છે.

શ્રીકૃષ્ણનું સ્વરૂપ ઉપર જણાવ્યા પ્રમાણે રસાત્મક છે. શ્રીગુસાંઇજી તે સ્વરૂપને શૃંગાર-કલ્પદ્રુમની ઉપમા આપે છે.

શ્રીકૃષ્ણના સ્વરૂપની સરખામણી કલ્પવૃક્ષ સાથે કરી છે. વૃક્ષમાં જેમ અંકુર, કંદલ, શાખા, પાંદડાં, કલિકા, પુષ્પ અને ફળ એમ જુદા જુદા વૃક્ષના ભાગો છે. તે જ રીતે પરમાત્મારૂપી કલ્પવૃક્ષનું બીજ ભકતના હૃદયમાં હોય છે. બીજની ઉપર જળનું સિંચન કરવામાં આવે તો તે બીજ ભૂમિમાંથી અંકુરના રૂપમાં બહાર આવે છે. તેમ આપણા હૃદયમાં રહેલા પરમાત્મારૂપી કલ્પવૃક્ષના બીજ પર ભાવરૂપી જળનું સિંચન કરવામાં આવે તો પ્રભુના સ્વરૂપનું બહાર પ્રાકટય થાય. જે ભૂમિમાં આપણે બીજ વાવીએ તે ભૂમિમાંથી કાંટા વગેરે દૂર કરીને જેમ ભૂમિને સ્વચ્છ કરીયે અને પછી બીજ વાવીએ, તેમ હૃદયમાંથી મલિન વિચારોને દૂર કરવા જોઇએ. તેથી હૃદય શુદ્ધ થાય. બીને ઉગવા માટે સૂર્યનો પ્રકાશ અને તાપ જરૂરી છે. તેમ ભગવદ્ કલ્પદ્રુમના બીજની વુદ્ધિ માટે શુદ્ધ જ્ઞાનનો પ્રકાશ અને પ્રભુ પ્રાપ્તિનો વિરહતાપ આવશ્યક છે. તો જ જીવના હૃદયમાં રોપાયેલા ગૂઢ ભાવરૂપી બીનું કલ્પવૃક્ષ થાય. પછી એ વૃક્ષ ભકતની જેવી ઇચ્છા અને ભાવના હોય તે રીતે તેને ફળ આપે.

પ્રભુના આવા સ્વરૂપના બે વિભાગ કરી શકાય. એક સંયોગ ધર્મ સ્વરૂપ અને બીજો સંયોગ-ધર્મી-સ્વરૂપ.

શ્રીહરિરાયજી પ્રભુનું સંયોગધર્મ સ્વરૂપ સમજાવતા આજ્ઞા કરે છે કે આપણા ઘરમાં બિરાજતું શ્રીઠાકોરજીનું સ્વરૂપ એ ધર્મ સંયોગ સ્વરૂપ છે. એ સ્વરૂપે શ્રીમહાપ્રભુજીની કૃપાથી શ્રીઠાકોરજી આપણા ઘરમાં પધાર્યા છે. આજે તે આપણે સંયોગ ધર્મસ્વરૂપની સેવા કરીએ છીએ.

શ્રીમહાપ્રભુજીની આજ્ઞા અને કૃપાથી સંયોગધર્મ સ્વરૂપની સેવા કરતાંકરતાં જયારે આપણે ૮૪-૨૫૨ વૈષ્ણવોની કક્ષાના ભગવદીય બનીશું, ત્યારે આપણા સંયોગધર્મ સ્વરૂપ શ્રીઠાકોરજી સ્વયં સંયોગધર્મી સ્વરૂપ બની આપણી પાસેથી માંગી માંગીને સામગ્રી આરોગશે, આપણી સાથે ખેલશે, આપણી સાથે વાતો કરશે. જો આપણે આવા ભગવદીય

બનીશું તો જ આપણને આવી અનુભૂતિ થશે. તે માટે વૈષ્ણવે પોતાના સંયોગધર્મ સ્વરૂપની સેવા એવા ભાવથી કરવી કે તેના સેવ્ય સંયોગ ધર્મસ્વરૂપ શ્રીઠાકોરજી સંયોગધર્મીરૂપ બની વૈષ્ણવને ૮૪-૨૫૨ વૈષ્ણવોને થતી તેવી અનુભૂતિ કરાવે. આવું થતાં જ વૈષ્ણવનું મન સહજમાં તેના સેવ્ય સ્વરૂપમાં તલ્લીન બની જશે. આવું બને ત્યારે આપણા ભાવનું પોષણ થયું છે તેમ માનવું. ભકત કવિ દયારામભાઈ કહે છે કે :

**જગતવૃક્ષ તેનું મૂળ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાય,**
**પ્રતિ શાખા જળ સિંચિયે, તેથી તરુ તૃપ્ત ન થાય.**
**તૃપ્તિ ન થાય, વૃથા શ્રમ પહોંચે,**
**સમજણ આવે ત્યારે પછી શોચે;**
**મુખ દ્વારા સહુ ઇંદ્રિય સંતોષે,**
**ભોજન અંગે લેપ્યું કોઇને પોષે, સેવો શ્રીકૃષ્ણકૃપાળ.**

વૃક્ષને પોષણ આપવા માટે એના મૂળમાં સિંચન કરવું જોઇએ. તેથી આંખું વૃક્ષ પોષાશે, પણ જો ડાળીઓ પર જળ છાંટીએ તો કોઇ લાભ થશે નહીં અને મહેનત નકામી જશે. આ વાત જયારે વૈષ્ણવને સમજાય ત્યારે તેને દુઃખ થાય કે મેં ડાળીઓ પર જળ છાંટયું તે મૂર્ખાઇ કરી.

તેવી જ રીતે આખા જગતનું મૂળ ભગવાન પૂર્ણપુરુષોત્તમ છે. એમાંથી જ આખા જગતનું સર્જન થયું છે. તેથી જગત તો ડાળાં, પાદડાં, સમાન છે. ભગવાનને સેવાથી સંતોષ આપી પ્રસન્ન કરીએ તો સૌ તૃપ્ત થાય છે. બીજા દેવોને સેવવાથી કંઇ ભગવાન પ્રસન્ન થતા નથી. મોઢામાં ભોજન મૂકવાથી આખા શરીરને પોષણ મળે નહીં. માટે વૈષ્ણવે કૃપાળુ એવા શ્રીકૃષ્ણને સેવવા જોઇએ. પરબ્રહ્મ શ્રીકૃષ્ણની સેવાથી સમગ્ર વિશ્વની સેવા થાય છે. અન્ય દેવો તો અંશ, કલા અને વિભૂતિરૂપ છે. તેઓ તો ડાળીઓ, પાંદડા જેવાં છે. ડાળીઓ ઉપર પાણી છાંટવાથી વૃક્ષને પોષણ મળતું નથી, તેમ વૈષ્ણવએ શ્રીકૃષ્ણનો અનન્ય આશ્રય કરી તેમની જ સેવા કરવી જોઇએ, અન્ય અંશ, કલા, વિભૂતીની નહિં.

શ્રીહરિરાયજી ભાવના પોષણ માટે ધર્મી સ્વરૂપમાં મન ચોંટાડી રાખવાથી વૈષ્ણવના ભગવદ્‌ભાવનું પોષણ થશે તે સમજાવી હવે બીજું સાધન બતાવે છે :

## લીલા વિચારણાત્

ભગવાનની લીલાઓનો વૈષ્ણવે સતત વિચાર કરવો. જેનાથી તેના ભગવદ્‌ભાવનજું પોષણ થશે.

મનુષ્ય જે ક્રિયા કરે તે કર્મ કહેવાય. પણ પ્રભુના કાર્યને કર્મ ન કહેવાય પણ તેને લીલા કહેવાય. પ્રભુની પ્રત્યેક પ્રવૃત્તિ તે પ્રભુની લીલા. પ્રભુએ ભૂતલ પર અનેક લીલાઓ કરી છે.

લીલાનો બીજો અર્થ અનાયાસ ભગવાન જે ક્રિયા કરે તે. વિના પરિશ્રમે ભગવાને કરેલી તે લીલા. પ્રયાસ વિના હર્ષથી કરવામાં આવતી ચેષ્ટા તે લીલા છે. ભગવાન અને મનુષ્ય એ બંનેના કાર્યમાં આભ જમીનનો ફેર છે. મનુષ્ય જે કાર્ય કરે તેમાં તેના અહંકારનો રણકો રણકે છે. તેમાં ફળ મેળવવાની ઇચ્છા છે. મેં આ કાર્ય કર્યું. તેનું ફળ મને મળવું જોઇએ, એવો તેમાંભાવ છે. જ્યારે ભગવાન જે કૃતિ કે કાર્ય કરે છે તેમાં આનંદ સિવાય ભગવાનનો બીજો કોઇ હેતુ હોતો નથી. ભગવાને પોતાના આનંદ માટે સર્જનલીલા કરી, પોષણલીલા કરી અને સંહારલીલા કરી. ભગવાનની આ બધી લીલામાં ભગવાનનો સહેજ પણ કર્તાપણાનો કે ભોકતાપણાનો અંશ નથી. બસ ભગવાનની ઇચ્છા થઇ કે મારે આ લીલા કરવી છે અને તે લીલા બની ગઇ. માટે ભગવાનની લીલામાં જીવે કદી સંશય કરવો નહીં.

ગીતામાં ભગવાને જીવને આજ્ઞા કરી છે કે, ''સંશયાત્મા વિનશ્યતિ'' જે જીવ મારી લીલામાં શંકા કરશે તેનો વિનાશ થશે. ભલે પ્રભુની લીલાઓ લોકવત્ હોય, પણ તે ઉત્તમ અને શ્રેષ્ઠ છે. લીલા કરવાનો પ્રભુનો હેતુ કેવળ ભકતોના મનનો નિરોધ કરવાનો જ છે. આ લક્ષ્ય નજર સમક્ષ રાખીને જ વૈષ્ણવે ભગવદ્ લીલાઓનું સતત અવગાહન કરતા રહેવું જોઇએ. માટે જ મહાનુભાવોએ જીવબુદ્ધિવાળા મનુષ્યોને અગાઉથી ચેતવણી આપી છે કે 'શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી છે તેનું જીવોએ પાન કરવાનું છે. અનુકરણ કરવાનું નથી.' ભગવાને રાસલીલા કરી તો મૂઢમતિ જીવ રાસલીલાનું અનુકરણ કરવા ઇચ્છે તો તે કરતાં પહેલા તેણે વિચારવું જોઇએ કે ભગવાનેતો દાવાગ્નિનું પાન પણ કર્યું હતું. જીવ શું દાવાનળનું પાન કરી શકશે ? જો જીવ દાવાગ્નિનું પાન ન કરી શકે, કાલીયમર્દન ન કરી શકે તો તેને રાસલીલાનું અનુકરણ કરવાનો અધિકાર નથી.

બીજી વાત શુકદેવજી મહારાજ પરીક્ષિત જેવા ભગવદીયને શ્રીમદ્ ભાગવતજીનું રસપાન કરાવી રહ્યા હતા. તે વખતે રાજા પરીક્ષિતને ભગવાનની રાસલીલામાં સંશય ઉત્પન્ન થયો અને તેમણે શ્રીશુકદેવજીને પ્રશ્ન કર્યો કે 'ધર્મનું સ્થાપન કરનાર ભગવાન અન્ય સ્ત્રીઓ સાથે રાસલીલા કરી શકે ? તેનાથી તો ધર્મનું પતન થાય', ત્યારે શ્રીશુકદેવજી મહારાજ સમજી ગયા કે 'રાજા પરીક્ષિત ભગવાનની લીલાઓ સમજવાના અધિકારી

હજુ બન્યા નથી. તેમણે ત્યાં જ શ્રીઠાકોરજીની ગુપ્તલીલાઓનું વર્ણન કરવાનું અટકાવી દીધું.'

પુષ્ટિમાર્ગીય જીવોએ ભગવાનની ભાવ ભરેલી ગુપ્તલીલાઓનું પાન કરવા જ પ્રયત્ન કરવો. તેથી જ કહેવામાં આવ્યું છે કે, 'રસિકાઃ કામ વર્જિતાઃ ।' જે જીવોએ કામવાસના પર સંપૂર્ણ સંયમ કેળવ્યો હોય તે જીવો જ ભગવાનની રાસલીલાઓનું પાન કરવાના અધિકારી બની શકે છે.

ભગવાને કરેલી બધી લીલાઓ આનંદ માટે જ છે અને જીવોના સુખને માટે છે. જો જીવ ભગવાનની લીલાઓનું પાન કરતાં કરતાં કોઇ વિકારી વૃત્તિ ધારણ કરી બેસે તો તેમાં તેની બુદ્ધિનો દોષ છે, તેના વિવેકની ઉણપ છે અને સંયમનો અભાવ છે. બાકી ભગવાનની લીલાઓતો ભકતોના શ્રવણ માટે જ છે. સર્વ કતું સમર્થ ભગવાને સાત્વિક, રાજસ અને તામસ લીલાઓ કરી છે. તેનું કારણ તે તે જીવના મનનો પ્રભુને નિરોધ કરવો છે. સર્વ કર્તુ સમર્થ પ્રભુ ધારે તો ગમે તેવા જીવના સ્વભાવનું પરિવર્તન કરીને તે જીવના મનનો નિરોધ કરી શકે છે, પરંતુ ભગવાને તેમ ન કર્યું, ભગવાન જેવા ભગવાને પણ ભકતોના સ્વભાવને અનુકૂળ થઇને, તેમના ભાવમાં પોતાના ભાવ મેળવીને, તેમના મનનો નિરોધ પોતાનામાં કર્યો છે. આ જ છે ભગવાનનું કૌતુક. ભગવાનની આવી લીલાઓ અદ્‌ભૂત અને અલૌકિક છે. ભગવાને કરેલી ક્રીડા અને લીલા ભકતના હિત માટે જ હતી. માટે પ્રભુએ વ્રજભકતોની સાથે, બાળક જેમ નિર્દોષ ભાવે કોઇ પણ ક્રિયા કરે, તેમ બધી લીલાઓ આપે રમત રમતા હોય તેમ નિર્દોષ ભાવે કરી છે. ભગવાને તો ઘણી લીલાઓ કરી છે. ભગવાન તો એક ક્ષણ પણ લીલા વિના રહી શકતા નથી. તેમાંની ચીરહરણલીલાના ભાવનું આપણે અહીં અવગાહન કરીએ.

વ્રતચર્યાલીલા પ્રભુએ હેમંતઋતુમાં કરી. વ્રજની કુમારિકાઓ, જેમને નંદબાવા ગૌડદેશમાંથી લાવ્યા હતા, તેમણે કાત્યાયની વ્રત કર્યું. વ્રજમાં કાત્યાયની દેવીનું મહત્ત્વ ઘણુ હતું. આ કુમારિકાઓ એવું ઇચ્છતી હતી કે તેમની પર કાત્યાયની દેવી કૃપા કરે અને શ્યામસુંદર વર તેમને પ્રાપ્ત થાય. તેથી તેઓ શિયાળની કડકડતી ઠંડીમાં આ વ્રત કરવાને માટે શ્રીયમુનાજીને કાંઠે જતાં. ત્યાં શ્રીયમુનાજીની વાલુકામાંથી બનાવેલી કાત્યાયની દેવીનું પૂજન કરતાં અને દેવીને કહેતાઃ "હે કાત્યાયની ! નંદગોપના પુત્ર અમારા પતિ થાય તેમ તું કર જે. તને અમે નમન કરીએ છીએ."

આ કુમારિકાઓ આ પ્રમાણે નિત્ય અરુણોદય થાય તે પહેલાં કાત્યાયનીનું પૂજન કરવા જતા. એક વખતે કુમારિકાઓએ શ્રીયમુનાજીના

ઘાટ પર આવી, પોતાનાં વસ્ત્રો ઉતારી, કાંઠે મૂક્યાં અને શ્રીકૃષ્ણનું ગાન કરતાં કરતાં આનંદમાં આવી જઇ, શ્રીયમુનાજળમાં સ્નાન કરવા લાગ્યાં. તે વખતે નંદકુમાર પોતાના ગોપમિત્રો સાથે ત્યાં આવી ચઢ્યા અને આ કુમારિકાઓની ઇચ્છા પૂર્ણ કરવા તેમનાં વસ્ત્રો ઉઠાવી કંદબના વૃક્ષ પર ચઢી ગયા. સ્નાન કરી રહ્યા પછી કુમારિકાઓ બહાર આવી. ત્યારે તેમણે પોતાનાં વસ્ત્રો કાંઠે જોયાં નહીં. તે વખતે કંદબના વૃક્ષ ઉપર બિરાજેલા નંદકુમારનું હાસ્ય તેમણે સાંભળ્યું તે પોતાનાં વસ્ત્રો કંદબના ઝાડ પર લટકતાં જોયાં. તેઓ નિરાવરણ હતાં. તેથી શરમાઇને જલમાં પેસી ગયાં અને શ્યામસુંદરને વસ્ત્રો આપવા પ્રાર્થના કરવા લાગ્યાં.

**હમારો અંબર દેહો મુરારિ ।**
**લૈ કર ચીર કદંબ પર બૈઠે, હમ જલ માંઝ ઉઘારી ॥૧॥**
**સુંદર શ્યામ કમલદલ લોચન, હમ હૈં દાસી તિહારી ।**
**જો કુછ કહો, સોઇ હમ હરિ હૈ, ચરન કમલ પરવારી ॥૨॥**
**અંગ અંગ કાંપત મન મોહન, બિનતી સુનૌ હમારી ।**
**'સૂરદાસ' પ્રભુ રસિક સિરોમનિ, તુમ જીતે હમ હારી ॥૩॥**

'હે મુરારિ ! અમારાં વસ્ત્રો આપો. તમે તો વસ્ત્રો લઇ કંદબના વૃક્ષ પર ચઢી ગયા છો અને અમે જળમાં ધ્રુજીએ છીએ. તમે કહો છો કે 'અહીં આવીને વસ્ત્રો લઇ જાઓ', પણ આ સ્થિતિમાં અમે ઘાટ પર કેવી રીતે આવીએ ? અમને તો શરમ આવે છે. અમારાં વસ્ત્રો સાચવવાની કિંમત માંગતા હો તો અમારાં ચોળી અને હાર તમે રાખી, બાકીનાં વસ્ત્રો અમને આપી દો. હે શ્યામસુંદર અમે તો તમારી દાસીઓ છીએ. આપને જે રીતે સુખ થાય તેમ કરવા તૈયાર છીએ. કૃપા કરીને અમારી આટલી વિનંતી સાંભળો.'

ભગવાને કહ્યું, "તમે જો મારી દાસીઓ હો તો મારા કહ્યા પ્રમાણે અહીં આવીને તમારાં વસ્ત્રો લઇ જાઓ." ત્યારે તે કુમારિકાઓ ઠંડીથી કાપતી જળમાંથી બહાર નીકળી, નંદકુમારની સામે આવી ઉભી રહી. નંદકુમારને તેમની દયા આવી અને તેમણે તેમનાં વસ્ત્રો તેમને પાછાં આપ્યાં.

ભગવાને વસ્ત્રાહરણ લીલા કરી.

ભગવાન પણ સમજી ગયા હતા કે આ કુમારિકાઓએ તેમનાં ચરણના સ્પર્શની કામનાથી જ કાત્યાયની વ્રત કર્યું હતું. એટલે ભગવાને તેમને કહ્યું કે, "હે કુમારિકાઓ ! જે હેતુથી તમે મારું પૂજન કર્યું છે, તે તમારો સંકલ્પ હું જાણું છું. તેને અનુમોદન આપું છું. તમારા વ્રતમાં તમે સિદ્ધ થયાં છો.

તમારું વ્રત ફળ્યું છે. શરદની રાત્રિઓમાં તમે મારી સાથે રમણ કરી શકશો.'' કુમારિકાઓ ભગવાનનું આ વાક્ય સાંભળી પોતાનો મનોરથ પુરો થયો છે તેમ માની ભગવાનનું ધ્યાન ધરતાં ધરતાં વ્રજમાં પાછાં આવ્યાં. આ કુમારિકાઓની લજજા છોડાવી. એમની મશ્કરી કરી. એમના વસ્ત્રો લઇ લીધાં હતાં. છતાં ભગવાનના દર્શનથી તેઓ સુખી થયાં. તેમણે એમ માન્યું કે ''ભગવાને અમને જે જે કહ્યું તે અમારા કલ્યાણને માટે કહ્યું છે.'' આવો ભાવ એમને થતાં એમની પ્રીતિમાં વધારો થયો. તેમને ભગવાન પર દોષ બુદ્ધિ થઇ નહિં.

ભગવાને ગોપીજનોનાં વસ્ત્રો લઇ લીધાં. વસ્ત્રો એ શબ્દાર્થ છે, પરંતુ તેનો સૂક્ષ્મભાવ વસ્ત્રો નહીં સમજવાં, પણ વાસનાઓ સમજવી. ભગવાને ગોપીજનોનાં વસ્ત્રો નથી હરી લીધાં, પણ તેમની વાસનાઓ દૂર કરી છે. તે વસ્ત્રાહરણ લીલાનો સૂક્ષ્મભાવ છે. ભગવાને ગોપીજનોનાં વસ્ત્રો લીધા પછી તેમણે જે વસ્ત્રો પાછા આપ્યાં તે અલૌકિ દિવ્યવસ્ત્રો હતાં. તે વસ્ત્રો ધારણ કરવાથી ગોપીજનોમાં અદ્‌ભૂત અલૌકિક તેજ આવ્યું. ભગવાને ગોપીજનોને પોતપોતાના ભાવ પ્રમાણેનાં વસ્ત્રો આપ્યાં છે. તે વસ્ત્રોના બે ભાવ છે. એક શરણાગતિનો ભાવ અને એક સર્વાત્મભાવ. આ બે ભાવ જેને પ્રાપ્ત થાય તેને પ્રભુની પ્રાપ્તિ શીઘ્ર થાય.

ભગવાને જે વસ્ત્રો પાછાં આપ્યાં તેનો એક બીજો ભાવ પણ છે. પૂર્વજન્મમાં આ ગોપીજનો ઋષિકુમારો હતા. આ જન્મમાં ભગવાને તેમને સ્ત્રીભાવ આપ્યો. તે ભાવ વસ્ત્રોમાં ભરેલો હતો.

શ્રીમહાપ્રભુજીએ આ લીલાને બીજી રીતે સમજાવી છે. આ ગોપીજનોના લૌકિક વસ્ત્રો પ્રભુએ લઇ લીધાં અને તેમને અલૌકિક વસ્ત્રોનું પ્રદાન કર્યું. તેનો ભાવ એવો સમજવાનો કે પ્રભુએ ગોપીજનોનાં દેહમાં જે લૌકિક ભાવ હતો તે દૂર કર્યો અને અલૌકિક ભાવોનું તેમને દાન કર્યું. અર્થાત્ તેમને તનુનવત્ત્વ પ્રદાન કર્યું. ભગવાને તેમના દેહને એવા દિવ્ય બનાવ્યા કે જેના દ્વારા તેઓ અલૌકિ રસ ભોગવી શકે.

ચીરહરણનો બીજો ભાવ પણ છે. ભગવાને ગોપીજનોના વસ્ત્રોનું હરણ કર્યું. એટલે તેમની આવરણશકિતનું હરણ કર્યું. ભગવાન અને જીવની વચ્ચે માયાનું આવરણ છે. જે હોવાને લીધે જીવને ભગવાનનાં દર્શન થતાં નથી. ભગવાને આવરણ દૂર કર્યું. એટલે ગોપીઓમાં પ્રભુ માટે અલૌકિક ભાવ જાગ્યો. તે વસ્ત્રાહરણ લીલાનો આધ્યાત્મિક ભાવ છે.

ગોપીજનો નિરાવરણ બની જળમાંથી બહાર આવ્યાં, હાથ જોડી તેમણે ભગવાનને મસ્તક નમાવ્યું. એટલે ભગવાનને તેમને દિવ્યવસ્ત્રો આપ્યાં અને બે ઘડી રાસની રાત્રિઓનું અલૌકિક દર્શન તેમને કરાવ્યું.

ભગવાનને આજ્ઞા કરી કે, "હે દેવીઓ ! તે મારામાં જે સર્વાત્મભાવ મૂક્યો છે, એ ભાવ કદી પણ તમને જગતમાં કલંકિત નહી કરે.''શ્રીકૃષ્ણમાં મૂકેલો ભાવ માનવીને નિષ્કલંક બનાવે છે. પછી ભલેને તે ભાવ ક્રોધનો હોય, કામનો હોય, લોભનો હોય, રાગનો હોય કે દ્વેષનો હોય. આ રીતે ચીરહરણ લીલાથી ભગવાને કુમારિકાઓના જીવનને દિવ્ય બનાવ્યું.

વૈષ્ણવો જો આ લીલાનું અવગાહન કરે તો તેમનામાં રહેલી લૌકિક વાસનાઓ દૂર થાય ને તેમનામાં પ્રભુ માટે સર્વાત્મભાવ જાગે. તેમના પ્રભુ પ્રત્યેના ભાવની વૃદ્ધિ થાય.

હવે ભગવાનની બીજી લીલા માખણચોરીની લીલાનું અવગાહન કરીએ. એક વખતે બાલસખાઓ સાથે શ્યામસુંદર બેઠા હતા અને સખામંડળીને કહી રહ્યા હતા કે, 'આજે કઇ રમત રમીશું ? ચાલો આપણે બધા મળીને માખણચોરી કરી માખણ ખાઇએ.'

**કરત હરિ ગ્વાલન સંગ બિચાર ।**
**ચોરી માખન ખાહોં સબે મિલિ, કરોં બાલ વિહાર ॥૧॥**
**યહ સુનત સબ સખા હરખેં, ભલી કહી કન્હાઇ ।**
**હરિ પરસ્પર દેત તારી, સૌંહ કરી નંદરાઈ ॥૨॥**
**કહોં તુમ યહ બુદ્ધિ પાઇ, સ્યામ ચતુર સુજાન ।**
**'સૂર' પ્રભુ મિલિ ગ્વાલબાલ કરત હૈં અનુમાન ॥૩॥**

ભગવાનની વાત સાંભળીને બધા સખાઓ રાજીરાજી થઇ ગયા. તેમણે માન્યું કે ચાલો આજે માખણ, દહીં, દૂધ, ખાવા મળશે. એટલે બધા ગ્વાલબાલ લાલાની વાત સાથે સમંત થઇ ગયા. એક બીજાને તાલી આપવા લાગ્યા. લાલાએ બધાને નંદબાવાના સોંગદ ખવડાવ્યા કે કોઇએ આ વાત જાહેર ન કરવી. સૂરદાસજી કહે છે કે, "બધા ગ્વાલબાલ સાથે સાથે એવું પણ વિચારવા લાગ્યા કે 'લાલાને આવો સુંદર વિચાર કયાંથી આવ્યો?' સૌને લાગ્યું કે ખરેખર ! આપણો લાલો ચતુર છે.''

વહેલી સવારે શ્યામસુંદર ગ્વાલોની સાથે માખણચોરી કરવા નીકળ્યા. તે ભાવનું ચતુર્ભુજદાસ સુંદર વર્ણન કરે છે.

**માખણચોરી કે કારન સોવત જાગ ઉઠે ચલ ભોર ।**
**અંધિયારે ભુનસાર બડે ખન ધસત ભુવન ચિતવત ચહું ઓર ॥૧॥**
**પરમ પ્રવીન ચતુર અતિ ઢોટા લીને ભાજન સબહી ઢંઢોર ॥૨॥**
**કછુ ખાયો કછુ અજર ગિરાયો માટ દહીં કે ડારે ફોરા ॥૨॥**
**મૈં જાન્યો દિયો ડાર મંજારી જબ મૈં દેખ્યો દિવલા જોર ।**
**ચતુર્ભુજ પ્રભુ ગિરધિર પકરત હી, હા હા કરન લાગે કર જો ॥૩॥**

વહેલી સવારે ગ્વાલમંડળી સાથે કઇ ગોપીને ત્યાંથી માખણ ચોરી કરવી તેનો શ્યામસુંદર લાગ શોધવા લાગ્યા. એક ગોપીના ઘરમાં ઘૂસી ગયા ને અવાજ ન થાય તેમ ઘરના ચારે ખૂણે માખણની શોધ કરવા લાગ્યા. આમ તો શ્યામસુંદર ઘણા ચતુર છે. ગોપીઓના ઘરથી તેઓ પરિચિત તો હતા. એંટલે તેમણે ગમે ત્યાંથી માખણ મૂકેલી મટુકીઓ શોધી કાઢી. પછી તો સખાઓની સાથે બેસીને ખવાય એટલું માખણ ખાધું અને ઢોળાય એટલું ઢોળી લીધું. દહીંના માટલાંયે ફોડી નાખ્યાં. ગોપીએ માટલાં ફોડવાનો જ્યારે અવાજ સાંભળ્યો ત્યારે ઘરમાં થોડું થોડું અંધારું હતું. તેથી ગોપીને લાગ્યું કે કદાચ બિલાડી ઘૂસી ગઇ હશે અને તેણે માટલું ફોડ્યું હશે. તપાસ કરવા ગોપીએ દીવો સળગાવ્યો. તો તે આશ્ચર્યમાં પડી ગઇ, કારણ કે એક બાજુએ ખૂણામાં ભગવાન સંતાઇ ગયા હતા. ગોપી કહે છે, ઝડપથી મેં એમને પકડી લીધા. તેમને પકડવાનો, મારો ઘણા દિવસથી મનોરથ હતો. દીનતાપૂર્વક બે હાથ જોડીને 'મને છોડી દો' તેવી મને શ્યામસુંદર વિનંતી કરવા લાગ્યા. તેમની દીનતા જોઇને ગોપી કહે છે કે, 'મારા હૃદયમાં ભાવનો એવો ઉભરો આવ્યો કે તેમને સમાવવા મેં તેમને હૃદય સરખા દબાવી દીધા ને મારા હૃદયતનો તાપ શાંત કર્યો.'

શ્યામસુંદરની માખણચોરીન વાત તો આખા વ્રજમાં ફેલાઇ ગઇ. બધી ગોપીઓ વિચારમાં પડી ગઇ કે, "મારે ઘરે, નંદકુમાર માખણ ચોરવા આવશે તો હું શું કરીશ ?" કોઇ ગોપી કહે છે કે, "મારા ઘરમાં હમણાં જ તે આવ્યો હતો.' બીજી ગોપી કહે છે કે "મને જોઇને તે સામેના ઘરમાં ઘૂસી ગયો." વળી ત્રીજી ગોપીને શ્યામસુંદર ગમતા હતા એટલે તેણે તો કહ્યું, "જો લાલો મારા ઘેર આવે તો હું તેને પ્રસન્નતા પૂર્વક સારામાં સારું માખણ ખવરાવું." ત્યાં તો ચોથી ગોપી બોલી, "જો લાલો મારે ઘેર આવે તો હું તેને એવો બાંધી દંઉ કે તે કદી છૂટી જ ન શકે." પાંચમી ગોપીએ કહ્યું, "હું તો હૃદય સમો ચાંપી જ રાખું. છોડું જ નહીં." સૂરદાસજી અંતે એવો અભિપ્રાય આપે છે કે 'દરેક વ્રજવાસીની બુદ્ધિ પ્રભુ મિલનની અભિલાષા કરે છે અને નંદકુમાર સૌને મળે તેવી સૌ ઇચ્છા કરે છે.'

માખણચોરીની લીલા જોતાં પ્રથમ દષ્ટિએ તો સૌને તે ચોરીની લીલા લાગે પરંતુ તે લીલાનું ગુહ્યમાં ગુહ્ય તથ્ય વિચારીયે તો આપણને સમજાશે કે માખણચોરીની લીલા દ્વારા ભગવાન સર્વ વ્રજવાસીઓના મનનો નિરોધ કરવા માગે છે. સૌ ગોપીજનો એમ ઇચ્છાતાં કે, "લાલો મારે ઘેર માખણચોરી કરવા આવે તો હું આમ કરું ને તેમ કરું." ગમે તે રીતે ગોપીઓ સતત શ્યામસુંદરના વિચારોમાં ખોવાયેલાં જ રહેતાં. આ રીતે માખણચોરીની લીલા નિરોધલીલા છે. ગોપીજનો સતત શ્યામસુંદરના જ

વિચારો કરે છે.

ભગવાન તો ભૂતલ પર સર્વમાં સમાયેલા છે. ભગવાનને કોઇ પોતાનું નથી કે પારકુંયે નથી. એટલે આ લીલા દ્વારા ભગવાન જગતના જીવોને સમજાવવા માગે છે કે "હું કોઇના માટે પારકો નથી. હું તો બધાનો છું." ભગવાન કહે છે કે, 'ભકત ! તું ધારે તો મને તારામાં સમાવી શકે છે.' અને ભકત કહે છે કે, 'હે ભગવાન ! તું ધારે તો મને તારામાં સમાવી શકે છે.' આ રીતે ભગવાનની માખણચોરીની લીલા દ્વારા શ્રીમહાપ્રભુજીએ કહેલો શુદ્ધાદ્વૈતનો મહાન સિદ્ધાંત અદ્વૈતવાદ સમજાવ્યો છે.

માખણચોરીની લીલા એક બીજી વાત પણ વૈષ્ણવને સમજાવે છે કે જીવ પોતાની વસ્તુ ગમે ત્યાં સંતાડી રાખે, છતાં અંતર્યામી ભગવાન તે શોધી કાઢે છે, કારણ કે ભગવાન તો જેટલા આપણાથી દૂર છે તેટલા આપણાથી નજીક છે. ભગવાન જેટલા મોટા છે તેટલા નાના બનીને જીવના હૃદયમાં રહી શકે છે.

એક બીજી વાત પણ આ લીલા સમજાવે છે. ભગવાન તેના મનની ચોરી કરે છે કે જેનું મન માખણ જેવું કોમળ હોય. જેના હૃદયમાં ભકિત વસી હોય, તેનું મન ભગવાન ચોરે છે.

ભગવાન તાજું જ માખણ આરોગે છે. વાસી માખણ વાંદરાઓને ખવડાવી દે છે. કેહવાનો ભાવ એવો છે કે જે ભકતના હૃદયમાં વાસી વાસના છે તેના તરફ ભગવાન જોતા નથી. પણ જેના હૃદયનો ભાવ તાજો છે અને વાસના રહિત છે. તેનું જ હૃદય ભગવાન ચોરે છે.

આ પ્રમાણે ભગવાને તો ભકતના મનનો નિરોધ કરવા માટે અનેક લીલાઓ કરી છે. જેવી કે દાનલીલા, માનલીલા, સાંઝીલીલા, પનઘટલીલા વગેરે. આ લીલાઓ દ્વારા ભગવાન ભકતના હૃદયને શુદ્ધ કરી, તેને પોતાની સાથે અદ્વૈત કરે છે. તેથી વૈષ્ણવે વારંવાર ભગવદ્‌લીલાઓનું અવગાહન કરવું. જેનાથી તેમના ભગવદ્ ભાવનું પોષણ થશે. -૩.

શ્રીહરિરાયજી ભગવદ્‌ભાવના પોષણ માટે આજ્ઞા કરે છે કેઃ

૧. ભગવાનનો જેમાં આવેશ હોય તેવા ભગવદીયોના ઉપદેશનું પાન કરવું.

૨. લૌકિક અને વૈદિકમાં આદર ન રાખવો.

૩. માત્ર ધર્મીપ્રભુમાં દૃષ્ટિને ચોંટાડી રાખવી.

૪. ભગવદ્‌લીલાઓનું અવગાહન કરવું.

## શ્લોક ચોથો

**નિવેદનાનુસંધાનાત્ તાદગ્જનસમાગમાત્ ।**

**ફલદૌર્લભ્યસંસ્ફૂર્ત્યાન્યત્ર તુચ્છત્વચિન્તનાત્ ॥૪॥**

**શબ્દાર્થ :** **નિવેદનાનુસંધાનાત્**-આત્મનિવેદનના અનુસંધાનથી; **તાદગ્**-તાદશી; **જન**-વૈષ્ણવો; **સમાગમાત્**-સમાગમથી; **ફલદૌર્લભ્ય**-ફળની દુર્લભતાની; **સંસ્ફૂર્તિઃ**-સ્ફૂરણા રાખવી; **અન્યત્ર**-બીજા તરફ; **તુચ્છત્વ**-તુચ્છપણાનો; **ચિન્તનાત્**-વિચાર કરવાથી.

**શ્લોકાર્થ :** શ્રીહરિરાયજી વૈષ્ણવના ભગવદ્‌ભાવનું પોષણ થવા માટે તેને આજ્ઞા કરે છે કેઃ વૈષ્ણવે આત્મનિવેદનનું અનુસંધાન કરતાં રહેવું, તાદશીજનોનો સંગ રાખવો, પોતાની પરિસ્થિતિ જોતાં ફલ દુર્લભ છે એવી મનમાં સ્ફૂરણા કરવી અને પ્રભુ વિના જગતની બધી વસ્તુઓ તુચ્છ છે એવો વિચાર કરવો-૪.

**વિવરણ :** ભાવપોષણ માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે વૈષ્ણવે નિવેદનનું અનુસંધાન કરતા રહેવું.

**નિવેદનાનુસંધાનાત્ (નિવેદન + અનુસંધાનાત્)**

નિવેદનનું અનુસંધાન કરવાથી ભાવને પોષણ મળે છે. સૌ પ્રથમ આપણે વિચારીએ કે નિવેદન એ શું છે ? શ્રીહરિરાયજીને નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરી છે. **'નિવેદનં તુ સ્મર્તવ્યં'** વૈષ્ણવે હંમેશાં નિવેદન મંત્રનું સ્મરણ કરતા રહેવું જોઇએ. જીવ જ્યારે બ્રહ્મસંબંધ દીક્ષા લે છે ત્યારે તે પોતાનું સર્વસ્વ પ્રભુને સમર્પિત કરે છે. આજે આપણે બ્રહ્મસંબંધ લઇએ છીએ ત્યારે ગુરુજી બોલાવે તેમ પોપટની જેમ બોલી જઇએ છીએ, પરંતુ પછીથી આપણે તે મંત્રનો ભાવ ભૂલી જઇએ છીએ. કોઇ પણ વસ્તુ એક વખત યાદ કર્યા પછી લાંબા વખત સુધી જો તેને યાદ કરવામાં ન આવે તો તે ભૂલી જવાય. તે સહજ વાત છે. સંબંધ એટલે જીવનો પરમાત્મા સાથેનો સંબંધ છે. જીવ જ્યારે પ્રભુની પાસે બ્રહ્મસંબંધ લેવા જાય છે, ત્યારે પ્રભુ જીવની નબળાઇઓ જાણતા હોય છે, પરંતુ જીવ દૈવી હોવાને લીધે સ્વયં પ્રભુ પાસે જાય છે. તેથી પ્રભુ તેને અપનાવે છે. જીવ સ્વયં પ્રભુ પાસે જાય છે તે પ્રભુને ગમે છે. પછી તે જીવ ગમે તેવો કેમ ન હોય ! પ્રભુ તેને કહે છે કે, "જીવ! તું મને ગમ્યો છે. માટે હું તેને સ્વીકારવા તૈયાર છું. તારો ભાવ મારામાં છે એટલે મને બધું મળી ગયું તેમ હું માનું છું."

'જો કે હું બ્રહ્મ છું, ભગવાન છું, સર્વ સત્તાધીશ છું અને પરમાનંદ છું, છતાં પણ તું નિઃસાધન બનીને આવ્યો છે એટલે મને ગમ્યો છે. એટલે તું કંઇ નહી આપે તો પણ ચાલશે. તારી પાસે મને આપવા શું છે, તે તું મને કહે.' જીવ કહે છે કે, 'મારી પાસે તો મારો દેહ છે, મારી ઇંદ્રિયો છે, મારા પ્રાણ છે તથા મારું અંતઃકરણ છે. આમ મારું આખું જીવન આપને ચરણે ધરી દેવા મારી પાસે છે. આ જન્મ નહીં પણ મારા અનેક જન્મો હું આપનાં ચરણોમાં સમર્પણ કરીશ. છેલ્લે રહ્યો મારો આત્મા. બસ, પ્રભુ મારી પાસે આટલું છે. પ્રભુ ! સર્વસ્વ આપને હું સમર્પણ કરું છું.' પ્રભુ જીવને પૂછે છે 'હે જીવ ! સાચા હૃદયથી તું મને બધું અર્પણ કરે છે ?' જીવાત્મા કહે છે "હા કૃપાનાથ ! હું તો આપનો અંશ છું. હું તો આપનો દાસ છું ! હું આપનો દાસ બનીને રહીશ."

બ્રહ્મસંબંધ દીક્ષાનો આ નામનિવેદનમંત્ર છે. શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે, 'નિવેદનનું અનુસંધાન જીવે સતત કરતાં રહેવું જોઇએ.' શ્રીમહાપ્રભુજી પણ એ જ વાત કહે છે. **"નિવેદનં તું સ્મર્તવ્યં"** જીવે સૂતાં જાગતાં, ઉઠતાં, બેસતાં, હરતાં, ફરતાં ક્ષણેક્ષણે આ મંત્રનો ભાવાર્થ હૃદયમાં ઉતારતા રહેવું જોઇએ, જીવે સમજવું જોઇએ કે ભગવાનથી વિખૂટા પડે. હજારો હજારો વર્ષોનો સમય વીતી ગયો છે. આવો લાંબો કાળ વીતવાથી એવું બન્યું છે કે આ જીવ ભગવાનને બિલકુલ ભૂલી ગયો છે. તે એટલે સુધી ભૂલી ગયો છે કે મારો ભગવાનની સાથે સંબંધ હતો તેની તેને સંપૂર્ણ વિસ્મૃતિ થઇ ગઇ છે. પરિણામે આ સંબંધ ફરીથી બાંધવાથી જીવને કદી અભિલાષા જાગતી નથી. ભગવાનને મેળવવાનો હૃદયમાં જે તાપકલેશ થવો જોઇએ તેનો અણસાર પણ જીવને આવતો નથી. કેટલી દુઃખ ભરી વાત છે !

ફરીથી જ્યારે આપણને પ્રભુ સાથે સંબંધ બાંધવાની ઇચ્છા થાય છે, ત્યારે આપણે દીક્ષા લઇએ છીએ. તે વખતે પ્રતિજ્ઞા કરીએ છીએ કે, "હે ભગવાન ! હું મારો દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ અને એના ધર્મો આ નિવેદનમંત્રનો ભાવાર્થ છે. સ્ત્રી, પુત્ર, ઘર, કુટુંબ, ધન, આલોક અને પરલોક આત્મા સહિત આપને સમર્પણ કરું છું. હે કૃષ્ણ ! હું તમારો છું." આ નિવેદનમંત્રનો ભાવાર્થ છે.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે જીવાત્માએ આ નિવેદનમંત્રનું સતત ચિંતન કરવું જોઇએ. જો આ ચિંતન ન કરીયે તો જેમ જેમ સમય વીતતો જાય તેમ તેમ આ પ્રતિજ્ઞા ભૂલાતી જાય, માટે નિવેદનનું અનુસંધાન જીવે સતત ભગવદીયોનાં સંગમાં કરતા રહેવું જોઇએ.

નિવેદનમાં ત્રણ બાબતો આપેલી છે. પહેલી બાબત એ સમજાવી કે જીવનું સ્વરૂપ શું છે ? જો હું જીવ છું તો કેવો જીવ છું ? તેના જવાબમાં ભગવાન કૃષ્ણથી વિખૂટો પડેલો છું. તેથી ભગવાનને ભૂલી ગયો છું. ભૂલી જવા છતાં તેઓ તાપ-કલેશ કરતો નથી. હવે બીજી બાબત વિચારીયે પ્રભુનું સ્વરૂપ કેવું છે તે તો પૂર્વ કહ્યું ભગવાનને તો નિઃસાધન જીવો ગમે છે. હવે ત્રીજી બાબત એ છે કે જીવે પોતાનું સર્વસ્વ ભગવાનને સમર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી છે અને ભગવાને તેની પ્રતિજ્ઞા તથા સમર્પણ સ્વીકીર લીધાં છે. ભગવાન જીવને કહે છે કે, 'હે જીવ! તેં તારું સર્વસ્વ મને સમર્પણ કર્યું છે. તો તારા યોગક્ષેમની જવાબદારી હું સ્વીકારી લઉં છું.' આમ ભકતે અને ભગવાને એકબીજાને સમર્પિત થવાનું ને રક્ષણ કરવાનું વચન આપ્યું છે. કોઇ વખત જીવ ભગવાને કહે છે, "પ્રભુ મારી મર્યાદાઓ છે તે મનમાં ન લેશો." ત્યારે ભગવાન તેને કહે છે, "તેની તું ચિંતા ન કરીશ. તું મને ગમ્યો છે માટે હું બધું સ્વીકારી લેવા તૈયાર છું." જીવે આ પ્રતિજ્ઞાની પવિત્રતાનું ગંભીરતાથી પાલન કરવું જોઇએ અથવા વિચારવું જોઇએ અને તેનું અનુસંધાન રહે તે માટે ભગવદીયોની સાથે બેસીને તેનું વારંવાર સ્મરણ કરવું જોઇએ.

બ્રહ્મસંબંધ લેનાર વૈષ્ણવે બ્રહ્મસંબંધ મંત્રનો અર્થ બરાબર સમજી લેવો જોઇએ. તે કોઇ સામાન્ય મંત્ર નથી. તેમાંતો ઘણું રહસ્ય સમાયેલું છે. પોતાની સર્વ વસ્તુ, પોતાનું સર્વસ્વ, જીવ પ્રભુને સમર્પણ કરે છે, જયાં સુધી જીવ જે વસ્તુને સંસારમાં અહંતા-મમતા બુદ્ધિને લીધે પોતાની ગણી લે છે, તે જે વસ્તુઓ પરથી પોતાનો હક ઉઠાવી લઇને પ્રભુને નિવેદન ન કરે, ત્યાં સુધી તે બ્રહ્મસંબંધ મંત્રનું રહસ્ય સમજી શકતો નથી. ભકિતમાર્ગે જવા માટે આત્મનિવેદન એ મહાન ત્યાગ છે અને એ ભાવના જ આ મંત્રમાં સમાયેલી છે. જીવ સર્વસ્વનો ત્યાગ કરે છે. આ દુનિયામાં જે કાંઇ છે, જેને તે પોતાની વસ્તુ ગણે છે, તે બધા પરથી તે પોતાનો હક ઉઠાવી લે છે એટલું જ નહીં, પણ પોતાને પ્રિય પોતાના આત્મા એનો પણ તે ત્યાગ કરે છે. અહીં જીવ બે પ્રકારના ત્યાગ કરે છે. એક તો બાહ્ય વસ્તુઓનો ત્યાગ અને બીજો આંતર ત્યાગ. સૌ પ્રથમ તો તે બાહ્ય વસ્તુઓ જેવી કે દારા, પુત્ર, આપ્તજનો, વિત્ત, પાપ, પુણ્ય આલોક, અને પરલોક એ સર્વનો ત્યાગ કરે છે. હવે એ વસ્તુ જ્યારે તેણે ત્યાગી દીધી ત્યારે તે પ્રભુની બની ગઇ. એટલે તે વસ્તુનો વિનિયોગ પ્રભુ માટે જ થવો જોઇએ. સ્ત્રી, પુત્ર, સર્વનો વિનિયોગ સેવાના કાર્યમાં થવો જોઇએ. તે સિવાય બીજા કશા કાર્યમાં તેમને રોકવાં ન જોઇએ. એનું નામ બાહ્ય ત્યાગ.

હવે આંતરત્યાગની પણ જરૂર છે અને તે માટે દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને અંતઃકરણની વૃત્તિઓ એ સર્વનો ત્યાગ કરવાની જરૂર છે. અહીં ત્યાગવું એટલે તેમનો વિનિયોગ પ્રભુમાં કરવો તેમ સમજવું. આ રીતે અંદરના અને બહારના એ બે પ્રકારના ત્યાગની સાથે જીવ પોતાના આત્માનું નિવેદન પણ પ્રભુને કરે છે.

આવા પરમ ત્યાગની મૂર્તિસમાં તો વિશ્વમાં એક ગોપીજનો જ હતાં. માટે પ્રભુએ તેમને રસના અનુભવ રાસાદિલીલાઓ દ્વારા કરાવ્યો હતો. દયારામભાઇ ગાય છેઃ

**"અહો ભાગ્ય ! ભાગ્ય ધન, વ્રજજન પરમ પવિત્ર,**
**પૂર્ણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેના મિત્ર,**
**મિત્ર થઇ સર્વ સુખ દીધું, સર્વભાવે કારજ બહુ જ કીધું,**
**શેષ, મહેશ, વિધિ, શ્રીઅલભ્ય, તે ફળ શ્રીગોપીજન લભ્ય."**

આવુ સમર્પણ જે કરે તે વૈષ્ણવ. શ્રીમહાપ્રભુજીએ સર્વસમર્પણનો ભાવ સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં સમજાવ્યો છે.

**શ્રાવણસ્યામલે પક્ષે એકાદશ્યાં મહાનિશિ ।**
**સાક્ષાત્ ભગવતા પ્રોકતં તદ્ અક્ષરસઃ ઉચ્યતે ॥**

શ્રાવણ માસના શુકલપક્ષની એકાદશીની મધ્યરાત્રિએ સાક્ષાત્ ભગવાને પ્રકટ થઇ જે કહ્યું તે અક્ષરસઃ હું કહું છું.

આ શબ્દો શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસજીને કેહલા છે, કેમ કે દૈવી જીવોનો ઉદ્ધાર કેમ કરવો તે શ્રીમહાપ્રભુજી સતત વિચારે જતા હતા. તેમને રાત્રે પૂરી નિદ્રા પણ નહોતી આવતી. જ્યારે તેમનું ચિંતન ચરમ કક્ષાએ પહોંચ્યું, ત્યારે શ્રીઠાકોરજી શ્રીમહાપ્રભુજીની સન્મુખ પધારી બોલ્યા, "હે વલ્લભ ! પુષ્ટિજીવોના ઉદ્ધાર કરવા માટે મારી ઇચ્છાથી જ મેં તમને ભૂતલ પર મોકલ્યા છે. અત્યારે હું તમને નિવેદનમંત્ર આપું છું. તમે પુષ્ટિજીવોને આ મંત્રની દીક્ષા આપજો. જે જીવો આ મંત્રની દીક્ષા લેશે તેમના સર્વ દોષો નિવૃત્ત થઇ જશે. તેઓ મારી સેવાના અધિકારી બનશે. હું તેમનું સમર્પણ પણ સ્વીકારીશ અને જે જીવને તમે મને સોંપશો તેનો હું કદાપિ ત્યાગ કરીશ નહીં. આ મારું વચન છે." આ પ્રમાણે કહીને ઠાકોરજી તિરોહિત થઇ ગયા. તે વખતે દામોદરદાસજી આપશ્રીની પાસે જ સૂતા હતા અને જાગતા પડયા હતા. શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસજીને પૂછ્યું, "દમલા, તે કંઇ સાંભળ્યું ?" દીનતાથી દમલાજી એ જવાબ આપ્યો "કૃપાનાથ ! આપની કૃપાથી સાંભળ્યું તો ખરું, પણ કશું સમજાયું નથી." શ્રીમહાપ્રભુજીએ

તે વખતે દામોદરદાસજીને સ્નાન કરાવી, શ્રીઠાકોરજીની સન્મુખ તેમને નિવેદનમંત્રની દીક્ષા આપી અને આ મંત્રનું રહસ્ય સૌ પ્રથમ તેમને સમજાવ્યું.

શ્રીઠાકોરજીએ શ્રીમહાપ્રભુજીને વચન આપ્યું કે, ''જેને તમે બ્રહ્મસંબંધ આપી મને સોંપશો તેનો હું કદી ત્યાગ કરીશ નહીં.'' તે વચનનું આપશ્રીએ અક્ષરસઃ પાલન કર્યું છે. તે ૮૪ વૈષ્ણવોમાં રામાનંદ પંડિતની વાર્તાથી સિદ્ધ થાય છે.

એક વખતે રામાનંદ પંડિતને ત્યાં શ્રીમહાપ્રભુજી પધાર્યા, આખો દિવસ ત્યાં રોકાયા. બીજે દિવસે આપશ્રીને જવાનું હુતં. તે દિવસે રામાનંદ પંડિત સવારે વહેલા જાગ્યા અને પોતાની પત્નીને કહ્યું કે, ''આપણી ગાયનું ગોબર તું જલદી લઇ લે. નહીં તો વૈષ્ણવો બધું ગોબર પોતાની સાથે લઇ જશે.'' આ વાત શ્રીમહાપ્રભુજીએ સાંભળી એટલે આપશ્રીએ રામાનંદ પંડિતનો ત્યાગ કર્યો. વૈષ્ણવો માટે તેણે કુભાવ કર્યો, તે આપશ્રીને ગમ્યું નહિં.

શ્રીમહાપ્રભુજીએ રામાનંદપંડિતનો ત્યાગ કર્યો એટલે તેઓ માર્યા માર્યા ફરતા હતા, પરંતુ તેઓ પ્રભુને ભૂલ્યા ન હતા. કોઇ વસ્તુ પ્રભુને આરોગાવ્યા સિવાય પોતાના ઉપયોગમાં તેઓ કદી લેતા ન હતા. એક કંદોઇને ત્યાંથી તેમણે તાજી જલેબી લીધી અને શ્રીઠાકોરજીનું નામ દઇ તેમને ધરાવી. તે દિવસે રાજભોગનાં દર્શન ખૂલતાં શ્રીમહાપ્રભુજીએ શ્રીઠાકોરજીના મુખારવિંદ પર જલેબીની ટૂક ચોંટેલી જોઇ. આપશ્રીએ શ્રીઠાકોરજીએ પૂછયું, ''બાવા ! કયા ભકતને ત્યાંથી આપ જલેબી આરોગ્યા ?'' શ્રીઠાકોરજીએ કહ્યું, ''મે તો તમને વચન આપ્યું હતું કે 'જે જીવનો તમને મને અંગીકાર કરાવશો, તનો હું ત્યાગ કદી કરીશ નહીં.' તેમ ભલે તેનો ત્યાગ કર્યો પણ મારાથી મારું વચન તોડાય નહીં.''

'બ્રહ્મસંબંધ' લેનાર વૈષ્ણવનો પ્રભુ કદી ત્યાગ કરતા નથી. સેવક તરીકે સેવા આત્મનિવેદન પછી સ્વીકારવી અને સર્વસમર્પણનું પાલન કરવું બહુ અઘરું છે. મોટા મોટા યજ્ઞો કરવા સહેલા છે. યજ્ઞોમાં દાન, બ્રહ્મભોજન વગેરે આપી શકાય છે. તેમાં કંઇ મુશ્કેલી પડતી નથી, પણ સર્વસ્વનું આત્મનિવેદન કરવું તે અતિ કઠિન છે.

સાચું આત્મનિવેદન કર્યું. શ્રીગુસાંઇજીના સેવક માણિકચંદ ક્ષત્રિએ. બ્રહ્મસંબંધ દીક્ષા લીધા પછી શ્રીગુસાંઇજી સમક્ષ તેઓ અને તેમનાં પત્ની પહેરેલે વસ્ત્રે ઊભા રહ્યાં અને માણિકચંદે ચાંપાભાઇને કહ્યું, ''આ ઘરમાં જે કાંઇ હોય તે સઘળું તમે લઇ જાઓ. આમ કહી બધો સામાન એકઠો

કરીને તે વેચીને, તેના છોત્તેર હજાર રૂપિયા ઉપજ્યા. તેની હૂંડી કરાવી શ્રીગુસાંઇજીને સોંપી દીધી.''

શ્રીગુસાંઇજીનો એક ખેડૂત સેવક જે ઘાસલાકડાં વેચીને પોતાનો નિર્વાહ કરતો હતો. તે ગુજરાતથી શ્રીગોકુળ જતા સંઘમાં જોડાઇ ગયો. સંઘ ગોકુળ પહોંચ્યો. ખેડૂતે શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યા. બધા વૈષ્ણવો શ્રીગુસાંઇજીને ભેટ કરવા લાગ્યાં. ખેડૂતે વિચાર્યુ 'હું શી ભેટ કરું ?' તેની પાસે એક દાતરડું હતું. તે તેણે બજારમાં વેચીને, તેના જે પૈસા આવ્યા તે તેણે શ્રીગુસાંઇજીને ભેટ કર્યા. શ્રીગુસાંઇજીએ પ્રસન્ન થઇને તેને બોલાવ્યો, ત્યારે બીજા વૈષ્ણવે પૂછ્યું, ''કૃપાનાથ ! બીજા કોઇ વૈષ્ણવ સાથે તો આપ બોલ્યા નહીં, પણ જેણે ફકત બે પૈસાની જ ભેટ કરી તેને આપે બોલાવ્યો. તેનું શું કારણ ?'' શ્રીગુસાંઇજીએ કહ્યું, ''આ ખેડૂતે પોતાનું સ્ર્વસ્વ ભેટ કર્યું છે.'' વૈષ્ણવોએ પૂછ્યું, ''કૃપાનાથ ! આપણે સર્વસ્વ એવું શું ભેટ કર્યું છે ?'' આપશ્રીએ કહ્યું, ''એનું સર્વસ્વ જે દાંતરડું હતું જેનાથી તે પોતાનું ગુજરાન ચલાવતો હતો એ તેણે વેચી દીધું ને જે બે પૈસા આવ્યા તેની મને ભેટ કરી દીધી. એટલું યે એણે ન વિચાર્યું કે દાતરડું વેચી દઇશ તો મારો ગુજારો કેવી રીતે થશે ? ખેડૂતે સાચું આત્મનિવેદન કર્યું છે.''

પુષ્ટિમાર્ગ અનુગ્રહનો માર્ગ છે. આ અનુગ્રહ જીવમાંથી અહંતા-મમતા દૂર થઇને જો તેનામાં દૈન્યભાવ સ્ફૂરે તો જ થાય છે. દૈન્યભાવની સ્ફૂર્તિ નિઃસાધનતાને લીધે છે. આ નિઃસાધનતાની સિદ્ધિ માટે પણ સર્વ વસ્તુનું સમર્પણ કરવાનું ગદ્યમંત્રમાં જણાવ્યું છે. સમર્પણથી જીવમાં સર્વાત્મભાવ જાગે છે. બધું પ્રભુનું છે, એવો ભાવ જીવમાં ઉત્પન્ન થાય છે, એટલે જીવની દેહાદિની સ્ફૂર્તિ જતિ રહે છે અને વિષયોનો ત્યાગ થઇ જાય છે. આવી જાતનો સર્વાત્મભાવ પ્રાપ્ત થવો તેનું નામ સમર્પણ છે. માટે હરિરાયજી આજ્ઞા કરે છે કે વૈષ્ણવોએ નિવેદનનું અનુસંધાન સતત કરતા રહેવું જોઇએ. જેથી પ્રભુની સાથેનો તેનો સંબંધ જીવ પુનઃપ્રાપ્ત કરી શકે. જેથી જીવના ભગવદ્‌ભાવનું સારી રીતે પોષણ થશે.

હવે શ્રીહરિરાયજી ભાવના પોષણ માટે બીજું સાધન બતાવે છે.

**તાદગ્‌-જનસમાગમાત્‌**

તાદશી જનોના સમાગમથી વૈષ્ણવના ભગવદ્‌ ભાવનું પોષણ થશે. અહીં આપણે તાદશી શબ્દનો વિચાર કરીયે. અધિકાર પ્રમાણે વૈષ્ણવ ઓળખાય. કેટલાક વૈષ્ણવને આપણે તદીય કહીયે છીએ અને કેટલાંક વૈષ્ણવને આપણે તાદશી વૈષ્ણવ કહીયે છીએ. તદીય વૈષ્ણવ એટલે જેણે

ભગવાનના બની પોતે સ્વયં સમર્પિત બન્યા તેવા વૈષ્ણવ. તેઓ તનુવિત્તજા સેવા, જપ, પાઠ, સ્તોત્ર આદિ નિયમિત કરે છે. આ રીતે ભગવદ્ સમર્પિત જીવન ગુજારે છે. ભગવદ્ભાવમાં પરોવાયેલા રહે છે. આવા વૈષ્ણવ તદીય કહેવાય.

તાદશી વૈષ્ણવ એટલે જે ભગવાનના જેવો જ બનેલો હોય તે વૈષ્ણવ તાદશી વૈષ્ણવ. આ વ્યસન અવસ્થાને પહોંચેલો હોય છે. તાદશી વૈષ્ણવના જીવનમાં સેવા વગેરે સહજ બની ગયાં હોય છે.

શ્રીહરિરાયજી અહીં ભગવદીયોની સાથે સમાગમમાં રહેવું, એવી આજ્ઞા કરે છે. આપણને તો અહીં ભગવદીય, તદીય અને તાદશીને સમાન સમજી સર્વના સમાગમમાં આવવાનું કહ્યું. જેથી આપણો ભગવદ્ભાવ વધે. એક વસ્તુ ધ્યાનમાં રાખવાની કે અવૈષ્ણવના સમાગમમાં ન અવાય તો સારું. ભગવદીય વૈષ્ણવના સંગમાં આવવાથી તેમનામાં રહેલા ભાવના સાગરની ઉર્મિઓ આપણા તરફ આવશે. એટલે આપણો ભાવ સહેજે પ્રભુ પ્રત્યે વધશે. દયારામભાઇ તાદશી વૈષ્ણવનાં લક્ષણો કેવાં હોય તે તેમના ધોળમાં બતાવે છે.

**"તાદશી જન જેને જાણીયેરે, જેમાં એવા ગુણ હોય રે,**
**નિંદાસ્તુતિ કોઇની નવ કરે, સઘળે સમદષ્ટિ જોય.**
**જેનાં દર્શન માત્રથી રે, ટળે પ્રપંચનું ધ્યાન રે,**
**સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાવે અઘ અજ્ઞાન રે.**
**ગુણ ગાતાં ગોવિદનાં રે, પુલકિત તન થાય રે,**
**નેત્ર પ્રવાહ પ્રેમના, હરખે હૃદયમાં રૂંધાય રે.**
**પર દુઃખ દાઝે ઘણાં રે, ન કરે કોઇનો દ્રોહ રે,**
**ઇંદ્રિયજીત સાચા સદા, ન પામે માયામાં મોહ રે.**
**સકળ ચરાચરને વિશે રે, વસ્યા દેખે ભગવાન રે,**
**શુભ ઇચ્છે સર્વ જગતનું લેશ નહિ અભિમાન રે.**
**સઘળી લીલા અવિનાશીની રે, જેમાં લુબ્ધ જેનું મન રે,**
**પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદન રે.**
**નટવર ઝલકે નેનમાં રે, કાંતિ કરુણામય હોય રે,**
**સત્યભાવ સંતોષ બહુ, દોષ કોઇનો ન જોય રે.**
**વહાલા લાગે છે સર્વને રે, અતિ ઉદાર જેનું ચિત્ત રે,**
**અનન્ય ભાવે ભજે શ્રીકૃષ્ણને, જેને વહાલું નહિ વિત્ત રે.**
**હરિ ગુરુ વૈષ્ણવને વિશે રે, જેને અતિ ઘણાં વહાલ રે,**

દઢ આશ્રય અરુ દીનતા, બોલે વચન રસાળ રે.
સેવા સ્મરણ સત્સંગ વિશે રે, જેની આસકિત અનંત રે,
કપટનો લેશ નહિ હૃદય વિશે, જેનું હરિસ્મરણ ચિત્ત રે.
વિહ્‌વળતા શ્રીવિઠ્ઠલેશશું રે, મુખે શ્રીકૃષ્ણનું નામ રે,
એવા ભગવદીયના દાસના, 'હરિદાસ' ગુણ ગાય રે."

આ ધોળમાં તાદશી વૈષ્ણવનાં જે લક્ષણો બતાવ્યાં છે તેવા લક્ષણો જે વૈષ્ણવમાં હોય તેમના સંસર્ગમાં રહેવા વૈષ્ણવે પ્રયત્ન કરવો. શ્રીગુસાંળજી સેવક ચાચાહરિવંશજીને અષ્ટાક્ષર મંત્ર સિદ્ધ થયો હતો. એક વખતે તેઓ શ્રીયુમના પાર કરવા જતા હતા. કિનારે કોઈ નાવ ન હતી. તેમની સાથે બીજો વૈષ્ણવ હતો. તેમણે તેને કહ્યું, 'તું મારા પગલામાં પગ મૂકીને જલ પર ચાલજે.' શ્રીયમુનાજળના વિશાળ પટ પર ચાચાજી અષ્ટાક્ષરમંત્ર બોલતા ચાલે છે. પેલા વૈષ્ણવને વિચાર આવ્યો, "ચાચાજી અષ્ટાક્ષરમંત્ર બોલતા ચાલે છે. જો હું પણ તે મંત્ર બોલુ તો પછી મારે તેમના પગલામાં પગ મૂકવો ન પડે." પેલો વૈષ્ણવ અષ્ટાક્ષરમંત્ર જપવા લાગ્યો, ને ચાચાજીના પગલામાં પગ ન મૂકી પોતાની રીતે ચાલવા લાગ્યો. આમ કરવા જતાં તે ડૂબવા લાગ્યો. ચાચાજીએ તેનો હાથ પકડી લીધો અને કહ્યું, "વૈષ્ણવ, પ્રભુએ મારી વાત સાંભળી છે. તારી વાત હજુ સાંભળી નથી. આપણા બંનેના અષ્ટાક્ષરમંત્રના રટણમાં આટલો ફરક છે."

તાદશી વૈષ્ણવ જયાં જયાં જાય છે ત્યાં ત્યાં તેની સાથે ધર્મી સ્વરૂપે ભગવાન પધારે છે. એટલે તાદશી વૈષ્ણવ પ્રકાશિત દીપ સમાન છે. આવો તાદશી વૈષ્ણવ પોતાની સાથે ધર્મી સ્વરૂપ ભગવાન હોવાને લીધે જો કોઈને આશીર્વાદ આપે તો તેના આશીર્વાદ ફળે છે.

શ્રીહરિરાયજી આપણને આવા વૈષ્ણવના સમાગમમાં રહેવાની આજ્ઞા કરે છે.

આપણને અહીં શંકા થાય કે આવા વૈષ્ણવ ન મળે તો શું કરવું? કદાચ હશે તો આપણે તેમને શોધવા કયાં જઈએ ? તેના સમાધાનમાં સમજવાનું કે તેમની વાર્તાઓમાં તેઓ પરોક્ષ રીતે બિરાજે છે. એટલે તેમની વાર્તાઓ વાંચીએ તોપણ આપણે તેનો સંગ કર્યો કહેવાશે. મૂળ હેતુ તો આવા વૈષ્ણવના સમાગમથી આપણું આચરણ આપણે તેમના જેવું કરીયે એ છે, કારણ કે સંગમાં રહેવાથી કુદરતી નિયમ પ્રમાણે જીવને તેવા ભગવદીયોનું અનુકરણ કરવાની સહજ ઇચ્છા થાય. જીવને સંગનો રંગ લાગ્યા વિના રહેતો નથી. નાનાલાલ કવિ કહે છે,

**"ઊડે ને તોયે ઠેકવા શીખે, વસી વિહંગમાં"**

પક્ષીઓના સંગમાં જો માણસ રહે તો ઉડતાં તો તે ન શીખે પણ ઠેકડા મારતા તો શીખે જ. વાતનો સાર એ છે કે ગમે તેવી વ્યકિત હોય પણ સંગની અસર તેના પર થાય જ છે. તદીયોના સંગથી વૈષ્ણવને શું લાભ થાય તે સુરદાસજી નીચેના પદમાં વર્ણવે છે.

**કર મન હરિભકતનકો સંગ,**
**જીનકે સંગ તેં સુમતિ ઉપજત, બઢત ભજનમેં રંગ,**
**ઉગ્ર-સુભાવ, શ્રીકૃષ્ણ પદ સેવા, જૈસે જલમે અંગ,**
**ધ્યાન ધરત શ્રીગિરિવર ધરકો મનમેં ઉઠત તરંગ.**
**સુર વિમાન જહાં કૌતુક ભૂલે ક્રીડન ગોપિની સંગ.**
**'સૂરદાસજી' વ્રજવાસ કિયે તે બઢત હૈ ભાવ તરંગ.**

સૂરદાસજી જીવને શિખામણ આપે છે કે ભૂતલ પર જીવે જો સંગ કરવો હોય તો હરિભકતોનો જ કરવો. તેનાથી શા શા લાભ થાય તે જણાવતાં તેઓ કહે છે કે, ભગવદીયના સંગની જીવની બુદ્ધિ સુધરે, પ્રભુસેવામાં પ્રતિપળ આનંદ વધે, સ્વભાવ સાત્ત્વિક બને, અંતઃકરણમાં આનંદ તરંગો હિલોળા લે, સ્વર્ગના દેવો પણ ભકતની ક્રીડાઓ જોઈને પોતાનું ભાન, સાન ભૂલી જાય છે. તેવાના સંગથી ભકિતભાવના તરંગો, ઊર્મિઓ વધે જ જાય છે. આવો ઉત્તમ છે હરિજનનો સંગ. માટે જીવે સંગ કરવો તો હરિભકતોનો જ કરવો.

હરિભકતોના સમાગમાં રહેવાથી શું લાભ થાય ? તો કહે છે કે 'આ ભગવદીયો પારસમણિથી ઉત્તમ છે. પારસમણિ તો લોઢાને સોનું કરે પણ લોઢાને પારસમણિ ન બનાવે. જયારે પારસમણિપ ભગવદીયો તો લોઢા જેવા ભકતોને પોતાના જેવા ભગવદીય બનાવે તેમના સમાગમથી, તેમની સાથેના વાર્તાલાપથી વૈષ્ણવ મન, વચન અને કર્મથી પવિત્ર બને છે.'

**ઐસો ભકત તરે ઓર તારે ।**
**પરમ કૃપાળુ પરમ દીનબંધુ શરણગ્રહે વાકી દુઃખ નિવારે ॥**
**સબસું મૈત્રી શત્રુ નહીં કોઇ, વાદ વિવાદ સબનસું હારે ।**
**હરિ કો નામ જપે નિસબાસર, સંશય શોક સંતાપ નિવારે ॥**
**કામ ક્રોધ મમતા મદ મત્સર, માયા માન મોહ ભ્રમ ટારે ।**
**નિરલોભી નિર્વૈર નિરંતર, કૃષ્ણરૂપ, જબ હ્રદય વિચારે ॥**
**હરિકો નામ સુન અંસુ આવે, કૃષ્ણરૂપ જબ હ્રદય વિચારે ।**
**'સૂરદાસજી' હરિરૂપ મગ્ન ભયે ગુન ઓગુન કાપર નવ આવે ॥**

ભકત કેવો હોવો જોઇએ તે સૂરદાસજી બતાવે છે. ભકત એવો હોવો જોઇએ કે જે પોતે પણ ભવસાગર તરે અને જે તેના સંબંધમાં આવે તેને પણ તરાવે. આવા ભકતના શરણે જે જાય તેનું દુઃખ તે દૂર કરે. બધાની સાથે મિત્રતા રાખે. અજાતશત્રુ હોય. કોઇની સાથે વાદવિવાદ ન કરે. રાત-દિવસ પ્રભુનું નામ જપે જાય. જે તેની પાસે જાય તેનાં સંશય, શોક અને તાપને દૂર કરે. તેનામાં કામ, ક્રોધ, મમતા, મદ, મત્સર, માયા, મોહ, અને ભ્રમ ન હોય. તે નિર્લોભી અને વેર વિનાનો હોય. હંમેશાં શ્રીકૃષ્ણના સ્વરૂપનું જ મનમાં ચિંતન કરે. ભગવાનના નામનું સ્મરણ કરતો રહે. એમના ગુણગાન ગાયે જાય. નિત્ય સેવા કરે. હરિના સ્વરૂપમાં મગ્ન રહે. કોઇનો દોષ ન જુએ. આવો વૈષ્ણવ તાદશી વૈષ્ણવ કહેવાય. અવા વૈષ્ણવના સંગથી સામાન્ય વૈષ્ણવ પણ ઉત્કૃષ્ટ પ્રકારનો તાદશી વૈષ્ણવ બની જાય.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે જો વૈષ્ણવ તાદશી ભગવદીયોની સાથે સમાગમ રાખે તો તેના ભગવદ્ ભાવનું પોષણ થાય. ભાવ માટે બીજા સાધનનું નિરૂપણ કરતાં આપશ્રી આજ્ઞા કરે છે કેઃ

**ફલદૌર્લભ્યસંસ્ફૂર્ત્યા**

વૈષ્ણવ દીનતાપૂર્વક વિચારે કે, ''હું એટલો બધો નબળાઇઓથી ભરેલો છું કે મને સેવાનું ફળ મળવું ઘણું દુલર્ભ છે.'' વૈષ્ણવે મનમાં આવી જાતનું સ્ફૂરણ કરતા રહેવાથી પણ ધીમે ધીમે તેના ભાવનું પોષણ થશે.

ફળ મળવું એટલે શું ? ફળનો અર્થ સેવાનું ફળ સમજવાનો છે. સેવા કરવી એ પ્રત્યેક બ્રહ્મસંબંધી વૈષ્ણવની ફરજ છે. સેવામાં વૈષ્ણવે ઠાકોરજીની લીલાઓ અને સ્વરૂપનું ચિંતન કરવું. તેનાથી વૈષ્ણવના હૃદયમાં રહેલા ભકિતરૂપી બીજનું પોષણ થશે. જ્યારે બીજને પોષણ મળે ત્યારે જ બીજને અંકુર ફૂટે. પછી તેની વૃદ્ધિ થતાં, વૃક્ષને ડાળીઓ, પાંદડાં, ફૂલ અને અંતે ફળ આવે છે. તે ત્યારે જ બને કે જ્યારે બીજને પોષણ મળે.

વૈષ્ણવ નિત્ય સેવા અને સ્મરણ કરે છે. ફલની ઇચ્છા પણ રાખે છે. વળી મનથી વિચારે પણ છે કે પ્રભુનાં સેવા, સ્મરણ કરવા છતાં સાનુભાવ કેમ થતો નથી ?

એક વખત નારદજી વૈકુંઠમાં પધારતા હતા. રસ્તામાં એક ભકત એક વૃક્ષ નીચે બેસી પ્રભુનું સ્મરણ કરતો હતો. તેણે નારદજીને જોયા અને તેમને પ્રમાણ કર્યા. પછી પૂછ્યું ''મુનિ ! કયાં પધારો છો ?'' નારદજીએ

જવાબ આપ્યો, 'વૈકુંઠમાં ભગવાનને મળવા જાઉં છું.'' ભકતે કહ્યું ''તો મુનિ ! ભગવાનને પૂછતા આવજોને કે પ્રભુ મને કયારે દર્શન આપશે ?''

નારદજીએ કહ્યું, ''સારું હું પ્રભુજીને પૂછતો આવીશ.''

ત્યાંથી નારદજી આગળ ચાલ્યા. ત્યાં બીજો એક ભકત વૃક્ષ નીચે બેસી પ્રભુનું નામ સ્મરણ કરતો હતો. તેણે નારદજીને જોતાં જ દંડવત્ પ્રણામ કર્યા અને પૂછયું, ''પ્રભુ ! આપ કયાં પધારો છો ?'' ''હું વૈકુંઠમાં પ્રભુને મળવા જાઉં છું.'' નારદજીએ જવાબ આપ્યો. ''તો નારદજી ! આપ પ્રભુને મારા માટે પૂછતા આવજોને કે પ્રભુ મને કયારે દર્શન આપવાના છે ?'' પેલા ભકતે કહ્યું.

નારદજીએ તેને પણ આશ્વાસન આપ્યું. પછી તેઓ પ્રભુને મળવા વૈકુંઠ પધારી ગયા. પ્રભુને મળી તેમણે બંને ભકતોની વાત ભગવાનની આગળ કહી ને પૂછયું 'ભગવાન તમે મને જવાબ આપો.' ભગવાને કહ્યું ''પહેલા ભકતને કહેજો કે તને દર્શન મેળવતાં ત્રણ જન્મ લેવા પડશે. અને બીજા ભકતને કહેજો કે જો વૃક્ષ નીચે બેસીને તુ નામ સ્મરણ કરે છે તે વૃક્ષનાં જેટલાં પાંદડાં છે તેટલાં વર્ષો પછી તેને મારાં દર્શન થશે.''

વૈકુંઠમાંથી પાછા વળતાં નારદમુનિએ પહેલા ભકતને કહ્યું કે, ''પ્રભુએ કહ્યું છે કે તમને ત્રણ જન્મ પછી પ્રભુના દર્શન થશે.'' નારદજીના શબ્દો સાંભળી પેલો ભકત તો ઠંડો હિમ થઇ ગયો કે ત્રણ જન્મ પછી દર્શન થશે ? ત્રણ જન્મ કોણે જોયા છે ? તેથી તેની પ્રભુ દર્શનની આંતરિક લગન ઓછી થઇ ગઇ. તેનો અંતર તાપ ઘટી ગયો. તેને ત્રણ જન્મ પછી પ્રભુનાં સાક્ષાત દર્શન થવાના હતાં તે દર્શન થવામાં જન્માંતરોનો વિલંબ પડી ગયો.

હવે જે ભકતને નારદજીએ કહ્યું ''તને આ વૃક્ષનાં જેટલાં પાંદડાં છે તેટલા વર્ષો પછી પ્રભુનાં દર્શન થશે, ત્યારે તે તો નાચવા લાગ્યો કે 'આ વૃક્ષનાં જેટલાં પાંદડાં છે તેટલા વર્ષો પછી મને પ્રભુ દર્શન થશે.' તેના હૃદયમાં આંતર લગની એટલી વધી ગઇ કે તેના હૃદયની લગનની આર્તિ જોઇ પ્રભુ એ તે જ સમયે પ્રત્યક્ષ થઇને ભકતને દર્શન આપ્યાં. તેથી ફલ પ્રાપ્તિમાં ક્રિયા કરતાં લગન વધારે જરૂરી છે.''

ગીતામાં પ્રભુએ સ્વયં કહ્યું છે કે, ''અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયેલું છે. તેથી જીવ મોહ પામે છે. તેને મદ પણ થાય છે. મદ અને મોહથી જીવની બુદ્ધિ મૂઢ બને છે.''

કેટલાક જીવો જીજ્ઞાસુ હોય છે. તેને કારણે તેમનામાં પ્રભુનાં દર્શનની ઇચ્છા જાગે છે. તેમનામાં આધ્યાત્મિકતા હોવાને કારણે સંપ્રદાયનિષ્ઠા હોય છે. ભગવાને ગીતામાં કહ્યું છે કે, "હું મારી યોગમાયાથી છુપાયેલો રહું છું. જેથી બધાંને મારાં દર્શન થતાં નથી." એથી સિદ્ધ થાય છે કે ભગવાનના દર્શન ચર્મચક્ષુથી તો કોઇકને જ થાય છે, કારણ કે યોગમાયાના આવરણને લીધે પ્રભુનાં દર્શન ભકતને થતાં નથી.

અહીં શંકા થાય કે પ્રભુદર્શનમાં આવરણો તો રહેવાના જ. પણ ભકતોએ તેમનાં દર્શન કરવા શું કરવું ? શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં તેનું સમાધાન કરે છે કે, 'ભગવાનનો અનુભવ થવામાં જીવાવરણ અને ભગવદાવરણ બે મુખ્ય આવરણો છે. તેમાં જીવાવરણ નિર્ગુણભકિતભાવ સાથે માહાત્મ્યજ્ઞાન થાય ત્યારે નષ્ટ થાય છે. માહાત્મ્યજ્ઞાનમાં જ્ઞાન મુખ્ય નથી, પણ ભકિત મુખ્ય છે. આવી જ્ઞાનભકિત ભાવને વધુ સુદઢ બનાવે છે.'

"બીજું આવરણ ભગવદાવરણ છે. જીવ જયારે ભાવપૂર્વક સેવા અને સ્મરણ કરે ત્યારે તેનામાં શ્રીઠાકોરજી માટે પ્રેમ, આસકિત અને વ્યસન થાય છે. ત્યારે તેનું ભગવદાવરણ નાશ પામે છે. ત્યાર પછી જીવને ભગવદ્કૃપાથી શ્રીઠાકરોજી સાનુભવ જણાવે છે."

આત્મનિવેદન કર્યા પછી જીવ ધર્મનું આચરણ કરે તો જીવમાં ભકિત પ્રગટે છે. ભકિતની પ્રાપ્તિ પછી જીવને પ્રભુના સ્વરૂપની અનુભૂતિ થાય છે. જેને આપણે ફળ કહીયે છીએ. આવો ભકત નવધાભકિત કર્યા પછી નિર્ગુણભકિત પ્રાપ્ત કરે છે. એટલે તે નિર્ગુણભાવપૂર્વક શ્રીઠાકોરજીની સેવા કરવા લાગે છે. આ ભાવ પ્રેમ, આસકિત અને વ્યસન અવસ્થા સુધી પહોંચે ત્યારે એના દેહમાં અલૌકિકતા આવે છે. અલૌકિક દેહમાં તેને પ્રભુનો સાનુભવ થાય છે.

આ માટે ભકતે પોતાના ઘરમાં બિરાજતા શ્રીઠાકોરજીની સેવા વ્રજભકતોના ભાવથી કરવી. જેથી જીવની અવિદ્યા પ્રભુ અલૌકિક રીતે દૂર કરશે અને તેને વ્યસનદશા સુધી પહોંચાડશે. તે વખતે ભકતની અવિદ્યા - દેહાધ્યાસ, પ્રાણા-ધ્યાસ-ઇંદ્રિયાધ્યાસ-અંતકરણાધ્યાસ અને સ્વરૂપ વિસ્મૃતિ દૂર થતાં ભકતને પંચપર્વ વિદ્યા, વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભકિત પ્રાપ્ત થશે.

૧. વૈરાગ્ય એટલે પ્રભુ વિના સંસારની સર્વ વસ્તુઓમાં ભકતના રાગનો અભાવ.

૨. સાંખ્ય - રસાત્મક મૂળ સ્વરૂપનું સાક્ષાત્ જ્ઞાન એટલે સાંખ્ય.

૩. યોગ - ચિત્ત એક માત્ર પ્રભુમાં જ પરોવાયેલું રહે તે યોગ.

૪. તપ - ભગવદ્ વિરહમાં પરમ કલેશનો અનુભવ એ તપ.

૫. ભકિત - પુરુષાર્થોની ઇચ્છા વિના શ્રીઠાકોરજીમાં આસકિત તેનું નામ ભકિત.

ભગવાને પૂતનાવધથી સકલ વ્રજવાસીઓની અવિદ્યા દૂર કરી છે. તેમ વ્રજવાસીઓના ભાવથી સેવા કરનાર ભકતની અવિદ્યા પ્રભુ દૂર કરે છે. જેમ કે, સેવ્ય પ્રભુને જીવ ધાતુ કે પથ્થરની મૂર્તિ માત્ર માને ત્યારે પ્રભુ તેને ચમત્કાર બતાવી સ્વરૂપનું ભાન કરાવે છે. માટે ભકતે પ્રભુમાં ઉત્કૃષ્ટભાવ રાખવો.

તૃણાવર્ત લીલા કરી શ્રીઠાકોરજીએ વ્રજવાસીઓનો મોહ દૂર કર્યો. મોહ તણખલા રૂપ માનવીની મન, બુદ્ધિને ભ્રમિત કરી અંતે તેનું પતન કરાવે છે. ભકતને જયારે વિષયોનો મોહ થાય ત્યારે પ્રભુ અનુભવ કરાવી, તેમાંથી ભકતને છોડાવે છે.

શકટાસુર લીલામાં લોકાસકિતનો પ્રભુએ નાશ કર્યો. અત્યારે પણ પ્રભુ ભકતની સંપત્તિની હાનિ કરાવી પોતાનામાં આસકિત કરાવે છે. આ રીતે ભગવાન જયારે ભકત પર કૃપા કરે છે ત્યારે તેની અવિદ્યા દૂર કરે છે, માટે ભકતે સેવામાં કદી લૌકિક બુદ્ધિ ન કરવી.

આ રીતે પુષ્ટિજીવ જો વૈષ્ણવી જીવન જીવે તો તેની ભાવદશા વધે. સર્વાત્મભાવ સિદ્ધ થાય, અને યથાઅધિકાર સાક્ષાત્ સ્વપ્નમાં કે આકાશવાણી દ્વારા સાનુભવનું ફળ તેને પ્રાપ્ત થાય.

ફળની પ્રાપ્તિ માટે અહર્નિશ વિચારરૂપે 'મને પ્રભુનો સાનુભવ કયારે થશે' આવી સતત સ્ફૂરણા થાય તેવું ભકતે વિચારવું, જીવબુદ્ધિથી તેને લૌકિક કલેશ થાય તો પણ તેણે તેનું દોષારોપણ પ્રભુમાં ન કરવું. સાથે સાથે જીવે પ્રભુનો આશ્રય પણ ન છોડવો, કારણ કે પ્રભુ તો સર્વ કર્તું સમર્થ હોઇ લૌકિક વિપત્તિનો સંબંધ કરાવીને પણ ભકતનું કલ્યાણ જ કરે છે. એવો દઢ વિશ્વાસ ભકતે પ્રભુમાં રાખવો. ચાતકપક્ષી જેમ સ્વાતિજલની ઇચ્છાથી મેઘમાં દઢ વિશ્વાસ રાખે છે, તેમ જીવે પ્રભુમાં વિશ્વાસ રાખી વિષયોમાં વૈરાગ્ય રાખી મનમાં સંતોષ માની પ્રસન્નતા પૂર્વક શુદ્ધ હૃદયથી શ્રીઠાકોરજીની સેવા કરવી. ત્યારે તેને ફળની પ્રાપ્તિ થશે. ફળ આપનાર પ્રભુ જયારે ફળ આપવાની ઇચ્છા કરે છે ત્યારે જ ભકતને ફલની પ્રાપ્તિ થાય

છે. તેને ભગવાન કયારે અને કેટલું સફલ આપશે એ જાણવું જીવની શકિત બહાર છે. માટે ફલપ્રાપ્તિની સ્ફૂરણા જીવે જરૂર રાખવી, પણ ફળ દુર્લભ છે. માટે તે કયારે મળશે તે વિચારવાની જીવને જરૂર નથી. તેણે તો સેવામાં રહી ભગવદ્ ઇચ્છાને આધીન થઇ પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરવી એ જ મહાફલ છે તેમ માનવું.

શ્રીકૃષ્ણ તો આનંદસ્વરૂપ છે. તેમને સમજવા વેદો પણ અસમર્થ છે. તો જીવની શું શકિત ? ભકતનો ભાવ જોઇને શ્રીકૃષ્ણ જ્યારે એમ ઇચ્છા કરે કે મારા આ પુષ્ટિ જીવને મારા આનંદનો અનુભવ કરાવવો છે, ત્યારે એ ભકતને શ્રીકૃષ્ણનાં દર્શનની આતુરતા જાગે છે, તે મનમાં વિચારે કે 'હું શ્રીકૃષ્ણનાં દર્શન કયારે કરું ? કેટલાયે જન્મોને હજારો વર્ષો થયાં હું ભગવાનથી વિછુર્યો છું.' એવો પ્રભુમિલન સંબંધી તાપ ભકતના હૃદયમાં પ્રગટે ત્યારે ભગવાનના વિયોગાત્મક તાપમાં જ સેવા, સ્મરણ, કીર્તન વગેરે ફલરૂપ બને એમ નકકી જાણી લેવું. જીવથી આ અવસ્થામાં પ્રભુનાં દર્શન વિના રહી શકાશે નહિં. જયારે જીવને એવું થાય ત્યારે તેની ભગવદ્સેવા, સ્મરણ અને ભાવ ભાવ એની મેળે વૃદ્ધિ પામશે. આવે વખતે ભગવાન જીવના દોષોનું નિવારણ કરવા જીવને લૌકિક કલેશ આપે છે. એટલે જીવનો સંસારમાંથી ભાવ ઉઠી જાય છે. ભગવાન જ સંસારમાં તેની આસકિત સ્થિર થવા દેતા નથી. કારણ કે આપ સંસારવેરી છો. તેથી તેઓ જીવને સાંસરિક બાબતોમાં કોઇનેકોઇ પ્રકારની પીડા મૂકે છે. પરિણામે ભકતનું ચિત્ત 'સંસાર તરફ અસ્વસ્થ થાય છે અને ભગવાનમાં નિરૂદ્ધ થાય છે.' માટે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે સંસારી જો ભગવાન શ્રીકૃષ્ણને ભજે તો તેનો સંસાર સર્વ નાશ પામે છે. જીવને જો આ રીતે આકસ્મિક દુઃખ આવી પડે તો પણ તેણે માનવું કે "પ્રભુએ મારી દીનતા સિદ્ધ કરવા આ દુઃખ મોકલ્યું છે," પ્રભુ પ્રસન્ન કરવાનું એક સાધન દીનતા છે. દીનતાથી જીવ પ્રભુ તરફ વધારે વળશે અને પ્રભુના સ્મરણ અને સેવારૂપી સાધન દ્વારા તેમનાં દર્શનરૂપી ફલને પ્રાપ્ત કરશે.

શ્રીહરિરાયજી આર્તિના પણ બે પ્રકાર વર્ણવે છે. એક સાધન આર્તિ અને બીજી ફલ આર્તિ સાધન કરતાં કરતાં પ્રભુનાં દર્શન કરવાની આપણી ઇચ્છા પ્રબળ બને, પ્રભુનાં ચરણમાં આપણું ચિત્ત લાગેલું રહે એ સાધન આર્તિ. સ્મરણ એ ભગવદ્ પ્રાપ્તિ માટેનું એક ઉત્તમ સાધન છે. જે જીવ પ્રભુના સ્વરૂપનાં દર્શન કરવાં દુર્લભ છે, એવું માનતો હતો તે જીવને આર્તિ દ્વારા શ્રીમહાપ્રભુજી પ્રભુનું સ્મરણ કરતો કરાવે, પ્રભુના સ્મરણરૂપી સાધન

કરતો આ જીવ સાધન આર્તિના પરિણામે પ્રભુનાં દર્શનરૂપી ફલને પ્રાપ્ત કરે છે. જ્યારે પ્રભુની કૃપાથી જીવને મનમાં એમ થાય કે "હું કયારે પ્રભુનાં દર્શન મારાં ચક્ષુથી કરું ?" દર્શન વિના એને બીજું કઈ સૂઝે જ નહીં. સ્મરણ પણ થોડી વાર માટે ભૂલી જાય અને કેવળ દર્શનની જ તેની ઝંખના વધી જાય. તેને ફલાર્તિ કહેવામાં આવે છે. ફલાર્તિનું ફલ છે ભગવદ્ સ્વરૂપનું દર્શન.

શ્રીહરિરાયજી ભકતના મનના ભાવનું નિરૂપણ કરતાં આજ્ઞા કરે છે કે ભકતને જ્યારે સાધન આર્તિ અને ફલાર્તિ મારે માટે દુર્લભ છે એવો વિચાર આવે તેને પણ આર્તિનું ફલ ગણે છે, કારણ કે ભકત તો નિઃસાધન છે, અને તેને ફળ કયારે મળશે તે પણ તે જાણતો નથી, પણ એક વાત જાણે છે કે ફલાર્તિ ખૂબ ઊંચી કક્ષાની આર્તિ છે. તે જાણે છે કે ગિરનાર પર્વતના દસ હજાર પગથિયાં ચઢવા જેટલું અઘરું છે અથવા તેનાથીયે ઊંચી એવી ભકિતના મહાલયની અગાસીએ પહોંચવા માટે ભકતે મન તત્પર રાખવું જોઈએ. એમ શ્રીહરિરાયજી ભકત વૈષ્ણવોને ગર્ભિત આજ્ઞા કરે છે. આ ફલાર્તિને શ્રહિરિરાયજી નિજાર્તિનું નામ પણ આપે છે. તેને પ્રાપ્ત કરવાનો ભકતે પ્રયત્ન કરવો જોઈએ. તેનાથી ભકતના ભગવદ્‌ભાવનું શ્રેષ્ઠ પ્રકારે પોષણ થશે. હવે શ્રીહરિરાયજી ભગવદ્‌ભાવનાં પોષણ માટે બીજું સાધન બતાવે છે.

**અન્યત્ર તુચ્છત્વ ચિન્તનાત્**

પ્રભુ વિનાની જગતની બધી વસ્તુઓ પ્રભુ આગળ તુચ્છ છે. આવો વિચાર કરવાથી પણ જીવના ભગવદ્‌ભાવનું પોષણ થશે. જગતનું સર્જન પ્રભુમાંથી થયું છે. તે સિદ્ધ કરે છે કે પ્રભુથી મોટું કોઈ નથી. તે જ વાત શ્રીહરિરાયજી આપણને બીજી રીતે કહે છે કે આ જગતમાં અનંત કોટિ બ્રહ્માંડોના રચયિતા ભગવાનથી શ્રેષ્ઠ કોઈ નથી અર્થાત્ પ્રભુ સિવાયની વિશ્વની બધી વસ્તુઓ તુચ્છ છે તેવું મનમાં નિત્ય ચિંતન કરવું. પ્રભુ જગતનું ઉપાદાન કારણ છે.

પ્રભુએ જગત સર્જ્યું. જગતની નાની મોટી બધી વસ્તુઓનું સર્જન કર્યા પછી પ્રભુએ તે બધામાં પ્રવેશ કર્યો. ત્યારે જ તે વસ્તુઓની કિંમત થઈ. છતાં આપ તો તે બધાથી અળગા રહીને સાક્ષીવત્ ઊભા રહ્યા. દૃષ્ટાંત તરીકે પ્રભુએ શેરડી ઉત્પન્ન કરી, ત્યાર પછી શેરડીમાં રહેલી મીઠાશરૂપે પ્રભુએ તેમાં પ્રવેશ કર્યો, ત્યારે શેરડીની કિંમત થઈ. આ નિયમ જગતની સર્વ વસ્તુઓને લાગુ પડે છે. માટે જગતની સર્વ વસ્તુઓ પ્રભુની આગળ

તુચ્છ છે. પ્રભુથી વધારે કંઇ જ નથી. આવું વિચારવાની શ્રીહરિરાયજી વૈષ્ણવને આજ્ઞા કરે છે.

જગત પર પ્રભુની માયાએ એવું વર્ચસ્વ જમાવ્યું છે કે વિશ્વની વસ્તુઓની પ્રાપ્તિ માટે પ્રભુને ભૂલીને જીવ દોડાદોડી કરે છે એનો અર્થ એવો થયો કે જીવને જગતની વસ્તુઓ પ્રભુ કરતાં પણ વધારે અગત્યની લાગે છે. વાસ્તવિક રીતે તો પ્રભુની આગળ તે બધી વસ્તુઓ તુચ્છ છે. માયાથી દેખાતી જગતની વસ્તુઓ ભલે શ્રેષ્ઠ લાગતી હોય પણ વાસ્તવિક રીતે તો તે તુચ્છ છે. દયારામભાઇ કહે છે કે,

**"તરસ્યો ખોદે કૂપ જળ, પ્રગટ પીયે નહીં ગંગ"**

ગંગા નદીના કિનારે ઉભેલો જીવ પોતાની તરત છીપાવવા જો ગંગાગજળ પીએ તો તેની તરસ છીપી જાય, પણ પાસે જ ગંગાનદી વહેતી હોવા છતાં તરસ છીપાવવા માટે જો તે કૂવો ખોદવો શરૂ કરે તો તેના જેવો મૂર્ખ કોણ ? તેવી રીતે સાક્ષાત્ ભગવાનને મૂકીને જીવ બીજી વસ્તુઓ તરફ પોતાના મનને જોડે અને ચિત્તને દોડાવે તો તેના જેવા મૂર્ખ કોણ ?

સ્ત્રી કચરો વાળતી હોય તે વખતે કચરા ભેગું સાંબેલું ફેંકી દે તો તે અઘટિત કહેવાય. તે જ રીતે અનંત સૃષ્ટિના રચયિતા ભગવાને મનુષ્યને આ મનુષ્યદેહ આપ્યો છે. તે સુંદર દેહ આપનારને ભૂલીને માયાવી તુચ્છ વસ્તુઓમાં જો જીવ પોતાનું જીવન વ્યર્થ વેડફી દે તો દયારામભાઇ કહે છે કે,

**"પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ"**

જીવની પાસે પારસમણિનો વાટકો હોય છતાંયે બીજાની પાસે ભીખ માંગવા જાય તો તે કેવું વિચિત્ર ગણાય ! ભગવાન એ સાચો પારસમણિ છે. ભગવાનને જ સાચા પારસમણિ સમાન માનનાર શ્રીમહાપ્રભુજીના સેવક પુરુષોત્તમદાસનું દૃષ્ટાંત જોઇએ.

એક વખત શ્રીપુરુષોત્તમદાસ શેઠ અને એક વિરકત વૈષ્ણવ સાથે પ્રવાસ કરતા હતા. રાત્રિ થઇ ગઇ. તેથી તેઓ પર્વત પર સૂઇ ગયા. અર્ધરાત્રિ થઇ ત્યારે શ્રીઠાકોરજી બ્રાહ્મણનું રૂપ લઇને સૂતેલા વિરકત પાસે આવ્યા. વિરકત વૈષ્ણવે શ્રીઠાકોરજીને પૂછ્યું, "આપ કોણ છો ?" ત્યારે તેમણે કહ્યું, "હું બ્રાહ્મણ છું." શ્રીઠાકોરજીએ પૂછ્યું "તમે કોણ છો ?" વિરકત વૈષ્ણવે કહ્યું, "અમે શ્રીમહાપ્રભુજીના સેવક છીએ." ત્યારે પેલા બ્રાહ્મણે કહ્યું "મારી પાસે મણિ છે તે તમે લો. તમારે જેટલું દ્રવ્ય જોઇશે તેટલું

દ્રવ્ય તે મણિ આપશે.'' વિરકત વૈષ્ણવે કહ્યું, ''મારે મણિનું કામ નથી. મારે તો એક શેર ચૂન જોઈએ. તે ઠાકોરજી મને નિત્ય આપે છે, પણ મારી પાસે સૂતેલા આ શેઠ ગૃહસ્થ છે. એમનો નિત્યનો ખર્ચ ઘણો છે. તેમને આ મણિ આપો.'' ત્યારે પેલા બ્રાહ્મણે વિરકત વૈષ્ણવને કહ્યું કે, ''તેમ શેઠજી ને જગાડો'' વિરકત વૈષ્ણવે શેઠને જગાડ્યા અને કહ્યું, ''આ બ્રાહ્મણ આપને મણિ આપે છે તે લો. તેનાથી આપને જેટલું દ્રવ્ય જોઈએ તેટલું મળશે !'' શેઠે વિરકત વૈષ્ણવને પૂછ્યું, ''તમે મણિ કેમ લેતા નથી ?'' ત્યારે વિરકતે કહ્યું ''હું તો સંસારી નથી. મારે તો પેટ ભરવા શેર ચૂન જોઈએ તે જગદીશ મને આપે છે.'' ત્યારે શેઠે વિરકતને વળતો જવાબ આપ્યો કે, ''જે જગદીશ તને શેર ચૂન દે છે તે મને પણ મારી જરૂરિયાત અનુસાર દશ શેર ચૂન પણ આપશે.'' શું ભગવાનને ત્યાં કોઈ વાતની ઊણપ છે ? તેથી મારે મણિનો આશ્રય કરવો નથી. હું તો શ્રીઠાકોરજીનો આશ્રય કરનાર છું, મણિનો નહીં.

આ દૃષ્ટાંત જણાવે છે કે મણિને પણ જગદીશથી તુચ્છ ગણનાર ભકત શ્રેષ્ઠ છે. શેઠે અને વિરકત વૈષ્ણવે મણિને તુચ્છ ગણ્યો અને ભગવાન જગદીશને શ્રેષ્ઠ ગણ્યા. શ્રીહરિરાયજી અહીં એ જ વાત સમજાવે છે કે ભગવાન શ્રેષ્ઠ છે. ભગવાનની આગળ સંસારની બધી વસ્તુઓ તુચ્છ છે.

ભગવાનને છોડીને સંસારની વસ્તુઓમાં સુખની પ્રાપ્તિની ઈચ્છા કરનાર જીવ મસાણના મોદકમાંથી સુખ મેળવવા ઈચ્છે છે. જો મનુષ્ય શ્રીહરિરાયજીની આજ્ઞાને અનુસરીને પોતાનું જીવન ગાળે અથવા પ્રભુ પર શ્રદ્ધા રાખીને તેમને શ્રેષ્ઠ ગણે અને જગતની વસ્તુઓને તુચ્છ ગણે તો વૈષ્ણવનું જીવન સુખી થાય. તેનું જીવન સાર્થક થાય અને તેના ભકિતભાવનું પોષણ થાય.

જે જીવ આ પ્રમાણે વિવેકથી જીવન ન જીવે તો તેની દશા લંકા જેવી સોનાની નગરી લૂંટવા જનાર માણસ ત્યાંથી સાંબેલુ લઈને આવે એવી દશા થાય. મનુષ્ય પાસે ગમે તેટલું જ્ઞાન હોય, ચૌદ વિદ્યાઓમાં પારંગત હોય, સર્વગુણોથી વિભૂષિત હોય, તેમ છતાં એ બધી વસ્તુઓને ભગવાનથી વિશેષ ગણે તો સો મણ તેલ છતાં તેના જીવનમાં અંધારું જ રહે. એવા મનુષ્યોનું જીવન વ્યર્થ જાય. સંસારની વસ્તુઓને પ્રભુ કરતાં શ્રેષ્ઠ ગણનાર જેમ કૂતરાનું પૂંછડું પકડનાર સાગરની પાર જઈ શકતો નથી તેમ જીવ સંસાર સાગરને તરી શકતો નથી. માટે ભગવાન શ્રેષ્ઠ છે અને જગતની તમામ કિંમતી વસ્તુઓ ભગવાન આગળ તુચ્છ છે. આવું સમજનાર મનુષ્ય જ ભગવદ્‌ભાવનું પોષણ કરી શકે છે.

ઉપરોકત વિધાનને નહીં સમજનાર માણસ કેવો છે,

**"ઘોડે બેસી ગાંઠડી માથે મૂકે મૂઢ"**

ઘોડા પર બેઠેલો માણસ પોતાનું પોટલું માથે મૂકે ને મૂર્ખતા બતાવે એવો જ આ મૂર્ખ ગણાય.

ભગવાનને ભૂલીને જીવ માયાને કારણે ખોટું ખોટું કરે છે. ઉજાગરા વેઠીને ધન કમાવવામાંજ રચ્યો પચ્યો રહે છે. એ ભલે ધનના ઢગલા કરે, પણ એ જાણતો નથી કે એ બધું તો અહીં પડી રહેવાનું છે. કીડી કણ કણ ભેગા કરે અને તેતર ખાય, તેની માફક મનુષ્ય ધનના ઢગલા ભેગા કરવા માટે પોતે દોડા દોડી કરેછે, પણ તેનું સુખ તેને મળી શકતું નથી, જો ધનને તે તુચ્છ સમજે અને પ્રભુને શ્રેષ્ઠ સમજે તો જ તે ધનનું સુખ લઇ શકશે.

શ્રીમહાપ્રભુજીના સેવક નારાયણદાસ બ્રહ્મચારી ત્યાગ દશામાં રહેતા. કોરું અન્ન માંગી લાવી નિર્વાહ કરતા. તેઓ જયાં જયાં હાથ પગ ધોવાને માટે માટી લેવા જતા ત્યાં ત્યાં દ્રવ્ય જોતા, ત્યારે તેના પર માટી નાંખી દેતા, પણ દ્રવ્યનો સ્પર્શ પણ ન કરતા. એક દિવસ રાત્રિએ તેમની શય્યાની આસપાસ દ્રવ્યના ઢગલા તેમણે જોયા. તે જોઇને તેમણે પોતાની ભત્રીજીને કહ્યું, "ઘરમાં બગાડ પડ્યો છે. તે વાળીને બહાર નાંખી આવ." ભત્રીજીએ બધું દ્રવ્ય વાળી ઝૂડીને બહાર નાંખી દીધું અને જયાં દ્રવ્ય પડચું હતુ, તે બધી જગા પણ ગોબરથી લીપીં નાંખી. નારયણદાસ બ્રહ્મચારીને શ્રીઠાકોરજીનું જ્ઞાન થતાં દ્રવ્ય તેમને તુચ્છ લાગ્યું. જયાં તેમની દષ્ટિ પડતી ત્યાંત્યાં દ્રવ્ય ફેલાતું. ત્યાં જો બીજાના હાથ અડે તો તે માયારૂપી દ્રવ્ય લેનારનું અનિષ્ટ કરશે તેવું માનીને તેઓ તે દ્રવ્ય ઉપર માટી નાંખીદિતા.

જયાં સુધી જીવના હૃદયમાં મને આ મળે અને તે મળે એવી ઇચ્છાઓ છે, વાસનાઓ છે, ત્યાં સુધી વાસનાઓ આપણને પ્રભુભકિત કરવા દેશે નહીં.

એક શેઠ. ધનસંપત્તિ ઘણી. ઘેર ભગવદ્સ્વરૂપ બિરાજે. સેવા જાતે જ કરે. તેમનો એવો આગ્રહ કે ગમે તેટલું મોડું થાય પણ સેવા કર્યા વિના દુકાને ન જવું. ઉત્થાપન પહેલાં ઘેર ચાલ્યા આવે. પરિણામ એ આવ્યું કે ધંધામાં ખોટ આવવા લાગી. દેવ વધતું ગયું. એવી પરિસ્થિતિ આવીને ઉભી રહી કે બધું ઘરાણે મૂકીને પૈસા લાવવા પડ્યા. શેઠે દીકરાઓને બોલાવીને પૂછ્યું, "ભાઇઓ ! આજે આપણી પરિસ્થિતિ એવી છે કે જો

ભગવદ્સેવા કરવા જઇશું તો ગરીબાઇના ખાડામાં પડીશું. એક બાજુ ધંધો છે. બીજી બાજુ ભગવદ્ સેવા છે. બોલો ! બેમાંથી તમારે કોને પસંદ કરવાં છે !" દીકરાઓએ કહ્યું, "બાપુજી ! અમને ભગવદ્ સેવામાં આનંદ આવશે ! સેવા વિનાની સંપત્તિ અમારે મન તુચ્છ છે." આનું નામ જગતની સર્વ વસ્તુઓને ભગવાનની આગળ તુચ્છ ગણી ગણાય.

રાજા મહારાજાઓને, ચક્રવર્તી રાજામહારાજાઓને પણ તુચ્છ ગણનાર ભકતો જ ભગવદ્ ભાવને સારી રીતે પ્રાપ્ત કરી શકયા છે. એવા ભકત સત્તાધારીઓની સમક્ષ તેવું કહેતા અચકાયા નથી કે,

**"જાકો મુખ દેખત દુઃખ ઉપજત, તાકો કરનો પડયો પ્રનામ.**
**ભકત કો કહાં સિકરીસો કામ."**

કુંભનદાસે અકબર બાદશાહને સંભળાવી દીધુ કે જો તમારે મને કંઇ આપવાની ઇચ્છા હોય તો તે જ આપો કે આજ પછી તમે કદી તમારુ મોં મને બતાવશો નહીં. "કુંભનદાસને પ્રભુ સિવાય કોઇની અપેક્ષા નથી. શ્રીગોવર્ધનધર અને શ્રીવલ્લભ સિવાય બીજા કશામાં તેમની આસકિત કે ગતિ-મતિ-રતિ નથી."

જીવે સંસારના વિષયસુખમાં પડીને જીવનનું ધ્યેય ચુકવું નહીં. નિર્વાહની ચિંતા કરવી નહીં. ભગવાન વિશ્વંભર છે. બધાનું એ પુરું કરે છે, પક્ષીને ચાંચ આપી તો તેને અણવાનું પણ પ્રભુ આપે છે.

**"ચંચુ દીધી જે ધણી તે જ આપશે ચેણ"**

ભગવાન મનુષ્યને જન્મ આપે છે. તો તે ભગવાન તેનું ભરણપોષણ કરશે જ. ગજનાં પગલામાં સર્વ પ્રાણીના પગલાં સમાઇ જાય છે. તેમ ભગવાનની ભકિતમાં સર્વ કાંઇ આવી જાય છે. જે કંઇ કરવું હોય તે પ્રભુ નિમિત્તે પ્રભુને નિવેદન કરીને કરવું. જીવનને શુદ્ધ અને સુખી બનાવવાનો આજ રામબાણ ઉપાય છે.

શ્રીહરિરાયજી પ્રભુને મહાન ગણે છે અને એની બનાવેલી વસ્તુઓને ભગવાન કરતાં તુચ્છ ગણવાની શિક્ષા આપે છે. તે વાત તો બરાબર છે. પરંતુ મનુષ્યની પાસે ભગવાને બધી વસ્તુઓ ઉપરાંત બધુ સમજવા માટે મનરૂપી મણિની તેને ભેટ આપી છે. મનુષ્ય મનમાં જેવું વિચારે એવું વાણી દ્વારા બોલે છે અને તે બોલે છે તેવું તે આચરે છે. મનુષ્ય મનથી અમુક કરવા ઇચ્છે છે અને બુદ્ધિથી એથી જુદું કરે છે. આથી મન અને બુદ્ધિ વચ્ચેનો સંઘર્ષ ચાલે જ જાય છે. વિદ્વાનો, જ્ઞાનીઓઃ પંડિતો એમ કહે છે

કે મનુષ્ય જે જે કાર્ય કરે એમાં તેણે બુદ્ધિનું માર્ગદર્શન લેવું જોઇએ. મન કહે તે પ્રમાણે માણસે કરવું કે બુદ્ધિ કહે તે પ્રમાણે માણસે કરવું ? અહીં વિચાર આવે કે મન તો અનેક ઇચ્છાઓ કરી, સારી ખોટી, પણ તે બધી કંઇ પૂરી કરી થવી શકય હોતી નથી. એટલે બુદ્ધિના આદેશથી વિવેક દાખવીને માણસે પગલું ભરવું જોઇએ.

ભકત કવિ દયારામભાઇ "મન મતિ સંવાદ" નામના કાવ્યમાં કહે છે. કે : મન બુદ્ધિને કહે છે કે "હે બુદ્ધિ, હુ બહું દુઃખમાં છું. હું સમજું છું. કે ભગવાન મોટા છે. માટે મારે તેમનું ભજન કરવું જોઇએ. વિષયોનું સુખ તો હરિના ભજન આગળ તુચ્છ છે. છતાં મારાથી હરિનું ભજન કેમ થતું નથી ?" બુદ્ધિ એનો જવાબ આપે છે, "હે મન ! જયાં સુધી તારી તૃષ્ણા જશે નહીં ત્યાં સુધી તારાથી પ્રભુ ભજન થશે નહીં." મન એનો જવાબ આપે છે, "હે બુદ્ધિ ! કોઇ પણ વસ્તુનો પૂરેપૂરો ભોગ ન થાય ત્યાં સુધી મને શાંતિ થતી નથી. મારી વિષય સુખની તૃષ્ણા આ કારણે વધતી જાય છે." બુદ્ધિ તેનો જવાબ આપે છે. "સુખનો પૂરેપૂરો ઉપભોગ કરવાથી વિષય વાસના દૂર થતી નથી. અગ્નિમાં ઘી હોમીયે તેમ અગ્નિ વધે છે, તેમ વિષયસુખો વિશેષ ભોગવવાથી તે ભોગવવાની વાસનાઓ વધે છે. જેમ કૂતરું કોઇ જગ્યાએ એંઠા રોટલાનો ટુકડો પડયો હોય તો તે ખાવાનું મન કરે છે. તેમ કરવા જતાં કોઇ તેને મારે, તો પણ તે ખસતું નથી. તેમ હું બહુ બહુ પ્રયત્ન કરું છું, પણ મારું મન વિષયો તરફ જવામાંથી અટકતું નથી. ત્યારે બુદ્ધિ કહે છે, "ભલે તારું મન તારા કબજામાં ન હોય પણ તારા તનને તું કાબુમાં રાખ. જો લક્ષ્યને વીંધવું હોય તો કામઠીમાં તીર ચઢાવવું જ જોઇએ. તેમ મનને વશ રાખવા પ્રયત્ન કરવો જોઇએ. તે માટે ભગવદીયોનો સંગ કરવો જોઇએ." મન એનો જવાબ આપે છે, "તારું કહેવું તો સાચું છે. પણ એવું બને છે કે જયાં સુધી ભગવદીયોનો સંગ હોય છે ત્યાં સુધી મન શાંત રહે છે. જેવો સંત્સંગ તૂટ્યો એટલે મન પાછું હતું તેવું ને તેવું બની જાય છે. જેમ હાથી શરીરને સ્વચ્છ કરવા પાણીમાં પેસે છે એટલે તે સ્વચ્છ બની જાય છે, પણ પાછો બહાર આવીને ધૂળમાં ખરડાઇ જાય છે. મનની પણ આવી જ સ્થિતિ છે."

બુદ્ધિ મનને સમજાવે છે, "તારી વાત તો સાચી છે, પણ મન ઘણા વખતથી આવું કરવા ટેવાઇ જવાને કારણે તે એકદમ અંકુશમાં આવતું નથી, મોટા મોટા ઋષિમુનિઓ પણ હજારો વર્ષના તપ પછી પણ મન આગળ માંકડા બની ગયા છે. તેમ હોવા છતાં પણ નાહિંમત થવાની જરૂર નથી.

નિરાશ થવાની જરૂર નથી. મન ગમે તેટલી દોડાદોડી કરે, પણ તેને સત્સંગમાં જોડેલું રાખવા પ્રયત્ન કરવો તેનાથી પ્રભુ કૃપા કરીને મનને કાબૂમાં લાવશે.''

**''લાખ વાતની વાત કહું મન સાંભળ સાચી,**
**કૃષ્ણનામ રટ અચળ વાત રાક જાણી કામી.''**

પ્રભુનો આશ્રય કરનારને મન સતાવી શકતું નથી. સિંહ આગળ શિયાળનું શું જોર ? માટે સતત સત્સંગનો આશ્રય કરવાથી ધીમે ધીમે મન વશ થતાં તે વિચારશે કે, ''પ્રભુ મહાન છે અને બાકીની બધી વસ્તુઓ તેમની આગળ તુચ્છ છે.'' આમ સતત વિચાર કરવાથી જીવ પ્રભુની મહત્તા વિચારતો થશે એટલે તેનું કામ બની ગયું.

દયારામ ભગવાનને તારનાર ગણે છે, ભગવાનને આશ્રયે રહેનારને માયા કંઈ કરી શકતી નથી. તે માટે તેઓ કહે છે કે,

**'ભકત તે ભકિત સ્વરૂપ છે, તેને માયા ન નડે લેશ,**
**તે થકી સ્ત્રી મોહાય નહીં, મોહ પામે પુરુષને વેશે.'**

માયા એ સ્ત્રી છે ને ભકિત પણ સ્ત્રી છે. ભકત એ ભકિતનું સ્વરૂપ છે એટલે ભકત પણ સ્ત્રીરૂપા થયો. સ્ત્રી સ્ત્રીથી મોહ નહીં પામે. તેથી ગમે તેવો મહાન પંડિત હોય પણ જો તે ભકત ન થાય તો એનું જીવન નકામું છે, કારણ કે તેને માયા રૂપી સ્ત્રીથી ફસાઈ જવાનો સંભવ છે. માટે જીવે ભકિતરૂપી ખીલડો પકડી રાખવો. જેથી માયારૂપી ઘંટીમાં તે પિસાઈ જશે નહીં. - ૪.

ભગવદ્ભાવના પોષણ માટે શ્રીહરિરાયજી નીચેનાં સાધનોનું નિરૂપણ કરે છે કે :

૧. આત્મનિવેદન કર્યું તેનું વૈષ્ણવે સતત અનુસંધાન રાખવું.
૨. તાદૃશી ભગવદીયજનનો સંગ કરવો.
૩. પ્રભુના સ્વરૂપાનંદનાં દર્શનરૂપી ફળ પોતાની પરિસ્થિતિ જોતાં દુર્લભ છે એવી સ્ફૂરણા કરવી.
૪. પ્રભુ સિવાય અન્યત્ર તુચ્છપણાનો ભાવ વિચારવો.

## શ્લોક પાંચમો

**"અત્યાર્ત્યા દર્શનાદિનાં તથા તાપોદયાદપિ ।**
**તદવસ્થા ભાવનેન વૈરાગ્યેણ ગૃહાદિષુ" ॥૫॥**

**શબ્દાર્થ : અતિ+આર્ત્યા**-અત્યંત આર્તિ રાખવાથી; **દર્શના દિનાં**-દર્શન વગેરેમાં; **તથા**-અને; **તાપ+ઉદયાત્+અપિ**-તાપ ભાવનાનો ઉદય થવાથી; **તદ્**-એ; **અવસ્થા**-સ્થિતિની; **ભાવનેન**-ભાવના કરવાથી; **વૈરાગ્યેણ**-વૈરાગ્ય રાખવાથી; **ગૃહાદિષુ**-ઘર વગેરેમાં.

**શ્લોકાર્થ :** પ્રભુનાં દર્શન આદિમાં અત્યંત આર્તિ રાખવાથી, તાપના ઉદયથી, તાપ અવસ્થાની ભાવના કરવાથી અને ગૃહાદિમાં વૈરાગ્ય રાખવાથી જીવના ભગવદ્ ભાવને પોષણ મળે છે - ૫.

**વિવરણ :** શ્રીહરિરાયજી ભગવદ્ભાવના પોષણ માટેનું સાધન નિરૂપણ છે કેઃ

**અત્યાર્ત્યા દર્શનાદિનામ્ (અતિ+આર્તિ+દર્શન+આદિનાં)**

જીવે પ્રભુના દર્શનની અતિ આર્તિ રાખવી. એકલી આર્તિ રાખવાની આજ્ઞા નથી, પણ અતિશય આર્તિ રાખવાનું કહ્યું છે. જેમ જીવને પાણીમાં ડુબાડવામાં આવે, ત્યારે તે હવા માટે પાણીમાં તરફડે તેમ જીવે પ્રભુનાં દર્શન માટે તરફડવું જોઇએ. શા માટે ? તો જવાબ એ છે કે પ્રભુએ જીવને વચન આપ્યું છે કે "જયારથી તેણે બ્રહ્મસંબંધ લીધું, ત્યારથી તું મારો થયો છે અને હું તારો થયો છું. હું તને કદી છોડીશ નહીં." પ્રભુએ આપેલાં આશ્વાસનનાં આ વચનોમાં વૈષ્ણવને પૂર્ણ શ્રદ્ધા છે કે પ્રભુ જરૂર તેને દર્શન આપશે જ.

**આવન કહે ગયે અજહૂ ન આયે પિય, સબ નિસિ બિતી મોહે ગિનતહી તારે**
**દીપક જયોતિ મલિન ભઇ હૈ, કિન દુતિયન બિરમાયે પ્યારે ॥૧॥**
**તમચર બોલે બગર સબ ખોલે, ફૂલે કમલ મધુપ ગુંજારે ।**
**'તાનસેન' કે પ્રભુ તુમ બહુ નાયક, તોઉ મેરે નૈનન કે તારે ।**

ગોપી ભગવાનને આપેલા વચન અનુસાર તેમના પધારવાના સમયની રાહ જોઇ રહી છે. વિચારે છે કે 'પ્રભુ આવવાનું તો કહી ગયા છે, પણ હજુ સુધી આવ્યા નથી. આકાશના તારા ગણતાં ગણતાં મારી આખી રાત વીતી ગઇ છે. દીવાનો પ્રકાશ પણ ઝાંખો થયો છે. બીજી કોઇ દૂતીએ મારા શ્યામસુંદરને ભરમાવીને રોકી રાખ્યા હશે ? સવાર થતાં કૂકડાઓ પણ બોલવા લાગ્યા અને ખીલેલાં કમળના ફૂલ પર ભમરાઓ પણ ગુંજારવ કરવા

લાગ્યા, પણ મારા નયનોના તારા એવા શ્યામસુંદર હજુ સુધી પધાર્યા નહીં. પ્રભુ ક્યારે પધારશે તેની આતુરતાપૂર્વક દર્શનની લાલસાથી ગોપી રાહ જોઇ રહી છે.'

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે જીવને પ્રભુના દર્શનની આવી તાલા વેલી થવી જોઇએ. જેમ ગોપીજનને શ્યામના મિલનની ઉત્કટ ઇચ્છા છે, તેથી તે આવો તલસાટ મનમાં અનુભવે છે. તેવો તલસાટ જીવને પ્રભુદર્શન માટે થાય ત્યારે તેના ભાવનું પોષણ થાય.

રાસના સમયે ગોપીજનોને સહેજ સૌભાગ્યમદ થયો, એટલે પ્રભુ તેમની વચ્ચેથી અદશ્ય થઇ ગયા, ત્યારે ગોપીજનોને પ્રભુનાં દર્શનની જે આર્તિ થઇ તે અવર્ણીયનીય હતી. તેમને નયનથી અને મનથી પ્રભુદર્શનની તૃષા લાગી. પ્રભુ સિવાય તેમનાથી રહી શકાતું નથી. તેથી તેઓ દીનભાવે પ્રભુને દર્શન આપવા આજીજી કરે છે. પ્રભુ કહે છે, "હું ક્યાં તમારાથી દૂર છું. હું તો તમારા અંતઃકરણમાં બેઠેલો છું. જુઓને! હું તમારી સાથે વાતો નથી કરતો ? પછી તમે મને પ્રગટ થઇ દર્શન આપવા શા માટે કહી રહ્યા છો?" ગોપી કહે છે, "પ્રભુ ! અંતરના પ્રભુ નયનોની તૃષા છીપાવી શકતા નથી. અમારી આંખો ધરાઇ ધરાઇને આપના સ્વરૂપામૃતને પીવા ચાહે છે. કૃપાનાથ ! જો આ આંખોથી આપના સ્વરૂપનાં પ્રત્યક્ષ દર્શન અમને ન થાય તો આંખોનું શું પ્રયોજન છે ?" **અક્ષણવતાં ફલમિદમં ન પરમ વિદામઃ** જેણે એકવાર આપના સ્વરૂપને સર્વ ઇન્દ્રિયો વડે અનુભવ્યું છે. અથવા આપના શ્રીમુખને જેણે નેત્રો દ્વારા હૃદયમાં ઉતાર્યું છે, તેની જ ઇન્દ્રિયો સફળ થઇ છે. તે જ નેત્રોએ ફલ પ્રાપ્ત કર્યું છે. નેત્રવાળાને આપનાં દર્શન સિવાય બીજું કોઇ ફળ હોય તેમ અમે માનતાં નથી.

**માઇરી સાંવરો જબ તે દષ્ટિ પર્યો ।**
**વેશ કિશોર શ્યામઘન સુંદર, અંગ અંગ પ્રેમ ભર્યો ॥૧॥**
**ટેઢી પાગ લટકિ રહી વામભાગ, તાપર પેચ જરાય જર્યો ।**
**સાજે બાગે રસ અનુરાગે, મનમથ માન હર્યો ॥૨॥**
**મોતન હેર હસે મનમોહન, તબ તે સુધબુધ સબ વિસર્યો ।**
**શ્રીવિઠ્ઠલ ગિરિધન છબીલો, નયન માંઝ અર્યો ॥૩॥**

ગોપીએ એક જ વાર શ્યામસુંદરને નિહાળ્યા છે અને તેમની છબી તેનાં અંતરમાં જડાઇ ગઇ છે. તે મનમાં ને મનમાં વિચારે છે કે, 'શ્યામસુંદરનો કેવો મનોહર વેશ છે ? કેવો સુંદર તેમનો દેહ છે ? જેના પ્રત્યેક અંગમાં પ્રેમ જ ભર્યો છે. ડાબી બાજુએ એની વાંકી પાઘ લટકી રહી છે. તેના પર

સુંદર અણમોલ સિરપેચ જડેલો છે. વળી તેમણે સજેલાં વસ્ત્રો એવાં આકર્ષક છે કે તેમને જોતાં જ તેમને આલિંગવાનો ભાવ જાગે છે. મારી વાત તો ઠીક છે, પણ સ્વયં કામદેવ પણ તેમને જોતાં જ મૂર્છિત થઈ જાય. આવા શ્યામસુંદર પ્રભુએ મારા પર કૃપા કરવા માટે મારી તરફ દૃષ્ટિ કરી અને મંદમંદ હસવા લાગ્યા. તેમણે મારા પર એવો કટાક્ષ ફેંકયો કે હું મારું દેહાનુસંધાન પણ ભૂલી ગઈ. હવે મારી આંખોમાં તેમની મધુર મનોહર છબી ચોંટી ગઈ. તે એવી દૃઢ થઈ ગઈ છે કે તેને હું દૂર કરી શકતી નથી.'

દર્શનની આવી ભાવના જેવી ગોપીની છે, તેવી વૈષ્ણવની થાય તો તેના ભાવનું સારી રીતે પોષણ થઈ શકે. વૈષ્ણવની પણ એજ અભિલાષા હોય છે કે પ્રભુ દર્શન જે અંતરનો વિષય છે તે આંખોનો વિષય બને. વૈષ્ણવ પરોક્ષાનુભૂતિની નહિ પણ પ્રત્યક્ષ દર્શનની અભિલાષા રાખે છે. અગોચર ભગવાનને ગોચર બનાવવાની ઇચ્છા રાખે તોજ તેનો ભગવદ્‌ભાવ વધતો જ જાય. તેની આંખો સદાય હરિદર્શનની પ્યાસી જ રહેવી જોઈએ. જ્યાં સુધી તે આંખો પ્રભુનાં દર્શન ન કરે ત્યાં સુધી તે ઉદાસીન જ રહેવી જોઈએ.

વૈષ્ણવે અનોસરમાં પોતાના હૃદયમાં લીલાપરિકર સહિત પ્રભુનાં દર્શનનું ચિંતન કરવું.

**"શ્રીનાથજીકો ધ્યાન મોહે નિશદિનારી માઈરી**
**લાલપાગ, તિલક ભાલ, ચિબુકવેસર, માલકંઠ**
**કર્ણફૂલ મંદહાસ, લોચન અતિ સુખદાઈ."**

પ્રભુનાં આવાં સ્વરૂપનાં દર્શન માટે વૈષ્ણવે સૈદેવ ચિંતન કરતાં રહેવું જોઈએ. દયારામભાઈ કહે છે કે, "દોરડા પર ચાલનારો નટ આજુબાજુ ઘણો શોરબકોર થતો હોય તો પણ એની દૃષ્ટિ પેલા દોરડા પરથી હટાવતો નથી. જેથી દોરડા પર તે સરળતાથી ચાલી શકે છે." બીજું દષ્ટાંત તેમણે આપ્યું કે, "પનિહારી માથે બેડાની હેલ મૂકીને આવતી હોય છે, વાતો કરતી હોય છે, પણ તેું ધ્યાન પેલા બેડામાં હોય છે." તેવી જ રીતે વૈષ્ણવે પણ સંસારમાં સાક્ષીવત્ રહી, મન પ્રભુમાં જોડેલું રાખવું. જેથી તેને સતત ભગવદ્ દર્શનની અભીપ્સા રહે. કોઈ દિવસ ભગવદ્ દર્શનથી ધરાઈ જવું નહીં. નેત્રો પ્રભુના સ્વરૂપમાંથી દૂર ખસે જ નહીં. એવું મનમાં વૈષ્ણવને થાય ત્યારે પ્રભુ પ્રત્યક્ષ અનુભૂતિ કરાવે.

**"કમલમુખ દેખત તૃપ્ત ન હોય"**

ભગવાનનું મુખકમલ જોઇને વૈષ્ણવને કદી તૃપ્તિ ન થવી જોઇએ. જેને પ્રભુનાં દર્શનનું સૌભાગ્ય મળ્યું હોય, જેને પ્રભુમાં પ્રેમ જાગ્યો હોય તેને દર્શનનો મર્મ સમજાય અને તેનાં જ દર્શન સાર્થક થાય. જેમ ચકોર પક્ષીની દષ્ટિ ચંદ્રનો ઉદય. થતાં તેના પર ચોંટેલી જ રહે. એક પળ પણ ચંદ્રથી દૂર થતી નથી, તે જ રીતે સ્વરૂપનાં દર્શનની આર્તિ જે વૈષ્ણવના હૃદયમાં જાગી છે તે એક વખત પ્રભુ પર પોતાની દષ્ટિ કરે છે, પ્રભુના સ્વરૂપામૃતનું પાન કરે છે ત્યારે તેના હૃદયમાં અરે ! તેના રોમરોમમાં આનંદની છોળો ઊઠે છે, પણ દર્શનનો મર્મરૂપી આવો ભાવ કોઈ વીરલા જ સમજે છે. માટે પ્રભુ ગોપી પાસેથી ન ખસે, બીજે ન જાય માટે, શ્રીઠાકોરજીને તે વિનંતી કરે છે કે,

**"અનત ન જઇએ પિય, રહીયે મેરે હી મહલ."**

આનું નામ છે દર્શનની અભિલાષા.

શ્રીહરિરાયજી પ્રત્યેક વૈષ્ણવને ભગવદ્ભાવના પોષણ માટે પ્રભુનાં દર્શનની આવી આર્તિ જાગે તેવી આજ્ઞા કરે છે. જે તાદશીજન છે તેને જ આવાં દર્શનનો મર્મ સમજાય છે.

દયારામભાઇ પ્રભુના દર્શન માટે ભકતને પ્રેમ થાય, એના ચાર લક્ષણો બતાવે છે. પહેલું છે દગરુચિ, આંખને પ્રભુનાં દર્શન કરવાની વારંવાર રુચિ થાય. ત્યારે તેને દર્શનમાં અલૌકિક આનંદ આવે. સૂરદાસજીએ ગાયું છે કે,

**"લોચન લાલચી ભયે"**

શ્રીઠાકોરજીના સ્વરૂપને જોઇને આંખો તેમનું સ્વરૂપ નિરખવાની લાલચમાં પડી જાય. નેત્રને તેમાં જ આનંદ આવે.

**"મોહન બિન મન ન રહે, કહાં કરૌ માઈ,**
**કોટિ ભાંતિ કરી નહિ માને સમજાઇ."**

લૌકિકમાં વૈષ્ણવને સંસારની અનેક તકલીફો વેઠીને પણ તેને પ્રભુદર્શનની લાલસા જાગે તેનું નામ "દગરુચિ". પ્રેમનું બીજુ લક્ષણ છે સ્મૃતિ. પ્રભુનું સ્મરણ વારંવાર જેના મનમાં થયા કરે તેનું નામ સ્મૃતિ. ગોપીએ શ્રીઠાકોરજી સાથે એક દિવસ જે લીલા કરેલી તેનું તેને સ્મરણ થઇ આવે છે. ઠાકોરજી તેને પૂછે છે, "હે ગ્વાલિન ! તારી છાશ ખૂબ મીઠી છે. તે દૂધમાં એવું શું મેળવણ નાંખ્યું છે કે તારી છાશ આટલી મધુર લાગે છે ?" ગોપીની સમક્ષ પ્રભુનું સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે, અને તે વિચારે છે કે "પ્રભુએ તે દિવસે મારો મનોરથ કેવો પૂર્ણ કર્યો હતો? તેનું સ્મરણ થઇ આવતાં તેની સ્મૃતિ જાગૃત થાય છે ને પ્રભુના એવા સ્વરૂપનાં દર્શન કરવા ભાવવિભોર બને છે."

સ્મરણ એ મનનો એક ધર્મ છે. વારંવાર થતું પ્રભુનું સ્મરણ જીવના પ્રભુ માટેના ભાવમાં અભિવૃદ્ધિ કરનારું પરિબળ બને છે. પ્રભુમાં પ્રેમ થાય ત્યારે જીવને દર્શનની અભિલાષા જાગે છે અને દર્શનમાંથી મિલનની ઝંખના જાગે છે, ત્યારે એમ થાય છે કે,

**"તે પદ કયારે દેખશું, જે ગોધન પૂંઠે જાયજી"**

ભગવાન જયારે ખુલ્લાં ચરણોએ ઉતાવળા ઉતાવળા ગાયો ચરાવવા વનમાં જતા હોય છે, ત્યારે વ્રજાંગનાઓને એમનાં દર્શનની તીવ્ર અભિલાષા જાગે છે. પરિણામે તેમને પ્રભુસ્વરૂપનાં દર્શનની તથા લીલાદર્શનથી જિજ્ઞાસા જાગે છે.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે "ભાવના પોષણ માટે વૈષ્ણવે આંખોને પણ દર્શન કરવાની ટેવ પાડવી જોઇએ. જેમ કમળના ફૂલનો રસ લેવા માટે ભમરો વારંવાર તેના પર ઘૂમરાયા કરે છે અને કમળમાં પેસી જાય છે. સૂર્યાસ્ત થતાં કમળતો બીડાઇ જાય છે, ત્યારે કમળમાં રહેલો ભમરો મનમાં ને મનમાં વિચારે છે કે 'સવારે કમળ ખૂલશે ને ! ત્યાં સુધી હું અંદર રહીને આનંદ માણીશ." તે જ રીતે વૈષ્ણવે પણ પ્રભુનાં સ્વરૂપદર્શનની એવી લગની લગાડવી જોઇએ કે ગમે તે ભીડમાં પણ તેની આંખો તો પ્રભુના સ્વરૂપમાં જ ચોંટેલી રહેવી જોઇએ. તેને મનમાં એમ લાગવું જોઇએ કે 'પ્રભુતો મારા પ્રીતમ છે.' પ્રીતમનાં દર્શન કરતાં આંખોને એમ લાગવું જોઇએ કે આ રૂપસાગરમાં પ્રેમામૃત ભર્યું છે. તો તેના અંતઃસ્થલમાં જઇને હું તે પ્રેમામૃતનું પાન કરું. જેમ જલ પર કોઇ ખાલી વસ્તુ મૂકવામાં આવે તો તે તરે જશે, પણ જો તેને ડુબાડવી હોય તો તેમાં કંઇક ભરવું પડશે. ઘડાને વજનદાર કરવો પડશે. જયારે તે વજનદાર થશે ત્યારે તે જળમાં જઇને ડૂબી જશે. તે જ ન્યાયે ભકતની આંખો જો પ્રેમ અને અમૃતથી ભરેલી હશે તો પ્રભુમાં રૂપસમુદ્રમાં ઊંડે સુધી પહોંચીને તેમાં ડૂબીને સ્થિર થઇ જશે. જેમ સમુદ્રના ઊડાંણમાં ગયેલો મનુષ્ય તેના અંતઃસ્થલમાં રહેલાં મોતીને પ્રાપ્ત કરે છે, તે રીતે જો ભકતોની આંખો પ્રેમામૃતથી ભરેલી હશે તો પ્રભુના હૃદયસ્થલ સુધી પહોંચી ગિરિધર રૂપી મોતીનો સ્પર્શ કરી શકશે. દુર્લભ એવા અપ્રાપ્ય નિધિનો ખજાનો તેની આંખો દર્શન દ્વારા લૂંટતી રહેશે. વૈષ્ણવ પાસે દર્શન માટે હૃદયનો આવો ભાવ હોવો જોઇએ.

વૈષ્ણવે એક વાત વિચારવા જેવી છે કે ઘણી વખતે તે મંદિરમાં દર્શન કરવા જાય છે, ત્યારે લોકોની ભીડમાં તે ધક્કામુક્કી કરવા લાગે છે. તેને એમ લાગે છે કે "હું દર્શન ઝટ કરી લઉં, હમણાં ટેરો આવી જશે." આવી

ઉતાવળમાં ધક્કામુક્કી થાય છે. દર્શન કર્યાં ન કર્યાં અને તે ઘેર પાછો વળી જાય છે. મન મનાવે છે કે, "આપણે શ્રીઠાકોરજીનાં દર્શન કર્યાં તેનાં કરતાં પણ આપણા ઉપર શ્રીઠાકોરજીની દૃષ્ટિ પડી એટલે બસ. તેઓ તો બધાને જુએ છે ને !" એમ કહીને તે ચાલ્યો જાય છે. આ દર્શનનો ભાવ નથી. આપણે શ્રીઠાકોરજીને જોઇએ ત્યારે આપણી આંખો અને શ્રીઠાકોરજીના નયનકમળ એકાકાર થાય. ત્યારે જ આપણે તેમના નયનમૃતનું પાન કરી શકીએ. તેનું નામ સાચાં દર્શન. આવાં દર્શનથી વૈષ્ણવના હૃદયમાં દર્શન માટે આર્તિ કે ઉત્કટ તાલાવેલી જાગે છે તેથી તેને હૃદયમાં દર્શનની અભિલાષા વારંવાર થાય, એવો ભાવ જાગે છે. આપણે તો દર્શન કર્યાં. આંખો તો પ્રભુ સામે અને જીવ ઘર તરફ. આનાં કરતાં તે દર્શન ન કરવાં એ વધુ સારૂં. પ્રભુનાં દર્શનમાં ભાવ જોઇએ, જેમ ભાવ વિનાનું ભોજન નકાનું છે તેમ આર્તિ વિનાનાં દર્શન વ્યર્થ છે. દર્શનમાં તો પ્રભુના સ્વરૂપનો આનંદ માણવો જોઇએ અને દર્શન કરતાં જ **"ભરભર આવે નૈના, ચિત્ત ન પડે ચૈના"** જેવું થવું જોઇએ. ફરીથી મને દર્શન ક્યારે થશે ? એવો ભાવ હૃદયમાં થવો જોઇએ. દર્શન કરી રહ્યા પછી નેત્રોમાં અશ્રુ ભરાઇ આવે. ત્યારે દર્શનની સાર્થકતા છે.

આવાં દર્શન કરવાથી ભકતના હૃદયમાં તાપનો ઉદય થશે. હવે શ્રીહરિરાયજી ભકતના હૃદયમાં ભાવના પોષણ માટે બીજું સાધન બતાવે છેઃ

**તથા તાપોદયાત્ તદવસ્થા ભાવનેન**

વૈષ્ણવના હૃદયમાં પ્રભુ-મિલનનો તાપ પ્રગટ થવો જોઇએ અને એ તાપના પ્રાગટ્ય પછી તે તાપનું વૈષ્ણવે ભાવન કરવું જોઇએ. પુષ્ટિમાર્ગ એ તાપકલેશનો માર્ગ છે. તેનું સ્પષ્ટ પ્રમાણ આપણે જોઇએ.

એક સમયે શ્રીગુસાંઇજી અંતરંગ સેવકો સાથે આનંદ પ્રમોદની વાર્તા કરી હસતા હતા. તેઓ અને તેમના સાથીદારો બધા ભેગા મળી હાંસીખેલ કરતા હતા. તે વખતે શ્રીમહાપ્રભુજીના અંતરંગ સેવક શ્રીદામોદરદાસજી ત્યાં આવી પડ્યા. તેઓ પણ શ્રીગુસાંઇજીની સન્મુખ બેઠા અને વિનયપૂર્વક શ્રીગુસાંઇજીને કહ્યું "કૃપાનાથ ! આ માર્ગ હાંસીખેલનો નથી, પણ તાપ કલેશનો છે."

ત્યારે શ્રીગુસાંઇજીએ તે વાતને કબૂલી કહ્યું, "દામોદારદાસજી ! તમે આ જે કંઇ કહ્યું તે શ્રીમહાપ્રભુજી તમારા હૃદયમાં બિરાજી મને આજ્ઞા કરી રહ્યા છે એમ હું માનું છું."

આ પ્રસંગથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ સમજવાનું કે પુષ્ટિમાર્ગીય ફલ જ વિહર આર્તિ છે. આર્તિ એટલે આતુરતા. આતુરતા પણ અતિશય સમજવી.

જયારે ભકતના હૃદયમાં પ્રભુ પધારે છે ત્યારે તેનું હૃદય શુદ્ધ થયેલું હોય છે. તેથી સિદ્ધ થાય છે કે ભકતના હૃદયમાં જયારે કામ ક્રોધાદિ દોષો દૂર થાય છે અને હૃદય દોષરહિત બને છે ત્યારે પ્રભુ ભકતના હૃદયમાં નક્કી પધારે છે. તે વખતે ભકતના હૃદયમાં પ્રભુનાં દર્શનનો તીવ્ર તાપકલેશ જાગે છે. તે તાપકલેશ અથવા પ્રભુનાં દર્શનની તીવ્ર આતુરતા એ જ પરમ આર્તિનો ભાવ છે. આ ભાવ પ્રભુ જયારે ભકતના હૃદયમાં રહીને ભકતમાં જગાડે છે ત્યારે ભકતને એમ થાય છે કે 'હું પ્રભુને કયારે મળીશ ? કયારે એમનાં દર્શન કરીશ ?' આવું ભકતના હૃદયમાં થવું એનું નામ જ તાપકલેશ. એ તાપકલેશ ભકતના હૃદયમાં રહીને પ્રભુ જ પ્રગટાવે છે. આવા વિરહતાપને અથવા પરમ આર્તિને જ ભગવાન મહોત્સવરૂપ જાણે છે. આ તાપકલેશ દુઃખ નથી. પણ પુષ્ટિ ભકત માટે મહોત્સ્વ છે. શુદ્ધ પુષ્ટિ ભકત બનતાં ભકતને આવો તાપ કલેશ થવો જ જોઇએ.

આવો વિરહતાપ સમજવા આપણે વ્રજભકતોને યાદ કરવાં પડશે. જયારે જયારે વિરહતાપની વાત આવે ત્યારે વ્રજભકતો દ્વારા જ જીવ વિરહતાપ શું છે તે સમજી શકશે. વ્રજભકતોના હૃદયમાં ભગવાન બિરાજતા હતાં. તેથી વ્રજભકતોનાં મન પ્રભુભાવથી ભરેલાં બની ગયા હતાં. તેને કારણે આ વ્રજભકતો પોતાના ગૃહકાર્યો પણ પૂરાં કરી શકતા નહીં. આખો દિવસ તેમનું મન તો પ્રભુમાં જ જોડાયેલું રહેતું. તેઓ વેણુગીત, યુગલગીતનું ગાન કરી પ્રભુ મિલનનો આનંદ પ્રાપ્ત કરતાં. રાસપંચાધ્યાયીમાં ગોપીજનોને સૌભાગ્યમદ થતાં પ્રભુ તેમની વચ્ચેથી અંતર્ધાન થઇ ગયા. તે વખતે ગોપીજનોને અત્યંત વિરહતાપ થયો. તે એવી ચરમ કક્ષાએ પહોંચ્યો કે તેમને વિરહઆર્તિની અંતિમ દશા પ્રાપ્ત થઇ. શ્રીયમુનાજીના કાંઠે તેઓ વલોપાત કરતાં કરતાં રૂદન કરવાં લાગ્યાં. "અરેરે ! પ્રભુ ! તમારાં દર્શન હવે કયારે થશે ? આપના વિરહની એક એક ક્ષણ, પ્રભુ ! અમને યુગ સમાન લાગે છે." ગોપીજનોના હૃદયની આર્તિનો પોકાર પ્રભુને કાને પડતાં અંતર્ધાન થયેલા પ્રભુ તેમની સમક્ષ પ્રગટ થયા અને મહારાસમાં પ્રત્યેક ગોપીજનને ભગવાને રસદાન કર્યું.

પુષ્ટિમાર્ગમાં ગોપીજનોને પ્રભુનાં પુનઃપ્રાગટ્યનાં જે દર્શન થયાં તે અત્યંત વિપ્રયોગ આર્તિનું ફળ હતું. પુષ્ટિમાર્ગ તાપ કલેશનો માર્ગ છે. શ્રીકૃષ્ણના વિયોગરૂપ આર્તિ-તાપ કલેશ અધિક, તેમ પ્રભુ ભકતની સન્મુખ શીઘ્ર પ્રગટ થાય અને રસદાન પણ શીઘ્ર કરે. માટે તીવ્ર વિરહ આર્તિ એ પુષ્ટિમાર્ગમાં મહામહોત્સવરૂપ છે. શ્રીમહાપ્રભુજી નિરોધલક્ષણ ગ્રંથમાં આજ્ઞા કરે છે કેઃ

**ક્લિશ્યમાતન્ જનાન્ દષ્ટવા કૃપાયુક્તો યદા ભવેત્ ।**
**તદા સર્વ સદાનંદં હૃદિસ્થં નિર્ગતં બહિઃ ॥ (નિ. લ. ૭)**

જ્યારે નિજજનોનાં હૃદયમાં તાપ કલેશ થાય છે, ત્યારે દયાળુ પ્રભુ જેઓ ભકતના હૃદયમાં જ રહેલા હોય છે, તે કૃપા કરીને ભકતના હૃદયમાંથી બહાર પ્રગટ થઇ ભકતને દર્શન આપે છે..

પ્રભુ ભાવાત્મક છે. તેઓ શ્રીમહાપ્રભુજીની હૃદયશય્યા પર શયન કરે છે. મંગલાચરણમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે, "હૃદયરૂપી શેષશય્યા પર લીલારૂપ ક્ષીરસાગરમાં શયન કરનાર અને અનેક લક્ષ્મીઓની (વ્રજભકતોની) લીલાથી સેવ્યમાન કલા નિધિને (શ્રીકૃષ્ણને) હું નમન કરું છું." આ પ્રકારે શ્રીમહાપ્રભુજીના હૃદયમાં પ્રભુ લીલા કરે છે. શ્રીઆચાર્યજી હૃદયમાં જેમ ભાવાત્મક પ્રભુ બિરાજે છે તેમ પ્રત્યેક વૈષ્ણવ માનવું કે પોતાના હૃદયમંદિરમાં પણ પ્રભુ બિરાજે છે, તેમ સમજી વૈષ્ણવો સર્વ કામ કરવાં. બધાં કાર્યો અહંતા-મમતા છોડીને ભગવાને અર્પણ કરીને જ કરવા. આનાથી ભકતના હૃદયમાં તાપ-કલેશનો ભાવ પ્રગટશે.

વૈષ્ણવે તાપ-કલેશને માટે વ્રજભકતોની રીત જ આચરવી. શ્રીઠાકોરજી ગોચારણાર્થે વનમાં પધારતા ત્યારે ગોપીજનો ભગવાનના વિરહમાં તેમનાં ગુણગાન ગાતાં. તેમ વૈષ્ણવે પણ ગોપીજનોની જેમ આ માર્ગમાં વિરહથી પ્રભુના વિયોગની ભાવના કરવી. સંયોગમાં સેવા દર્શન વગેરે કરવાં અને અનોસરમાં તાપકલેશ અર્થે પ્રભુનાં ગુણગાન ગાવા. જેથી વૈષ્ણવના હૃદયમાં વિરહતાનો ભાવ જાગશે. આ માર્ગમાં જેમ જેમ વૈષ્ણવ ચિત્ત લગાડીને ભગવત્ સેવા કરશે, તેમ તેમ તેનાં હૃદયમાં શ્રીકૃષ્ણનાં દર્શનનો તાપ ક્રમે ક્રમે વધશે. જયારે તાપ પરાકાષ્ઠાએ પહોંચશે ત્યારે વૈષ્ણવના હૃદયમાંથી લૌકિક દોષો દૂર થશે, દીનતા આવશે. પછી વિપ્રયોગાત્મક તાપભાવ તેના હૃદયમાં પ્રગટશે. જેથી તેનો દેહ અલૌકિક બનશે. અપ્રાકૃત દેહ પ્રાપ્ત થતાં તેને ભગવાનની લીલાનો આસ્વાદ કરવા મળશે અને રસાત્મક પુરુષોત્તમની લીલારસનો અનુભવ તે કરી શકશે.

શ્રીગુસાંઇજીના સેવક રાજા આસકરણ રમણરેતીમાં એક ટેકરી પર રાતદિવસ બેસી રહેતા અને વિપ્રયોગમાં મગ્ન રહેતા. એક વખતે હોળીના દિવસો હતા. આસકરણ ગોપકૂવાથી જશોદાઘાટ સ્નાન કરવા માટે આવતા હતા. તે વખતે તેમણે રમણરેતીમાં શ્રીઠાકોરજીની મોરલીનો નાદ સાંભળ્યો અને તેઓ દોડતા રમણરેતીમાં પાછા આવ્યા. તો ત્યાં તેમને ગોકુળ નંદાલયની લીલાનાં દર્શન થયાં. એટલે તેમનાથી એક ધમાર ગવાઇ ગઇ.

"યા ગોકુલકે ચોહટે રંગ રાચી ગ્વાલી.
મોહન ખેલે ફાગ મૈન સલોનરી રંગ રાચી ગ્વાલી."

વ્રજભકતો શ્રીઠાકોરજી સાથે ફાગ ખેલવા આવ્યાં છે. એક બાજુ શ્રીબલદેવજી સખા ગોપ સાથે છે અને બીજી બાજુ વ્રજભકતો છે. એક રસ્તો રાવલનો શ્રીસ્વામિનીજીના ઘરનો છે તે દિશામાં શ્રીસ્વામિનીજી ઊભાં છે. બીજે રસ્તે બળદેવજી પોતાના સખાઓ લઇને ઉભા છે. એક રસ્તો મહાવનનો છે. ત્યાં નંદજશોદાજી ઊભાં છે. એક રસ્તો ગાયોની ગભાણનો છે. ત્યાં ઠાકોરજી સખાઓ સાથે ઊભા છે. આમ ચારે બાજુના રસ્તે સૌ પરસ્પર હોળી ખેલી રહ્યા છે. તે લીલાનાં દર્શન આસકરણને થતાં તેમના હૃદયમાંથી આનંદ ઉભરાવા લાગ્યો. તાપ કલેશને કારણે રાજા આસકરણને આ લીલાનાં દર્શન થયાં. માટે વૈષ્ણવે હૃદયમાં વિપ્રયોગાગ્નિનો ભાવ લાવી તેને જીવન પર્યંત દઢ કરવાનો પ્રયત્ન કરવો. પોતાના મનમાં વૈષ્ણવે પ્રભુને કહેવું કે, "હે નાથ ! આપનાં દર્શન વિના હું દુઃખી છું, આપ મારી ઉપેક્ષા કયાં સુધી કરશો ? શું આપ મારો ત્યાગ કરશો ? આપ તો દયાળુ છો. તેથી મને ખાતરી છે કે આપ મારો ત્યાગ તો કરવાના નથી."

શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં આવા તાપનો ભાવ બતાવતાં શ્રીઠાકોરજીને કહે છે કે, "હે પ્રભુ ! હું ચિત્તથી, કાયાથી, વચનથી, ક્રિયાથી, જ્ઞાનથી, એમ સર્વ પ્રકારે દુષ્ટ છું. તો હે પ્રભુ ! આપ મારો અપરાધ કેટલા પ્રકારે વિચારશો ? હે પ્રભુ ! કૃપા કરો. આપ તો સર્વ સામર્થ્યયુકત છો. તેથી કદાચ આપના મનમાં આવે કે આ જીવનો મારે ત્યાગ કરવો. જો આપ મારો ત્યાગ કરશો તો મારી શું દશા થશે ? જો કોઇ ખલાસી પોતાની નૌકામાં માણસોને બેસાડી નદીની મધ્યમાં લઇ જઇને એમનો ત્યાગ કરે તો એ મનુષ્યોનું શું થાય ? એ મનુષ્યોને પાર લઇ જનારા કે ડુબાડનાર જેમ એ ખલાસી છે, તેમ આપે અમને પુષ્ટિમાર્ગની નૌકામાં બેસાડયા છે, હવે જો આપ અમારો સંસાર પાર ઉતાર્યા વિના ત્યાગ કરશો તો અમે શું કરવાના છીએ ? સંસારને પાર ઉતારવા કે સંસારમાં ડુબાડવા તે આપના શ્રીહસ્તમાં છે." આવો તાપ વૈષ્ણવે કરતાં રહેવું જોઇએ. જેથી તેના ભગવદ્‌ભાવની વૃદ્ધિ થાય.

પુષ્ટિમાર્ગમાં ઠાકોરજીની સેવા, કથા, ગુણગાન, વગેરે તાપકલેશપૂર્વક થાય તો તેને પુષ્ટિફળ મળે. માટે વિપ્રયોગ આર્તિ વૈષ્ણવે સતત કરવી. વિપ્રયોગ આર્તિ એટલે આપણે પ્રભુથી વિછુર્યા છીએ. આપણને પ્રભુનો વિયોગ થયો છે. આપણને પ્રભુનાં દર્શન કયારે થશે ? તેમજ તેમની લીલાનો રસ અમે કયારે અનુભવીશું ? આવું સતત વિચારવું. શ્રીહરિરાયજી

આજ્ઞા કરે છે કે, **તદ અવસ્થા ભાવનેન્** તાપકલેશની આવી અવસ્થાનું વૈષ્ણવે સદા સર્વદા ભાવન કરવું. તાપ કલેશ આર્તિના ભાવ વિના થતી સેવા, સંભળાતી કથા અને કરવામાં આવતાં ગુણાનુવાદ પુષ્ટિમાર્ગમાં ફળ આપી શકતાં નથી. આર્તિની સિદ્ધ માટે ભગવદીયોના સંગમાં એકાંત સ્થળે બેસીને વૈષ્ણવે નિઃસાધનતાનો વિચાર કરવો અને શરણભાવના કરવી, શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીએ રચેલા ગ્રંથોનું અવગાહન કરવુ, તેમજ પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજનાર ભગવદીયો પાસેથી એના ગૂઢાર્થ સમજવા, ત્યારે વિપ્રયોગાગ્નિ સ્વરૂપ શ્રીમહાપ્રભુજી કૃપા કરીને વૈષ્ણવને વિપ્રયોગ આર્તિનું દાન કરે. જેથી વૈષ્ણવના હૃદયમાં તાપ કલેશનું ભાવન કરવાની ભાવના પ્રગટશે.

વૈષ્ણવે સમજવું કે આખો પુષ્ટિમાર્ગ શ્રીદામોદરદાસજીની દષ્ટિએ તાપ કલેશનો જ છે. ભગવદ્ પ્રાપ્તિમાં વિરહ જ સાધન બની શકે છે. આ માર્ગમાં જેટલી આર્તિ હશે તેટલું સ્વરૂપદર્શન નજીક આવશે. જેટલું તાપની તીવ્રતાનું ભાવન થશે તેટલો ભગવાનનો આર્વિભાવ જલદી થશે.

ગજ્જનધાવનને પ્રભુનાં દર્શનમાં એટલી બધી પ્રીતિ હતી કે એક વખતે અકકાજીએ તેમને પાન લેવા મોકલ્યો, પરંતુ ઘરની બહાર પગ મૂકતાં જ એમના હૃદયમાં એવો વિરહતાપ જાગ્યો કે દુકાનનાં પગથિયામાં જ પડી ગયા. આ બાજુ શ્રીઠાકોરજી કહે, "મારો ગજ્જન આવશે ત્યારે પછી જ હું રાજભોગ આરોગીશ." જ્યારે ભકતને ભગવાન માટે આવા વિરહભાવનું ભાવન થાય ત્યારે ભગવાનને પણ ભકતના વિરહનો ભાવ જાગે છે. આવો છે પુષ્ટિમાર્ગ.

જીવને શંકા થાય કે તાપભાવનું પુષ્ટિમાર્ગમાં આટલું મહત્ત્વ કેમ ? શંકાના સમાધાનમાં સમજવાનું કે તાપભાવ ભકતના હૃદયમાં તન્મયતા જગાડે છે. તન્મયતા એટલે મરણ જેવી સ્થિતી. જ્યારે મનુષ્ય મરણ અવસ્થામાં હોય છે ત્યારે તે ભગવાન સાથે એવો અદ્વૈત બની જાય છે કે જેમ સાકર અને તેની મીઠાશ એકબીજામાં ભળી ગયાં હોય તેમ. આ ભૂમિકામાં ભકત પ્રભુના સ્વરૂપનાં પરમાનંદના અનુભવ સુધીની અવસ્થાએ પહોંચી જાય છે. એટલે વૈષ્ણવના હૃદયમાં તાપભાવ જાગે, ત્યારે પ્રભુ તેના હૃદયમાં પધારી તેના તાપમાં એટલી વૃદ્ધિ કરે છે કે તે ભકત જગતને ભૂલી જગદીશમય બની જાય છે. આથી વિશેષ ફળ શું હોય ?

શ્રીહરિરાયજી હવે ભાવપોષણ કરનારું બીજુ સાધન બતાવે છે :

**ગૃહાદિષુ વૈરાગ્યેણ (ગૃહ + આદિષુ વૈરાગ્યેણ)**

ઘર વગેરેમાં વૈરાગ્ય રાખવો, અહીં "ગૃહાદિષુ" કહ્યું છે. એનો ભાવ એમ સમજવો કે વૈષ્ણવે ઘર, પુત્ર, પતિ, પત્ની અને દેહના સંબંધીઓમાં આસકિત ન રાખવી. ગીતામાં પણ ભગવાને કહ્યું છે કે, "સંસાર તો સબળો રહે પણ મન મારી પાસ જો." ભાવનો સંબંધ મન સાથે છે. આપણે કોઇ પણ કામ કરતાં હોઇએ પણ તેમાં જો આપણું મન લાગેલું ન હોય તો તે કામ ખરાબ થયું કે સારું થયું તેનું આપણને ભાન રહેતું નથી. બધી ઇંદ્રિયો પર વર્ચસ્વ મનનું છે.

એક મોચી હતો. પોતાની દુકાનમાં બેઠો બેઠો પગરખાં સીવતો હતો. તે પોતાના કાર્યમાં એટલો નિમગ્ન બની ગયેલો કે તેની દુકાન આગળ થઇને એક વરઘોડો પસાર થઇ ગયો. તેનું પણ તેને ભાન રહ્યું નહીં. તેનું મન તેણે પોતાના કામમાં એટલું ચોંટાડી દીધેલું કે વરઘોડાના વાજિંત્રોનો નાદ પણ તેના કાને ન પડચો, કારણ કે આપણી બધી ઇંદ્રિયો મનને આધીન છે. મન જો લૌકિકમાં વૈરાગ્ય ધારણ કરે અને ભગવદ્ કાર્યમાં જ જોતે જોડાયેલું રહે તો પછી તે ગૃહ વગેરેમાં આસકત થશે નહીં. વૈરાગ્ય એટલે સંન્યાસ નહિ. વૈરાગ્ય એટલે આસકિત રહિત સંસારના કાર્યો કરવાં.

શ્રીહરિરાયજી આપણને ગૃહવગેરેમાં વૈરાગ્ય ધારણ કરવાની આજ્ઞા કરે છે. જેમ કાચબો ભૂમિ પર ચાલે છે ત્યારે આપણને તેનાં છ અંગ દેખાય છે, પરંતુ જ્યારે તેના ઉપર ભય આવી પડે ત્યારે તે પોતાના સર્વ અંગ પોતાનામાં સમાવી દે છે. તે જ રીતે મનુષ્ય ભગવદ્ ભાવને પોષવા પ્રયત્ન કરતો હોય ત્યારે કાચબાની જેમ તેણે વિષયો તરફ વૈરાગ્ય ધારણ કરવો જોઇએ. વિષયોમાંથી મનને વિતરાગ કરવામાં આવે તો મન પ્રભુમાં ચોંટે. ભોગોરૂપી વિષયો પર વૈરાગ્યરૂપી પડદો નાખવાથી તેમને ભોગવવાની ઇચ્છા અટકી જાય છે, કારણ કે વિષયો તો ગૃહાદિમાં રહેનારે વારંવાર પ્રતિબંધક બનવાના જ, પણ જો વૈષ્ણવ મનથી ઘર તરફ વૈરાગ્ય કેળવે તો ઘર તરફની તેની આસકિત ધીમેથી ઓછી થઇ જાય અને છેવટે નિવૃત્ત થાય. પછી તો સ્વાભાવિક રીતે ઘર તરફ તેની મનોવૃત્તિઓ વૈરાગ્યવાળી થતી જશે અને પ્રભુ તરફ ભાવ રાખવાવાળી બનતી જશે.

શ્રીમહાપ્રભુજીએ પણ 'ભકિતવર્ધિની' ગ્રંથમાં ઘર નહીં છોડવાની આજ્ઞા કરી છે. તે એવા જીવોને માટે કે જેઓ કેવળ સાધન અવસ્થામાં છે. તેમણે ઘર તરફ વૈરાગ્ય કેળવવા માટે ઘરની આસકિત ઓછી કરવી, કારણે કે સાધન દશાવાળો ભકત ઘર છોડવાની વૃત્તિ કરે, છતાં પણ તેની આસકિત ઘર તરફ હોવાને કારણે જ્યાં સુધી તે આસકિત નિવૃત્ત ન થાય ત્યાં સુધી ઘર છોડવાથી અનર્થ થાય. તેથી આસકિત સંપૂર્ણ રીતે પ્રભુમાં થઇ જાય, ત્યારે ઘર સહજ તેના મનમાંથી છૂટી જશે. ઘર તરફ તેની વૃત્તિ જશે નહીં.

ચૈતન્ય મહાપ્રભુજી જ્યારે પોતાના ગુરુ પાસે દીક્ષા લેવા ગયા, ત્યારે ગુરુએ કહ્યું કે, "જ્યારે તું તારી ઇંદ્રિયો ઉપર નિયમન રાખતો થઇશ, ત્યારે હું તને દીક્ષા આપીશ." ચૈતન્ય મહાપ્રભુતો બીજે દિવસે જ ગુરુ પાસે ગયા ને કહ્યું કે, "મેં મારી ઇંદ્રિયોને વશ કરી લીધી છે." ગુરુ તો વિચારમાં પડી ગયા કે "એક દિવસમાં આ વસ્તુ સાધ્ય કરવી અતિ કઠણ છે." તેમણે ચૈતન્યમહાપ્રભુની પરીક્ષા લેવા કહ્યું, "તારી જીભ બહાર કાઢ" તેમણે ગુરુની આજ્ઞા મુજબ જીભ બહાર કાઢી. તેમની બહાર કાઢેલી જીભ પર ગુરુએ સાકર ભભરાવી. જીભનો ધર્મ છે કે જ્યારે મીઠી વસ્તુ તેના પર આવે, ત્યારે તેનામાંથી રસ ઝરે, પરંતુ ચૈતન્યના ગુરુએ તો ચૈતન્યની જીભ પર સાકર મૂક્યા પછી ફૂંક મારી કે બધી સાકર ઊડી ગઇ. ગુરુ ખૂબ પ્રસન્ન થયા ને તેમણે શ્રીચૈતન્યને દીક્ષા આપી.

તે જ રીતે ઘર વગેરેમાં વૈરાગ્યભાવ કેળવવાનું શ્રીહરિરાયજી જીવને સમજાવે છે. વૈરાગ્ય એટલે રાગ અને પ્રેમનો અભાવ. જે વસ્તુઓ આપણને પ્રભુથી વિખમુ કરનારી હોય તે ભાવમાં બાધક બને છે. ઘર, સ્ત્રી, પુત્ર વગેરેમાં જ્યાં સુધી વૈરાગ્ય ન આવે અર્થાત્ તેમના ઉપરનો રાગ ઓછો ન થાય ત્યાં સુધી જીવનો પ્રભુમાં રાગ થાય નહીં.

હજારો વર્ષથી જીવ ઘરમાં રહીને ભોગો ભોગવતો આવ્યો છે. તેથી વિવેકી પુરુષોની ઇંદ્રિયો પણ કાળના બળને લીધે સંયમમાં રહેતી નથી. ઇંદ્રિયોના વિષયો સામે આવતાં ભોગવેલા ભોગોના સંસ્કારો ઇંદ્રિયોને પરાણે વિષયો તરફ ખેંચી જાય છે. જીવની આ પરિસ્થિતિ હજારો વર્ષથી થઇ છે. માટે જીવે ધીમે ધીમે ગૃહાદિમાં વૈરાગ્ય કેળવવા પ્રયત્ન કરવો. તો તેને ઘર વગેરેમાં વૈરાગ્ય થશે. તેની ભગવદ્ પરાયણતા વધશે. એટલે પ્રભુ તેના પર કૃપા કરી તેની બુદ્ધિને ધીમે ધીમે ઘરની આસકિત રહિત બનાવશે, પરંતુ જીવે એમ કદી પણ નહીં માનવું કે હવે મને ઘર વગેરેમાં આસકિત રહી નથી. જો તે એવું માનતો થાય તો તેનામાં ગૃહના વૈરાગ્યનો "અહં" આવશે અને પ્રભુની કૃપા તેના પરથી જતી રહેશે. માટે જીવે પ્રભુ પર વિશ્વાસ રાખી ધીમે ધીમે ઘર વગેરેમાં વૈરાગ્ય રાખવા પ્રયત્નશીલ રહેવું.

ઘરમાં રહેતા વૈષ્ણવનો ઘર, કુટુંબ, સગાસંબંધીઓ વગેરે પરનો રાગ ઓછો થાય નહીં, ત્યાં સુધી તેનો પ્રભુ માટે પાદુર્ભાવ પામેલો ભાવ ચલિત થવાનો સંભવ છે. આવી અવસ્થામાં વૈષ્ણવના હૃદયમાં મહાભારત ચાલે છે. એક બાજુ ઘર, સ્ત્રી, પુત્રાદિકનું ખેંચાણ છે. બીજી બાજુ પ્રભુ પરનો સ્નેહ વધતો જાય છે. આવે વખતે પ્રભુની કૃપાને લીધે જીવનો લૌકિક રાગ ઓછો થાય તો તેના હૃદયમાં પ્રભુ-પ્રેમનો પ્રકાશ પથરાય. લૌકિક રાગ ઓછો થવા પ્રભુ કૃપા જ કારણ બને.

વૈષ્ણવના હૃદયમાં જયારે ભગવાન માટે સ્નેહ જાગે છે, ત્યારે સંસારની વસ્તુઓ પ્રત્યેનો તેનો રાગ સહજ ઘટી જાય છે અને ભગવાન પ્રત્યેનો રાગ વધતો જાય છે. વધેલો રાગ નિષ્કામ સ્નેહમાં પરિણામે છે અને ગૃહ પ્રત્યેની તેની જૂની પ્રીતિ સહજ છૂટી જાય છે. આ અવસ્થામાં વૈષ્ણવને પ્રભુ સિવાય બધી વસ્તુઓ અરુચિકર લાગે છે. વૈષ્ણવની કેટલીક વાર્તાઓ ઉપરથી આપણાને સમજાશે કે વૈષ્ણવને પ્રભુમાં પ્રેમ થયા પછી પુત્ર, પત્ની વગેરે જો પ્રભુમાં પ્રીતિ ન ધરાવે તો તે બધાં તેને ગમતાં નથી.

શ્રીગુસાંઇજીના સેવક માનસિંહને પૂરીમાં શ્રીગુસાંઇજીનો ભેટો થયો. રાજાને શ્રીગુસાંઇજીની કથામાં એવો આનંદ આવ્યો કે તેમણે બ્રહ્મસંબંધ લઇ સેવા પધરાવી. તેઓ ખૂબ ભાવથી સેવા કરતા, કારણ કે પૂર્વજન્મના તેઓ દૈવી જીવ હતા. તેમને સંતાન નહીં હોવાથી સંતાન માટે તેમણે એક પછી એક એમ એકસો આઠ રાણીઓ સાથે લગ્ન કરેલાં. બ્રહ્મસંબંધ લીધા પછી સેવામાં ઉપયોગી થવા રાણીઓને બ્રહ્મસંબંધ લેવા તેમણે કહ્યું, પણ તેઓ આસુરી જીવો હોવાને કારણે કોઇ રાણી બ્રહ્મસંબંધ લેવા તૈયાર ન થઇ. આથી રાજાએ તે રાણીઓ સાથે સંબંધ બંધ કરી દીધો ને તેમનો ત્યાગ કર્યો.

પ્રભુ સાથે સંબંધ થયા પછી જેઓ પ્રભુથી વિમુખ હોય તેના તરફ વૈષ્ણવનો ભાવ થતો નથી. એટલે તેમનો ત્યાગ કરતાં પણ તે અચકાતા નથી, પરમાનંદદાસ ગાય છે કે,

**"પરમાનંદ બસત હૈ ઘરમેં જૈસે રહત બટાઉ"**

ભકત તો ઘરમાં વસે છે, પણ ધર્મશાળામાં જેમ મુસાફર રહે તે રીતે તે ઘરમાં રહે છે.

જીવે મૃત્યુપર્યંત પુષ્ટિમાર્ગ અનુસાર વર્તવું. આનું નામ વૈરાગ્ય. ઘરમાં રહેવાથી જો સેવા સ્મરણમાં અંતરાય નડે તો મનથી તેણે માનવું કે ગમે તે પરિસ્થિતિમાં પણ પ્રભુ મારું રક્ષણ કરશે.

દયારામભાઇનો વૈરાગ્ય પુષ્ટિમાર્ગિય વૈરાગ્ય હતો. તેઓ બહારની અસમર્પિત કોઇ પણ વસ્તુ લેતા નહીં, ફળ, મેવો વગેરે પણ વૈષ્ણવના ઘરના ઠાકોરજીને અંગીકાર કરાવેલાં હોય તે જ પ્રસાદી રૂપ લેતા. પોતે પાકી હતા. એટલે બીજાના હાથની તૈયાર કરેલી સામગ્રી પણ લેતા નહીં. આ એક પ્રકારનો આત્મસંયમ છે. આ એક અસિધારાવ્રત છે. એટલે તરવારની ધાર પર ચાલવા જેવો કડક વૈરાગ્ય છે. દયારામભાઇએ આજીવન આવા વૈરાગ્યનું પાલન કર્યું હતું.

વૈરાગ્ય શબ્દનો અર્થ સંસાર તરફ વિરાગ અને ભગવાનને માટે રાગ. આમ વિરાગ ઉપરથી વૈરાગ્ય શબ્દ બન્યો છે. વૈરાગ્ય ભાવને લક્ષમાં રાખી

દયારામભાઇ કહે છે :

સાચું તે સગપણ રે, સમજ મન શ્યામ તણું;
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામ તણું;
માત તાત સુત ભ્રાત ને ભગિની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્ર ને જ્ઞાતિ, એમાં તારું તે છે નહીં કોઇ;
સાચું એ તો સરવે રે, કામ ને દામ તણું-સાચું તે.
જનની જનક એમ કર્યાં કેટલાં, તે જેટલી ધરી દેહ;
લ્હેણા દેણીનો સંબંધ છૂટ્યો, ત્યારે મૂકી ગયા સહુ તેહ;
કોઇએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશરામતણું-સાચું તે.
જોની આ હરિવણ હેત ધરીને, કોણ આપે મનુષ અવતાર,
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજન તણો અધિકાર
ભજે તેને આપે રે, પદ નિજ ધામ તણું-સાચું તે.
અણુ આસકિત કયહું મા રાખીશ, માયા મનથી છોડ,
નિશ્ચિત થઇ સહુ શોક ત્યજીને, પ્રીત પ્રભુજી શું જોડ,
"દયા" દિન રજની રે, રટણ કર રામ તણું-સાચું તે.

આ પદમાં તેઓ વૈષ્ણવને શિખામણ આપે છે કે જગતના તમામ સંબંધો ખોટા છે, એક સાચું સગપણ પ્રભુનુંજ છે. જગતના બધાં જ સગાંવહાલાં અને મિત્રો આપણા સાચા સગા નથી, પણ કામને પૈસાના સંબંધીઓ છે એટલે તે સૌ સ્વાર્થી છે. જ્યાં સુધી આપણી વચ્ચેના સંબંધમાં તેમની કામની વાસના અને દ્રવ્યવાસના પૂર્ણ થાય ત્યાં સુધી જ તેઓ સંબંધ રાખનારા છે. તેમની કામનાઓ પૂર્ણ થઇ જાય કે જાણે તેઓ આપણને ઓળખતાં જ નથી. એવા બની જાય છે. માટે વૈષ્ણવે સંબંધ રાખવો તો કેવળ પ્રભુ સાથે જ રાખવો. તે જ સાચો સંબંધ છે. જે અખંડ રહે છે. દાસભાવથી પ્રભુનું જો એક વાર શરણ સ્વીકાર્યું હોય તો પ્રભુ તેને કદી છોડતા નથી, પણ તેને પોતાનો જાણીને બિરદાવે છે. તેનાં સુખદુઃખના સાથી તેઓ પોતે બને છે.-૫

આ પ્રમાણે શ્રીહરિરાયજીએ ભાવપોષણના સાધનોનું નિરૂપણ કર્યું છે કેઃ

૧. પ્રભુના દર્શન વગેરેમાં વૈષ્ણવે આર્તિ રાખવી.
૨. ભાવની વૃદ્ધિ માટે વૈષ્ણવના હૃદયમાં તાપકલેશ વધે તેવાં સાધન કરવાં.
૩. તાપ-કલેશ આર્તિ વધ્યા પછી તે તાપ અવસ્થાની ભાવના કરવી.
૪. જીવે ગૃહ વગેરેમાં વૈરાગ્ય રાખવો.

## શ્લોક છઠ્ઠો

**શ્રીકૃષ્ણવિરહસ્ફૂર્તેર્ભોગત્યાગાત્તદર્થકાત્ ।**
**શ્રીકૃષ્ણમેલનાભાવાદુદાસીનતયા સ્થિતેઃ ॥૬॥**

**શબ્દાર્થ : શ્રીકૃષ્ણ વિરહ સ્ફૂર્તેઃ**-શ્રીકૃષ્ણના વિરહની સ્ફૂરણા કરવાથી; **ભોગત્યાગાત્**-ભોગોનો ત્યાગ કરવાથી; **તદ્+અર્થકાત્**-તેમને (ભગવાનને) માટે; **શ્રીકૃષ્ણ+મેલન+અભાવાત્**-શ્રીકૃષ્ણના મિલનના અભાવથી; **ઉદાસીનતયા**-ઉદાસીનતાથી; **સ્થિતેઃ**-સ્થિતિ રાખવાથી.

**શ્લોકાર્થ :** શ્રીકૃષ્ણના વિરહની સ્ફૂરણા કરવાથી, ભોગોનો ત્યાગ કરવાથી, શ્રીકૃષ્ણ સાથે મારું મિલન નથી થયું, તેનું દુઃખ કરવાથી અને (સંસાર પ્રત્યે) ઉદાસીન ભાવની સ્થિતિ રાખવાથી વૈષ્ણવના ભગવદ્ ભાવનું પોષણ થશે.-૬.

**વિવરણ :** શ્રીસ્વામિનીજીએ શ્રીઠાકોરજીની પ્રાપ્તિ માટે વિરહની ભાવના કરી હતી. લઘુરાસ સમયે ભગવાન શ્રીકૃષ્ણ પણ ગોપીજન વચ્ચેથી એકદમ તિરોહિત થઈ ગયા ત્યારે તેમણે પણ પ્રભુને મેળવવા વિરહજન્ય વેદના કરી હતી, ત્યારે પ્રભુ તેમની વચ્ચે પ્રગટ થયા હતા. અહીં શ્રીહરિરાયજી પણ વૈષ્ણવોને ભગવદ્ભાવના પોષણ માટે વિરહની અનુભૂતિ કરવાની આજ્ઞા કરે છે કે :

**શ્રીકૃષ્ણ વિરહસ્ફૂર્તે :**

વૈષ્ણવે શ્રીઠાકોરજીના વિરહની સ્ફૂર્તિ કરવી. વિરહ અને વિપ્રયોગ આ બે શબ્દો પુષ્ટિમાર્ગમાં વપરાય છે. તેથી વિરહ અને વિપ્રયોગ એ બે શબ્દોને વૈષ્ણવે સારી રીતે સમજી લેવા જોઈએ. વિરહ શબ્દ "વિ" અને "રહ" એમ બે શબ્દોનો બનેલો છે. "વિ"એટલે વિશેષ અને "રહ" એટલે એકાંત. વિશેષ એકાંત મળતાં જેની ખૂબ ખૂબ યાદ આવે. એક એક ક્ષણ જેના વિના યુગ સમાન લાગે. જ્યાં પોતાના પ્રાણપ્યારા પ્રભુ - પ્રિયતમ વિના રહેવાય નહીં તે "વિરહ" કહેવાય. વિરહના પણ ચાર પ્રકાર છે :

૧. **દેશાંતર વિરહ :** પ્રભુથી છૂટા પડી અન્ય સ્થળે જવું પડે ત્યારે વૈષ્ણવને આવા વિરહની અનુભૂતિ થાય છે.
૨. **વનાન્તર વિરહ :** આ વિરહ વ્રજાંગનાઓને જ્યારે શ્રીકૃષ્ણ વનમાં ગાયો ચરાવવા જતા ત્યારે થતો હતો.
૩. **પલકાંતર વિરહ :** પ્રભુદર્શન કરતાં વચ્ચે આંખની પલક આવે અને તેટલી ઘડી પ્રભુ દર્શનમાં વિલંબ થાય તે ગોપીજનોને ગમતું નહિં. ગોપીગીતમાં તેથી ગોપીજનો પાંપણો બનાવનાર બ્રહ્માને જડ કહે છે.

'બ્રહ્માજીને એટલી પણ સમજ ન પડી કે એક પાંપણ મટકું મારે એટલા વખતનો પણ અમને પ્રભુ વિરહ એક યુગ જેટલો લાગશે ?' બ્રહ્માજીએ પાંપણો ન બનાવી હોત તો સારું થાત એવું ગોપીજનો માને છે.

૪. **પ્રત્યક્ષ વિરહ :** પ્રભુ પ્રત્યક્ષ હોય. તેમનાં દર્શન કરતા હોઈએ છતાં આપણને મનમાં એમ લાગે કે પ્રભુ હમણાં જતા રહેશે તો ? સંયોગમાંયે વિરહની અનુભૂતિ થાય તે પ્રત્યક્ષ વિરહ. આવા વિરહની ઉત્કટતામાં જ પ્રભુદર્શનની શકયતા છે.

હવે **વિપ્રયોગ** શબ્દ સમજીએ. **વિપ્રયોગમાં વિ+પ્ર+યોગ** એમ ત્રણ શબ્દો છે. 'વિ' એટલે વિશેષ, 'પ્ર' એટલે પ્રકર્ષેણ અર્થાત્ ખૂબ ઉત્કટતાપૂર્વક અને 'યોગ' એટલે મળવું. જયારે આપણે કોઇકને મનની એકાગ્રતાપૂર્વક મળીએ એ ભાવની સ્થિતિ એટલે વિપ્રયોગ. વિરહ પછીની આગળની આ અવસ્થા છે. આને આંતરમિલન પણ કહી શકાય. હૃદયની અંદર આપણા પ્રેમાસ્પદને આપણે સંપૂર્ણ અનુભવીએ અને એમના રમણમાં તલ્લીન થઇ જઇએ એવી જે વ્યસનની અવસ્થા એટલે વિપ્રયોગ. વિરહમાંથી વિપ્રયોગની સ્થિતિએ પહોંચાય.

વિરહ અને વિપ્રયોગ સમજ્યા પછી વિરહની અવસ્થાની અનુભૂતિની સ્ફૂરણા વૈષ્ણવે શરૂઆતમાં કરવાથી તેના ભગવદ્ભાવનું પોષણ થાય એમ શ્રીહરિરાયજી વૈષ્ણવને આજ્ઞા કરે છે. શા માટે આપશ્રી આવી આજ્ઞા કરતા હશે ? કારણ કે ભગવાન શ્રીકૃષ્ણથી આ જીવ હજારો વર્ષથી વિખૂટો પડચો છે. એટલે તે ભગવાનનો અંશ હોવા છતાં અંશીને ભૂલી ગયો છે. પછી તેને અંશીથી વિરહ થવાની ભાવનાજ કયાંથી રહે? તેથી વૈષ્ણવને અંશીના વિરહનું સ્ફૂરણ થાય તે માટે શ્રીમહાપ્રભુજીએ વૈષ્ણવને બ્રહ્મસંબંધ દીક્ષા આપી તેને અંશી એવા શ્રીઠાકોરજીની સેવા સોંપી. સેવા કરતાં કરતાં વૈષ્ણવને પોતાના સેવ્યસ્વરૂપમાં ભાવ જાગે, પ્રેમ જાગે ત્યારે ધીમે ધીમે સેવાના અનોસરમાં પ્રભુના વિરહની ભાવના જાગે. લૌકિકમાં જેમ એક વ્યકિતને બીજી વ્યકિત માટે પ્રેમ જાગે, ત્યારે તે વ્યકિતને પોતાના પ્રેમાસ્પદની ગેરહાજરીમાં પ્રેમાસ્પદ માટે વિરહનો ભાવ જાગે. ત્યારે તે વિરહની અનુભૂતિ કરે છે, તેમ અલૌકિકમાં પણ સમજવું.

સેવા કરતાં કરતાં વૈષ્ણવને પોતાના સેવ્યસ્વરૂપમાં મન ચોંટે. મન ચોંટ્યા પછી પ્રેમ જાગે. પ્રેમ જાગતાં સેવ્ય સ્વરૂપના પ્રત્યેક અંગ તરફ મનનું ખેચાણ થાય. વૈષ્ણવ તે વખતે પ્રભુના ગુણાનુવાદ ગાય અને સાથે

પ્રભુની લીલાનું શ્રવણ-કીર્તન કરે. એમ કરતાં કરતાં સેવ્યસ્વરૂપ પર વૈષ્ણવને પ્રેમ પ્રગટે. દયારામભાઈ પ્રેમ થવાનાં ત્રણ કારણ જણાવે છેઃ

**રૂપ, ગુણ, દ્રવ્ય ત્રણ એ કારણ પ્રીત થવાના કહાવે,**
**એ ત્રણ વિકાર રહિત સહજ 'સ્નેહ' તે કૃષ્ણને ભાવે.**

રૂપ, ગુણ અને દ્રવ્યના કારણોથી રહિત નિષ્કામ સહજ સ્નેહ જ પ્રભુને ગમે છે. નિર્વિકાર શુદ્ધ પ્રેમથી ભગવાન ભકતને આધીન થઇ જાય છે. તે એવા આધીન થઇ જાય છે કે ભગવાન સ્વયં ભકતની પાછળ પાછળ ફરે છે. પેલી ગોપીની પાછળ પાછળ પ્રભુ ફરે છે. ગોપીને ખબર નથી કે પ્રભુ મારી પાછળ પાછળ કેમ ફરે છે. એટલે જ તે કહે છે કેઃ

**હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું,**
**વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું.**

ગોપી કહે છે કે મને સમજ નથી પડતી કે પ્રભુ મારામાં આટલા બધા આસકત શા માટે થયા છે, પરંતુ જયારે તેઓ મારી સામે જુએ છે ત્યારે તેમનું મધુર મુખ જોવું મને બહુ ગમે છે. પ્રભુની કૃપા થાય છે ત્યારે વૈષ્ણવમાં પ્રભુ માટેનો પ્રેમ સહજ જાગે છે. પ્રેમ જાગે ત્યાં દૂરપણુંયે નડતું નથી. પર્વત પરનાં મોર આકાશના મેઘને જોતાં નાચવા લાગી જાય છે. **'આકાશે મેઘાનાં દર્શનેન મયુરાઃ નૃત્યન્તિ હૃષ્યન્તિ ચ.'** લાખો જોજન દૂર સૂર્ય હોવા છતાં સૂર્ય ઉગતાં જ કમળ ખીલી ઉઠે છે. ગગનમાં ચંદ્રનો ઉદય થતાં સરોવરનું કુમુદ પ્રફુલ્લિત બને છે. જયાં પ્રેમ છે ત્યાં દૂરપણું છે જ નહીં, કુંભનદાસજી ગાય છે કે :

**માઇ ! મેરો શ્યામ લાગ્યો સંગ ડોલૈ.**
**જિત જાઉં તિત આડોઇ ડોલત, બિના બુલાયો બોલૈ.**

આવો પ્રેમ થયા પછી વિરહભાવ સહજ બને છે. માટે શ્રીહરિરાયજી વિરહની સ્ફૂરણા કરવાની વૈષ્ણવને આજ્ઞા કરે છે. આટલું સમજ્યા પછી હવે વૈષ્ણવને વિચાર આવે છે કે, "શ્રીકૃષ્ણનાં તો અનેક સ્વરૂપ છે. તેમાંથી આપણે કયા સ્વરૂપની ભાવના કરવી ?" શ્રીહરિરાયજી તો વૈષ્ણવને એવી જ આજ્ઞા કરે છે કે શ્રીયશોદાજીની ગોદમાં ખેલનાર બાલસ્વરૂપની જ વૈષ્ણવે ભાવના કરવી. તેમની બાળલીલાનું વારંવાર અવગાહન કરવાથી આપણને પ્રભુ માટે આકર્ષણ થશે અને સહજ પ્રેમ જાગશે. સંબંધ થયા પછી જ પ્રેમ જાગે છે. પછી વિરહ થાય. કંઇ વૈષ્ણવને પ્રભુના વિરહનો ભાવ એકદમ ન જાગે.

લૌકિકનું દૃષ્ટાંત લઇ આ વાત સમજીએ. આપણી જ્ઞાતિની કોઇ છોકરી બીમાર પડી છે. આપણને તેની માંદગીના સમાચાર મળ્યા, પણ આપણા મન પર તેની માંદગીની કોઇ અસર થશે નહિ. કોઇ લાગણી પણ થશે નહિ. તે છોકરી સાજી થઇ. થોડા દિવસ પછી તે છોકરી સાથે આપણા દીકરાનો સંબંધ થયો. હવે ફરીથી તે છોકરી માંદી પડી. તેની માંદગીના સમાચાર સાંભળતા આપણે દસ વખત તેની ખબર કહાડવા જઇશું. ઘેર આવ્યા પછી પણ આપણું મન ત્યાં જ ચોંટેલું રહેશે. પહેલી વખતે તે માંદી પડી તે વખતે તેને માટે આપણને જરાય લાગણી થઇ નહોતી. સંબંધ થયા પછી તે જ છોકરીની માંદગીએ આપણે લાગણીસભર કરી દીધા. છોકરી તો એની એ જ છે, પણ સંબંધ થયા પહેલાંની અને સંબંધ થયા પછીની લાગણીમાં ફેર પડી ગયો.

આવે જ ભાવ શ્રીમહાપ્રભુજી આપણને અલૌકિકમાં સમજાવે છે. જીવ પ્રભુનો અંશ છે. પ્રભુ અંશી છે. અંશે અંશીની સેવા કરવી જોઇએ. સેવામાં ભાવ જગાડવા માટે શ્રીઠાકોરજીના સ્વરૂપનું સૌ પ્રથમ વૈષ્ણવે પાન કરવું જોઇએ. કેવી રીતે ? સમજીએ.

શ્રીઠાકોરજીના મસ્તકે વાંકડિયા વાળ છે. તેમની લટો પવનની લહેરમાં આમ તેમ ઉડે છે. વાંકડિયા કેશના ગૂચ્છા લલાટની બંને બાજુએ જાણે ભમરાઓનાં ઝુંડ હોય તેમ શોભી રહ્યાં છે. વાળની લટોમાં મોતીની અલકાવલી શોભી રહી છે. પ્રભુના વિશાળ લલાટમાં કસ્તુરીનું તિલક છે. પ્રભુનાં બંને કપોલ ખંજનયુકત છે. તેમના પર કમળપત્ર ચીતરવામાં આવ્યાં છે. તેમનાં કર્ણોમાં હીરાનાં પ્રકાશિત કુંડળો શોભી રહ્યાં છે. હડપચીએ હીરલો ઝગમગી રહ્યો છે. પ્રભુનાં નેત્રો અણિયાળાં છે. નેત્રોમાં અંજન આંજેલું છે. લલાટના એક ખૂણે મસીબિંદુ છે. શ્રીકંઠમાં કંઠેસરી ધારણ કરી છે. વક્ષઃસ્થળ પર વાઘનખ લટકે છે. શ્રીહસ્તમાં બાજુબંધ અને કડાં છે. દસે આંગળીને રત્નજડિત વીંટીઓથી શોભી રહી છે. કટિ પર કટિમેખલા ધારણ કરી છે. મેઘ જેવો શ્યામ આપનો વર્ણ છે. આવા પ્રભુના સેવા, સ્મરણ અને દર્શન કરતાં કરતાં ધીમે ધીમે વૈષ્ણવને પ્રભુ પ્રત્યે સ્નેહ પ્રગટે છે. સેવાના અનોસરમાં વૈષ્ણવે પ્રભુની લીલાઓનું ચિંતન કરવું. "નંદનંદન સખી સુંદર વહાલો ચિંતન તેનું કરીએ જી." સેવા, સ્મરણ, ચિંતન, અને કીર્તનથી સેવ્યસ્વરૂપ વૈષ્ણવના હૃદયમાં, દૃઢ થશે. પરિણામે સેવાના અનોસરમાં વૈષ્ણવને પ્રભુના વિરહની અનુભૂતિ થવા લાગશે. વિરહના કારણે શ્રીઠાકોરજીની કૃપાથી વૈષ્ણવના ભગવદ્ભાવનું પોષણ થશે.

શેઠ પુરુષોત્તમદાસના પુત્ર ગોપાલદાસ સેવા, સ્મરણમાં તલ્લીન રહેતા. ઉંમર થતાં ગોપાલદાસનો દેહ અશકત થયો, પણ આખું જીવન પ્રભુસેવામાં ગાળેલું એટલે પલંગમાં પડચા પડયા પણ સતત ભગવન્નામ બોલે જતા, ત્યારે તેમના સેવ્ય શ્રીઠાકોરજી હુંકારો દેતા. રાત્રે પણ નિદ્રા ન આવે તો ગોપાલદાસ વિરહમાં "શ્રીમદનમોહનજી, શ્રીમદનમોહજી" નો જોરથી નામોચ્ચાર કરતા, ત્યારે શ્રીઠાકોરજી જવાબ આપતાં, "શું છે ગોપાલદાસ ? હું તારી પાસે જ છું." ત્યારે ગોપાલદાસ કહેતા, "કૃપાનાથ ! મારો તો પોકારવાનો સ્વભાવ પડચો છે. આપ શા માટે જાગો છો ?" ત્યારે શ્રીમદનમોહનજી કહેતા કે, "ગોપાલદાસ ! મારાથી તારો વિરહ સહન થતો નથી. તેથી હું તારું સમાધાન કરું છું." વૈષ્ણવના વિરહની ભાવના શ્રીઠાકોરજી કરે તે પુષ્ટિમાર્ગ.

વૈષ્ણવને જયારે પ્રભુવિરહ થાય છે ત્યારે પુષ્ટિપ્રભુ સ્વયં વૈષ્ણવનો વિરહ કરે છે. માટે ગવાયું છે કે **"મદનમોહનકે વારને બલિ બલિ દાસગોપાલ."** માટે વૈષ્ણવમાં પ્રભુ માટે વિરહભાવ જાગે તે સારું વૈષ્ણવે સેવાના અનોસરમાં વિરહનું ભાવન કરતાં કરતાં પ્રભુની લીલાઓ ગાવી અને વિરહનાં પદો દ્વારા વિરહનું ભાવન કરવું. વિરહ પ્રગટ કરવા વૈષ્ણવે કયું સાધન કરવું ?

ત્યાં શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે "જો વૈષ્ણવના હૃદયમાં દીનતા જાગે તો તે વિરહની ભાવના કરી શકે. કોઈ માતાને પુત્ર માટેની સ્મૃતિ કયારે આવે છે ? જયારે મા વિરહમાં દીન થાય ત્યારે. પત્નીને પતિ કયારે યાદ આવે છે ? જયારે તે પતિની યાદમાં ખોવાઇ જાય ત્યારે. લૌકિકમાં પણ દીનતા વિના વિરહભાવના થઇ શકતી નથી. એક નિર્જીવ જડ વીજળીનું બટન જયારે તેનું માથું નમાવે છે ત્યારે અંધારામાં ઓરડામાં પ્રકાશ પથરાઇ જાય છે. જયારે એક જડ વસ્તુ મસ્તક નમાવતાં પ્રકાશ પાથરી શકે તો આપણે ચૈતન્ય છીએ. આપણામાં લાગણીઓ છે. સમજદારી છે. તો વિરહભાવના પ્રગટ કરવા શું આપણે દીન ન બની શકીયે ?"

આવી દીનતા ધારણ કરવા વૈષ્ણવે શું કરવું જોઇએ ? શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે,

**વિરહેણ હરિસ્ફૂર્ત્યા સર્વત્ર કલેશભાવનાત્ ।**
**લીલાતિરિકત સૃષ્ટૌ હિ નિરાનન્દત્વનિશ્ચયાત્ ॥ (શિ.પ. ૧૮-૪)**

લીલા સિવાયના પદાર્થોમાં આનંદ ન હોવાથી કલેશ થાય છે અને કલેશથી વિરહ થતાં હરિની સ્ફૂર્તિ થાય છે. શ્રીમહાપ્રભુજી જીવને વિપ્રયોગનું

દાન કરે, ત્યારે વૈષ્ણવને હૃદયમાં વિરહ થાય છે. તાપ-કલેશની ભાવના થાય છે. ભગવાનથી વિખૂટા પડવાને કારણે તાપ-કલેશ અનુભવાય છે. પછી વૈષ્ણવ શ્રીકૃષ્ણનો વિરહ સર્વ સ્થળે અનુભવે છે. પછી તેને શ્રીઠાકોરજી વિના અન્ય કશા પર રુચિ ઉત્પન્ન થતી નથી, પણ વિરહને કારણે તેને સર્વત્ર સર્વમાં પ્રભુનાં દર્શન થાય છે. આવું અનુભવવા માટે વૈષ્ણવે વિરહની સ્ફૂર્તિ વારંવાર કરવી.

લઘુરાસમાં ગોપીજનોને સહેજ સૌભાગ્યમદ થયો કે અમે કેટલાં બધાં ભાગ્યશાળી છીએ કે પ્રભુ અમારી સાથે રાસ કરે છે. આ અભિમાનને કારણે ભગવાન તેમની વચ્ચે તિરોહિત થઇ ગયા. ભગવાનના વિરહમાં ગોપીજનો ભગવાનને ખોળવા વનવન ને કુંજકુંજ ફર્યાં, પણ તેમને ભગવાન કોઇ સ્થળે મળ્યા નહિં. છેવટે વિરહમાં દીન બન્યાં, નિઃસાધન બન્યાં, અને રૂદન કર્યું, હૈયાફાટ રૂદન કર્યું, હૈયુ હાથમાં પણ ન રહ્યું, હૈયું કેવળ શ્યામસુંદરમય બની ગયું, વાણી ખોવાઇ ગઇ,ગિરા ગદ્‌ગદ્‌ બની, નેત્રો અશ્રુ વરસાવવા લાગ્યાં, ત્યારે ભગવાન તેમની વચ્ચે પ્રગટ થયા અને તેમને દર્શન આપ્યાં. શ્રીહરિરાયજી વૈષ્ણવમાત્રને વિરહની આવી ભાવના કરવા આજ્ઞા આપે છે.

એક દિવસ શ્રીમહાપ્રભુજી પરમાનંદદાસજીને ત્યાં ગાદી-તકિયે બિરાજ્યા હતા અને પરમાનંદદાસજીને આપશ્રીએ આજ્ઞા કરી, "પરમાનંદ ! કંઇ ભગવદ્‌ યશ ગાઓ." ત્યારે પરમાનંદદાસે વિચાર્યું કે આ સમયે શ્રીઆચાર્ય મહાપ્રભુજીનું મન વ્રજલીલામાં શ્રીગોવર્ધનનાથજી પાસે છે. તેથી હું વિરહનું પદ ગાઉં તો સારું. તેથી તેમણે ગાયું.

**હરિ તેરી લીલા કી સુધી આવે ।**
**કમલનૈન મનમોહન મૂરતિ, મન મન ચિત્ર બનાવે ॥૧॥**
**એક વાર જાહિ મિલત મયા કરી, સો કૈસે વિસરાવે ।**
**મુખ મુસકયાન બંક અવલોકન, ચાલ મનોહર ભાવે ॥૨॥**
**કબહુ નિબિડ તિમિર આલિંગત, કબહુક નીકસુર ગાવે ।**
**કબહુક સંભ્રમ કવાસિ કવાસ કહી, સંગ હી ઉઠી ધાવે ॥૩॥**
**કબહુ નૈન મૂંદિ અંતર ગતિ, મણિમાલા પહેરાવે ।**
**"પરમાનંદ પ્રભુ" શ્યામ ધ્યાન કરિ, એસે વિરહ ગૈંવાવે ॥૪॥**

હે હરિ ! મને તમારી લીલા યાદ આવી રહી છે. આપની મૂર્તિ (સ્વરૂપ) વારંવાર મને યાદ આવે છે. આપનાં નયન કલમ સમાન છે. આપનું સ્વરૂપ મનોહર છે. આપનાં સ્વરૂપો ભિન્ન ભિન્ન બની મનમાં આવે છે. એક

વખત જીવ આપના સ્વરૂપનું દર્શન કરે છે તો પછી આપનું તે સ્વરૂપ જીવના મનમાંથી ભુલાતું નથી. આપનું સ્મિતભર્યું મુખ અને મનોહર ચાલ સૌને ગમી જાય તેવાં છે. કોઇ વખતે આપે ગાઢ અંધકારમાં આપેલું આલિંગન, કોઇ વખતે આપે મધુરસૂરે ગાયેલું ગીત, હે નાથ ! આપ કયાં છો ? કયાં છો ? એવા અમારા બોલ, કોઇ વખત આપ મારી સાથે ઊઠીને ચાલ્યા આવતા, કોઇ વખતે આંખો બધં કરી હું આપનું ધ્યાન ધરતી તે વખતે છાનામાના આપ અમારી પાસે આવી આપની મણિમાલા મારા કંઠમાં પધરાવી દેતા. એવી એવી વાતો અને પ્રસંગો પરમાનંદદાસ કહે છે કે, ગોપીને યાદ આવતાં તેને વિરહની વેદના આજે પણ થાય છે.

આ કીર્તન સોરઠ રાગમાં ગાતાં ગાતાં પરમાનંદદાસજી ગદ્‌ગદ્ થઇ ગયાં. તેનું શ્રવણ કરતાં શ્રીમહાપ્રભુજીના ચિત્તમાં શ્રીસ્વામિનીજીની વિરહઅવસ્થાનું અનુસંધાન થતા આપશ્રી મૂર્છાવશ બની ગયાં. ત્રણ દિવસ અને રાત તે જ સ્થિતિમાં આપ બિરાજી રહ્યા ત્રણ દિવસ પછી આપશ્રી શુદ્ધિમાં આવ્યા. ત્યારે સૌ વૈષ્ણવો આનંદમાં આવ્યાં. શ્રીમહાપ્રભુજી પ્રભુના સાંનિધ્યની અનૂભુતિ કરવા વિરહ કરતા. તે વખતે આપશ્રીને લીલાની અનુભૂતિ થતી. વૈષ્ણવે પણ સેવાના અનોસરમાં પોતાના મનમાં વિરહની અનુભૂતિનું સ્ફૂરણ કરવું જોઇએ.

શ્રીગુસાંઇજીનો એક સેવક ક્ષત્રી વૈષ્ણવ શ્રીગુસાંઇજીનાં દર્શને શ્રીગોકુલ આવ્યો. તે વખતે શ્રીગુસાંઇજી ઘોડા પર બિરાજી શ્રીનાથજીદ્વાર પધારી રહ્યા હતા. આ વૈષ્ણવ પગપાળા શ્રીનાથજીદ્વાર જવા નીકળ્યો. શ્રીગુસાંઇજી તો ઉત્થાપન સમયે શ્રીનાથજીદ્વાર પહોંચી ગયા અને શ્રીનાથજીના ઉત્થાપન કર્યાં. પેલો વૈષ્ણવ પગપાળા ચાલતો હતો. એટલે તે પાછળ રહી ગયો. તે એટલો મોડો પડયો કે તેને શયનનાં દર્શન પણ ન થયાં. તેથી તેને મનમાં ખૂબ વિરહ થયો, ''હું આજ પહેલી વાર શ્રીનાથજીદ્વાર આવ્યોને મને શ્રીજીનાં દર્શન ન થયાં. તેણે દઢ નિશ્ચય કર્યો કે હવે તો દર્શન કર્યા વિના પ્રસાદ લેવો જ નથી.'' દર્શન નહિ થવાને કારણે તે તો મંદિરના દરવાજા આગળ જ ભૂખ્યો અને તરસ્યો બેસી રહ્યો. તેના હૃદયમાં તાપ-કલેશ થતો હતો. તેનો વિરહતાપ એટલો બધો વધી ગયો કે શ્રીજી પણ તે સહન ન કરી શકયા. અર્ધ રાત્રિ થઇ ત્યારે શ્રીજી સ્વયં ઝારી બંટા લઇ પેલા ક્ષત્રી વૈષ્ણવ પાસે પધાર્યા અને વૈષ્ણવને કહ્યું, 'વૈષ્ણવ ! હું પોતે શ્રીનાથજી છું. તું મારાં દર્શન કરી લે.'' પેલો વૈષ્ણવ તો આશ્ચર્યચકિત થઇ ગયો. તે શ્રીજીનાં ચરણોમાં પડી ગયો. દંડવત્ કર્યા અને

દર્શન કર્યાં. પછી શ્રીજીએ ઝારી-બંટા ક્ષત્રી વૈષ્ણવને સોંપી તેને આજ્ઞા કરી કે, "તું આમાંથી પ્રસાદ લઇ જઇ પીજે." એટલું કહી આપશ્રી શય્યા મંદિરમાં પધારી ગયા. આપ તો અકિલષ્ટકર્મા છો ને ! ભકતની વેદના આપનાથી કંઇ જોઇ જાય ? આ છે પુષ્ટિમાર્ગ.

ક્ષત્રી વૈષ્ણવની જેમ જો વૈષ્ણવ પ્રભુદર્શનનો હૃદયમાં તાણ-કલેશ કરે તો વૈષ્ણવની પ્રભુદર્શનની આતુરતા જોઇ પ્રભુ અવશ્ય પ્રસન્ન થાય. પ્રભુ તો વૈષ્ણવનો રંચક પણ વિરહભાવ જુવે તો તેને મેરુ સમાન માની લઇ તેની પાછળ પાછળ ફરે છે. માટે વૈષ્ણવે હૃદયમા ભાવ રાખી પ્રભુ સેવા કરવી અને સેવાના અનોસરમાં તાપ કરવો. આવું કરવાથી વૈષ્ણવ પ્રભુનો કૃપાપાત્ર બની શકે છે. તાપને કારણે જ પિંગળા વેશ્યા, પુરુરવા, દ્રોપદી, ગજેન્દ્ર વગેરેને પ્રભુપ્રાપ્તિ થઇ હતી અને તેને પરિણામે તેઓ દુઃખમુકત થયાં હતાં. પુષ્ટિમાર્ગમાં તાપ-ભાવ જ પ્રભુપ્રાપ્તિનું પ્રધાન તત્ત્વ છે.

કોઇને વિચાર આવે કે વૈષ્ણવે તાપભાવ, વિરહભાવ, તાપ-કલેશ શા માટે કરવાં ? આ સિવાય પ્રભુપ્રાપ્તિનું બીજું કોઇ સાધન નથી ? શ્રીહરિરાયજી સ્પષ્ટ આજ્ઞા કરે છે "ના". વિરહ વિના પ્રભુદર્શન થાય જ નહિં. અહીં આપણે શ્રીહરિરાયજીની આજ્ઞા અનુસાર સ્વામી વિવેકાનંદમાં જીવનમાં બનેલો એક પ્રસંગ જોઇએ. સ્વામી વિવેકાનંદ અમેરિકાના શિકાગો શહેરમાં ભરાયેલી સર્વધર્મ પરિષદમાં ગયેલા. ત્યાં આપની પ્રતિભાથી અંજાઇ એક અમેરિકન યુવાન આપને મળવા આવ્યો ને પૂછ્યું,

**"સ્વામીજી ! તમે ભગવાનનાં દર્શન કર્યાં છે."**

**"હા, મેં ભગવાનનાં દર્શન કર્યા છે," સ્વામીજીએ જવાબ આપ્યો.**

**"મને દર્શન કરાવશો ?" યુવાને પ્રશ્ન કર્યો.**

**"'જરૂર,' સ્વામીજીએ જવાબ આપ્યો.**

તે પછી તો ભગવાનનાં દર્શનની જિજ્ઞાસાથી તે અમેરિકન યુવાન વારંવાર સ્વામીજી પાસે આવે ને પૂછે, "સ્વામીજી ! મને ભગવાનનાં દર્શન કરાવોને !" સ્વામીજી તેને "કાલે, કાલે" કહી પાછો કાઢે. એક દિવસ સ્વામીજી નદીમાં સ્નાન કરતા હતાં. તે વખતે પેલો યુવાન સ્વામીજી પાસે આવ્યો ને રોજની ટેવ પ્રમાણે પૂછ્યું "સ્વામીજી ! મને ભગવાનનાં દર્શન કરાવોને !" સ્વામીજીએ તેને નદીમાં તેમની પાસે આવવા બોલાવ્યો. પેલો યુવાન તો પોતાના કપડાં નદી કાંઠે મૂકી. નદીમાં તરતો તરતો સ્વામીજી પાસે ગયો. સ્વામીજીએ તેની ડોક દબાવી તેને પાણીમાં ડુબાડ્યો પછી તેને છોડી દીધો. એટલે તેણે ડોક બહાર કાઢી, સ્વામીજીને પૂછ્યું, "સ્વામીજી

! થોડો વખત જો તમે મારું માથું પાણીમાં ડુબાડી રાખ્યું હોત તો હું ગુંગળાઇને મરી જાત,'' યુવાને સ્વામીજીને કહ્યું.

''પાણીમાં તારું માથું મે ડુબાડયું ત્યારે તને શું થતું હતું ?'' સ્વામીજીએ પૂછયું.

''હવા વિના હું તરફડતો હતો'' યુવાને જવાબ આપ્યો.

સ્વામીજીએ યુવાનને કહ્યું, ''જો સાંભળ. તારે ભગવાનનાં દર્શન કરવાં હોય તો તું પાણીમાં જેમ હવા વિના તરફડતો હતો તેમ પ્રભુના વિરહમાં જો તને તરફડાટ થાય તો જ તને પ્રભુનાં દર્શન થાય. સમજ્યો ?''

પ્રભુ માટે વિરહતાપનો ભાવ જયારે વૈષ્ણવને જાગે ત્યારે વૈષ્ણવને પ્રભુની અનેક લીલાઓની અનુભૂતિ થઇ જાય છે. જેવું મન તેવો ભાવ. વૈષ્ણવે સેવાના અનોસરમાં વિરહનું સ્ફૂરણ કરવું. મનમાં વ્રજભકતોનો ભાવ કરવો. પ્રભુ ગાયો ચરાવવા વનમાં પધારતા ત્યારે વ્રજભકતો જેવી ભાવના કરતાં, તેવી ભાવના વૈષ્ણવે સેવાના અનોસરમાં કરવી. એમ કરતાં કરતાં વૈષ્ણવને વિરહની ભાવના કરવાની ટેવ પડશે. ટેવ દ્રઢ થતાં વિરહભાવને કારણે વૈષ્ણવને પ્રભુની પ્રસન્નતા અને દર્શનન બંનેની પ્રાપ્તિ થશે. માટે જ શ્રીહરિરાયજી વૈષ્ણવને વિપ્રયોગ ભાવનાનું સ્ફૂરણ કરવા આજ્ઞા કરે છે એમ કરવાથી વૈષ્ણવના ભાવનું પોષણ થશે. તેવી ભાવના કરવા છીતસ્વામી ગાય છે કે :

**આગેં ગાય પાછે ગાય ઇત ગાય ઉત ગાય, ।।૧।।**
**ગોંવિદ કો ગાયનમેં બસવોઇ ભાવે. ।।**
**ગાયન કે સંગ ધાવૈ, ગાયન મેં સચુ પાવૈ, ।**
**ગાયનકી ખુરરજ, અંગ સોં લગાવે ।।૨।।**
**ગાયનસોં વ્રજછાયો, વૈકુંઠ બિસરાયો ।**
**ગાયન કે હિત ગિરિ કર લે ઉઠાવૈ ।।૩।।**
**''છીતસ્વામી'' ગિરિધારી, વિઠ્ઠલેસ વપુધારી ।**
**ગ્વારિયાકો ભેખ ધરી ગાયનમેં આવૈ ।।૪।।**

ભગવાનની આગળ, પાછળ અને ચારે બાજુ ગાયો જ ગાયો જ છે. ભગવાનને ગાયોની વચ્ચે જ રહેવું ગમે છે. તેઓ ગાયોની પાછળ દોડે છે. ગાયોની રજ અંગે લાગે છે. આખું વ્રજ ગાયોથી છવાઇ ગયું છે. ભગવાન આજોઇને વૈકુંઠ ને પણ ભૂલી ગયા છે. ગાયોના કલ્યાણ માટે તેમણે ગિરિરાજને છત્રી બનાવી, તેની નીચે ગાયોને ઊભી રાખી ગાયોનું પ્રભુએ રક્ષણ કર્યું હતું. ગાયોના હિત માટે ભગવાન પોતે ગોવાળ બનીને ગાયોની પાછળ ફર્યા છે.

ભગવાનની જેમ વૈષ્ણવોએ પણ પ્રભુની ભાવનાની જેમ ભાવના કરતા જ રહેવું. એમ કરતાં કરતાં વૈષ્ણવને પ્રભુની લીલાઓની અને સ્વયં પ્રભુની સ્ફૂર્તિ થશે. વૈષ્ણવને એમ થતાં બધામાં પ્રભુ બિરાજે છે એવું લાગશે. પરિણામે વૈષ્ણવ પર પ્રભુની કૃપા ઉતરશે. વિરહનું આવું સુંદર પરિણામ છે. પછી તો વૈષ્ણવના મુખમાંથી વાણીનો સ્રોત વહેશે **"શ્રીગોવર્ધનવાસી સાંવરે લાલ, તુમ બિન રહ્યો ન જાય."** આપણે વૈષ્ણવ આવો ભાવ કેળવીએ તો આપણા ભગવદ્ ભાવનું અવશ્ય પોષણ થાય.

શ્રીહરિરાયજી ભાવનાપોષણ માટે નીચેનું સાધન કરવા આજ્ઞા કરે છેઃ

**ભોગત્યાગાત્ તદ્ અર્થકાત્**

વૈષ્ણવે ભગવાન માટે ભોગનો ત્યાગ કરવો, કારણ કે લૌકિક ભોગો ભગવદ્ ભાવમાં બાધક છે. જીવ હજારો વર્ષથી પ્રભુથી વિખૂટો પડયો છે અને પ્રભુને ભૂલીને ઇન્દ્રિયોનાં વિષય ભોગોમાં ખૂબ અટવાઇ ગયો છે. ઇન્દ્રિયોના વિષયોના ભોગો જીવનું અધઃપતન કરનારા છે. સૂરદાસજી ગાય છે કેઃ

**પ્રીતિ કરિ કાહૂ સુખ ન લહ્યો ।**
**પ્રીતિ પતંગ કરી પાવક-સોં, આપૈ પ્રાન દહ્યો ॥**
**અલિસુત પ્રીતિ કરી જલસુત-સો, સંપુટ માઝ ગહ્યો ।**
**સારંગ પ્રીતિ કરી જુ નાદ-સોં, સન્મુખ બાન સહ્યો ॥**
**હમ જો પ્રીતિ કરી માધવ-સોં, ચલતન કછૂ કહ્યો ।**
**"સૂરદાસ" પ્રભુ બિનુ દુઃખ પાવત, નૈનનિ નીર બહ્યો ॥**

જેણે જેણે પ્રેમ કર્યો છે તેને કદી સુખ મળ્યું નથી. પતંગિયાએ અગ્નિથી પ્રીતિ કરી તો તેણે અગ્નિમાં બળી પ્રાણ ખોયા. ભમરાએ કમળમાં પ્રીતિ કરી તો રાત પડતાં કમળ બિડાઇ ગયું. મોટા મોટા લાકડાના બિંબને કોતરી નાખનાર ભમરો કમળની પ્રીતિને લીધે કમળને કોતરી બહાર ન આવ્યો. તેણે વિચાર્યું કે સવારે કમળ ખીલશે એટલે હું બહાર નીકળી જઇશ, પણ રાત્રિએ કમળ પાસે હાથી આવ્યોને સૂંઢ વડે કમળ તોડીને મોઢામાં મૂકી દેતાં ભમરો કમળના ફૂલની સાથે હાથીના પેટમા ંપહોંચીને મરણ પામ્યો. હરણે નાદ સાથે પ્રીતિ કરી તો શિકારીએ તેને સંગીતના નાદમાં સંલગ્ન કરી બાણ છોડી તેનો વધ કર્યો, ગોપીજનો આ વાત પોતાના પર બંધબેસતી કરી દે છે. તેઓ કહે છે કે "અમે શ્રીકૃષ્ણથી સ્નેહ કર્યો. પણ અમે તેમને મથુરા જતા રોકવા કંઇ જ કરી શક્યાં નહિ. તેમને રોકવા અમારું કંઇ જ ચાલ્યું નહિ.' સૂરદાસજી કહે છે કે હવે તેઓ શ્રીકૃષ્ણ વિના વિયોગનું

અસહ્ય દુઃખ સહી રહ્યાં છે. રડીરડીને છાનાંમાનાં તેમની રાહ જોતાં બેસી રહે છે. ભગવાન માટે વૈષ્ણવે સર્વ ભોગોને પણ ત્યાગ કરવો જોઇએ તો જ તેમના ભગવદ્ ભાવને પોષણ મળશે.

જેમનામાં સમજ નથી તેવાં પતંગિયાં જેવાં જતું નેત્રવિષયના ભોગને લીધે દીવામાં પડી પ્રાણ ગુમાવે છે. હાથી સ્પર્શસુખભોગના કારણે પ્રાણ ગુમાવે છે. હરણ શ્રવણ વિષયનું સુખ ભોગવવા જતાં મરે છે. ભમરો ગંધ ભોગને કારણે દેહ ખૂવે છે અને માછલું જીભ વિષયનો આનંદ લેવા જતાં મરે છે. દરેક પ્રાણી એકેક વિષયનો ભોગ ભોગવવા જતાં મરે છે. તો મનુષ્ય પાંચે વિષય ભોગોનું સેવન કરે તો કાળ તેનું ભક્ષણ કરે તેમાં શું આશ્ચર્ય ? માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે વૈષ્ણવને ભગવદ્ભાવને પોષવો હોય તો તેણે ભગવાનને માટે ઇન્દ્રિયોના વિષયના ભોગોનો ત્યાગ કરવો જોઇએ, પરંતુ ઇન્દ્રિયોના લૌકિક વિષયભોગોનો ત્યાગ કરતી વખતે ઇન્દ્રિયોનું દમન નહિ કરતાં, તે ઇન્દ્રિયોના વિષયોને પ્રભુગામી બનાવવા શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે.

ભોગોનું સુખ એટલે ઇન્દ્રિયોને ભાવતા, ફાવતા, ગમતા લૌકિક ભોગોમાંથી જીવને મળતો આનંદ. પાંચે જ્ઞાનેઇન્દ્રિયોનું વિષયસુખ ભોગવવા જીવ લોલુપ બની જાય છે, ત્યારે તે પ્રભુને ભુલી જાય છે. તેને પ્રભુની સુધિ બિલકુલ નથી આવતી. જીવને તે વખતે એટલું પણ સમજાતું નથી કે ઇન્દ્રિયવિષયજન્ય સુખ જે તેને તાત્કાલિક સુખ આપે છે તે તો અલ્પ સુખ આપનારું છે અને તે અલ્પ સુખ થોડા વખત પછી સુખ કરતાં સો ઘણું, હજાર ઘણું દુઃખ આપનારું બનશે. આમ છતાં દોષોથી ભરેલો જીવ ઇન્દ્રિયજન્ય સુખ ભોગવવા લલચાય છે જ. લોભ અને લાલચ એવાં છે કે જયાં સુધી જીવમાં વિવેક ન આવે ત્યાં સુધી જીવ લોભ અને લાલચમાં તણાવાનોજ અજ્ઞાન એ લોભ અને લાલચની માતા છે.

જીવને પ્રભુએ સમજ આપી છે જે પશુને નથી આપી. પંતગિયું, હરણ, હાથી, માછલી કે ભમરો સમજણ વિનાનાં છે. એટલે તેઓ ઇન્દ્રિયજન્ય સુખમાં લલચાય તે તો સહજ છે. જયારે જીવને તો પ્રભુએ સમજ, વિવેક, બુદ્ધિ બધું આપ્યું છે. તેને કારણે તે બધું સમજતો હોય છે કે બહુ ભોગો ભોગવીશ તો રોગી બનીશ. તેમ છતાં જીવનું મન જાણી જોઇને કૂવામાં પડવા તૈયાર થાય છે. મન તો માખી જેવું છે. જેમ ઘડીમાં તે મધ પર બેસે છે તો ઘડીમાં તે વિષ્ટા પર બેસે છે. માટે ઉપનિષદ્ કહે છે કેઃ

**મનઃ એવ મનુષ્યાણાં કારણં બંધમોક્ષયોઃ ।**

**બન્ધાય વિષયાસક્તં મુક્ત્યૈ નિર્વિષયં સ્મૃતમ્ ॥ (પરાશર સ્મૃતિ)**

મનુષ્યનાં બંધન અને મોક્ષનું કારણ મન છે. જો જીવનું મન વિષયોમાં આસકત બને તો તે તેને બંધન કરનારું છે અને જો મન વિષયાસકિત રહિત બને તો તે તેને મુકિત અપાવનારું છે. જેણે મનને સંયમમાં રાખ્યું તેનો ભગવદ્ ભાવ વધવાનો. માટે જ ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે, **"ઉદ્ધરેત્ આત્મના આત્માનમ્"** જીવાત્માએ પોતે પ્રયત્ન કરી પોતાનો ઉદ્ધાર કરવાનો છે. શાસ્ત્રોએ પોકારી પોકારી જીવને ઉદેશીને કહ્યું છે કે 'જે જીવો મર્યાદારહિત લૌકિક ભોગો ભોગવવા જાય તે જીવો નરકના અધિકારી છે. વિષયોની વાસનાજ વિનાશકારી છે.' શ્રીમહાપ્રભુજી સંન્યાસનિર્ણય ગ્રંથમાં આજ્ઞા કરે છે કેઃ

**'વિષયાક્રાંત દેહાનાં નાવેશો સર્વથા હરિઃ'**

વિષયોથી ભરેલા દેહવાળા જીવોમાં હરિ કદી પધારતા નથી. શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનો ભાવ એવો છે કે જેમ ગંદકીથી ખદબદતી જગાએ ઉત્તમ વસ્તુ ન રહે તેમ લૌકિક વિષયો જયાં ખદબદતા હોય ત્યાં ભગવદ્ભાવ ફરકી શકે પણ નહિં. પુષ્ટિમાર્ગમાં ઇન્દ્રિયજન્ય વિષયોનો ત્યાગ કરવાનો નથી કહ્યો, પણ તેમનું ભગવાનને સમર્પણ કરવાનું કહ્યું છે. નેત્રોથી શ્રીઠાકોરજીનાં દર્શન કરવાં, કાનથી ભગવદ્ગુણો, ભગવદ્કથાનું શ્રવણ કરવું, નાકથી પ્રભુની પ્રસાદીમાળા અને તુલસીજીની સુગંધ લેવી, જીભથી પ્રભુનો પ્રસાદ લેવો, હાથથી પ્રભુની સેવા કરવી. એથી ઇન્દ્રિયો અલૌકિક વિષયોની વાહક બનશે. માટે ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞા અનુસાર જીવે જાતે જ આત્માની મદદથી આત્માનો ઉદ્ધાર કરવો. આગળ ભગવાન કહે છે કેઃ **"ન આત્માનમ્ અવસાદયેત્"** કોઇ પણ સંજોગોમાં જીવે આત્માની અધોગતિ ન થાય તે સાચવવું. તેનો ઉદ્ધાર થાય તેમ કરવું. 'ઉદ્ધાર' માં બે શબ્દો છે. ઉદ્+હૃ = ઉદ્ધાર. 'ઉદ્' એટલે ઉપર અને 'હૃ' એટલે ખેંચવું. ઉદ્ધાર એટલે જીવાત્માને ઉપર ખેંચવાની ક્રિયા. જીવાત્માની ઉર્ધ્વગતિ કરવી. જીવાત્માની પ્રભુ તરફ ગતિ કરાવવી એનું જ નામ ઉર્ધ્વગતિ. જીવનમાં જીવે કરવા જેવું જો કોઇ કામ હોય તો આ કામ જ છે. પશુમાંથી પ્રાકૃત મનુષ્ય બનીયે. પ્રાકૃત મનુષ્યમાંથી સંસ્કારી મનુષ્ય બનીયે, સંસ્કારી મનુષ્યમાંથી ભગવદ્ભકત બનીએ. ભગવદ્ભકત માંથી ભગવદીય બનીએ અને ભગવદીયમાંથી તાદશી બનીએ. આનું નામ જ ઉર્ધ્વગતિ કે ઉદ્ધાર.

માટે ભગવાન આગળ કહે છે **"ન અવસાદયેત્"** જીવ ભકતમાંથી ભગવદીય ન બની શકે તો વાંધો નહિ, પણ 'અભકત' કે 'આસુરી જીવ'

ન બને એટલું જીવે અવશ્ય ધ્યાન રાખવું. અહીં શંકા થાય કે જીવ 'ઉંચે ન જઇ શકે તેનો અર્થ નીચે ન જવું.' માં નથી સમાઇ જતો? ભગવાનને એકની એક વાત શા માટે બેવડાવવી પડી ? ભગવાન તો મહાન માનસશાસ્ત્રી છે. મનના મહાન જાણનાર મનોજ્ઞ છે. સર્વજ્ઞ છે. આમ કહેવા પાછળ ભગવાનનો મહાન હેતુ છે. મોટું પ્રયોજન છે. ગુલાબભાઇ તમે ગુલાબદાસ ન બનો તો કોઇ વાંધો નથી. પણ કમ-સે-કમ ગુલાબભાઇ બનીને તો રહેજો, ગુલાબખાં ન બનશો. જો ગુલાબખાં બન્યા તો તમારું અંધઃપતન થયું છે તેમ સમજી લેજો.

ભગવાન જીવમાત્રને એક વાત સ્પષ્ટ કહે છે કે "જીવ ભલે ઉંચે ન ચઢી શકે, પણ તે જયાં છે ત્યાંથી તો હરગીજ નીચે ન ઉતરે." ભકતમાંથી અભકત ન બનાય તેટલું જ સંભાળવાનું છે. જીવે દૈવી ગુણો લાવવા મથવું. જો તે ન લાવી શકાય તો વાંધો નહિ, પણ આસુરી દુર્ગુણો ન આવી જાય તેટલું સંભાળવું. જીવે વારંવાર મનથી પ્રભુને સ્તુતિ કરવી કે "હે પ્રભુ ! આપની કૃપાથી હું ભગવદ્‌ભાવ તરફ ઊંચે જવા પ્રયત્ન અવશ્ય કરીશ. જો તેમાં નિષ્ફળ જઇશ તો કમ-સે-કમ આપનોજ ભાવ અત્યાર સુધી સંગ્રહ કર્યો છે તેમાં તો ઓટ નહિ જ આવવા દઉં. હે પ્રભુ ! આપની કૃપાથી મને જે ભગવદ્‌ભાવની, અને જેટલા ભગવદ્‌ભાવની બક્ષિસ, ભેટ મળી છે તેને તો કદી ગુમાવીશ નહિં. મારા પ્રાણના ભોગે પણ હું તેને જાળવીશ. મારા ભાવનું રક્ષણ કરવા હું સતત જાગૃત રહીશ. લૌકિક ભોગો તરફ જતા મનને સતત સંયમમાં રાખીશ. હું જે જગાએ છું ત્યાંથી એક ડગલું પણ નીચે ઉતરીશ નહિં." આ વાત એક દ્દષ્ટાંતથી સમજીએ.

એક માણસને કૂવામાંથી ડોલ વડે પાણી કાઢી હોજ ભરવાનું કહેવામાં આવ્યું. બિચારો તે આખો દિવસ મથ્યો, પણ હોજ ભરાવો તો બાજુ રહ્યો, પણ તે ભીનો એ ન કરી શક્યો. બીજા દિવસ તેના મિત્રે તેનું ધ્યાન ખેચ્યું કે હોજ ભરવા માટે મોટી ડોલ લાવવાની જરૂર નથી, પણ તારી ડોલમાં અસંખ્ય છિદ્રો છે તે બંધ કરવાની જરૂર છે. પેલા માણસે એમ કર્યું. પછી તે જ ડોલથી પાણી ખેંચી તેણે હોજ છલોછલો ભરી દીધો.

તે ન્યાયે આપણી જીવનરૂપી ડોલમાં લૌકિક ઇન્દ્રિયોના વિષયોનાં અનેક છિદ્રો પડયાં છે. તે છિદ્રો પૂરવાનું કામ આપણે કરીએ તોયે ઘણું છે. હું દંભ નહિ કરું, હું દ્વેષ નહિ કરું, હું ક્રોધન નહિ કરું, હું લોભ નહિ કરું, હું અભિમાન નહિ કરું, આ રીતે આસુરી દુર્ગણો લાવનારાં છિદ્રો બંધ થવા લાગતાં જીવનરૂપી ડોલમાં સદ્‌ગુણોરૂપી જળ આપોઆપ ભરાવા લાગશે.

તેનાથી પ્રભુ માટેના પ્રેમનો હોજ, વૈષ્ણવો પ્રત્યેનો સ્નેહનો હોય, ગુરુ તરફની સેવાનો હોય આપોઆપ ભરાવા લાગશે.

જીવનમાં દરેક માણસની, પ્રત્યેક જીવની કે દરેક વૈષ્ણવની સ્થિતિ પર્વતારોહક જેવી છે. પર્વતારોહકને જવું છે તો ઉર્દ્વદિશામાં, પણ ગુરુત્વાકર્ષણનું બળ અને ખેંચે છે તળેટી તરફ. એટલે ઉર્દ્વદિશામાં જવા તેને બેવડી મહેનત કરવી પડે છે. એક તો નીચે ન સરકી જવાય તેની અને તે પછી બને તેટલા ઉપર ચડવાની. આમ કરવામાં તેની વધારે શકિત ઘણી વાર તો નીચેન સરકી જવામાં તેને ખરચવી પડે છે. પણ તેમ કરવામાં તેણે જે શકિતનો વિનિયોગ કર્યો તે તેણે વેડફી નાખી છે તેમ તો ન જ કહેવાય. પોતાના સ્થાન પર ટકી રહેવાની સિદ્ધિ તો કમ-સે-કમ તેણે મેળવી જ ગણાય. વૈષ્ણવમાં રહેલી વિષયભોગની વૃત્તિઓ અને પ્રભુ તરફ જવાની વૃત્તિઓ બંને પ્રકારની વૃત્તિઓ દોરડા-ખેંચની રમત જેવી સામસામી ખેંચે છે. જે વૈષ્ણવમાં અસદ્ અંશો પ્રધાન હશે તેનું અધઃપતન નિશ્ચિત છે. સદ્અંશો થોડા ઘણા પણ હશે તો તે એટલું તો કરશે કે તે જયાં હશે ત્યાંનો ત્યાં ટકી રહેવા પ્રયત્ન તો કરશે જ. પેલી કહેવત છે ને કે **"નિશાનચૂક માફ. ન માફ નીચું નિશાન."**

આ રીતે વૈષ્ણવે વિષયજન્ય ભોગો ભોગવવાનું ઓછું કરવા સતત પ્રયત્ન કરતા રહેવાનું છે. ધીમે ધીમે તેને મધ્યમસર ભોગવાય તેવું કરવા ક્રમશઃ પ્રયત્ન કરવાનો છે. **"ઉતાવળે આંબા ન પાકે."** એટલે વિષયજન્ય ભોગો ભોગવવાનું જીવ એકદમ તો બંધ નહિ કરી શકે, પણ તે અશકય છે તેવું નહિ માની શકાય. જીવે તેમને તજવા પ્રયત્ન કરવાનો છે. જો વૈષ્ણવ પ્રયત્ન કરવા કટિબદ્ધ થશે તો શ્રીઠાકોરજી તેને પૂરેપૂરા સહાયક બનશે.

એક અભણ ખેડૂત છે. ખેતરમાં ખેતીનુ કામ કરે છે. તેને કોઇએ કહયું કે 'ભગવાન મનુષ્યને મુશ્કેલીમાં મદદ કરે છે.' આ અભણ ખેડૂતે એમ માની લીધું કે જયારે માણસ મુશ્કેલીમાં મૂકાય ત્યારે પ્રભુ તેની મદદે આવી પહોંચે છે. એક વખતે એવું બન્યું કે તે ખેતરમાંથી ગાડું લઇને ઘરે જતો હતો. રસ્તો કાદવ-કીચડ ભરેલો આવ્યો. કીચડમાં ગાડું અટકી ગયું. બળદ આગળ ચાલતા અટકી ગયા. એટલે તે તો ગાડાને કીચડમાં મૂકીને નજીક આવેલા ઝાડ નીચે જઇને બેઠો. તેણે તો પેલા સાંભળેલા વાકયને મમરાવે રાખું, "જે માણસ મુશ્કેલીમાં મૂકાય છે તેને ભગવાન મદદ કરે છે." તેણે તો માની લીધું કે "હમણાં ભગવાન આવશે અને ગાડાને કાદવામાંથી બહાર

કહાડી આપશે.'' થોડીવાર થઇ પણ પ્રભુ તો કંઇ મદદે આવ્યા નહિં. એટલામાં તેણે આકાશવાણી સાંભળી, ''ભાઇ ! જો તું ગાડું કાદવમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરે તો જ પ્રભુ તારી મદદે આવે.'' હવે પેલો ખેડૂત ઉભો થયો અને ગાડું કાદવમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો. તેણે થોડો પરિશ્રમ કર્યો અને સફળ થયો. God helps those who help themselves.

અહીં વૈષ્ણવે એ સમજવાનું છે કે તેણે ભોગવૃત્તિ ઓછી કરવા પ્રયત્ન કરવાનો છે. પછી ભગવાન તેનો પ્રયત્ન જોઇને તેના પર કૃપા કરે. **''ભાવો ભાવનયા સિદ્ધઃ''** ભાવની સિદ્ધિ કરવાની ઇચ્છા હોય તો ભાવ દ્વારા જ સિદ્ધિ પ્રાપ્ત થશે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે :

**''ઇન્દ્રિયાર્થેષુ વૈરાગ્યમનહંકાર એવ ચ ।**
**જન્મમૃત્યુજરાવ્યાધિ-દુઃખદોષાનું દર્શનમ્ ॥''** (ગીતા ૧૩-૮)

ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય ન રાખવો, અહંકાર રહિતપણું, જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ વગેરેમાં વારંવાર દુઃખ અને દોષ જોવા વગેરે વૃત્તિનો સર્વથા જીવે ત્યાગ કરવો, કારણ કે ઇન્દ્રિયો બળવાન ઘોડા જેવી છે. તેમને તો હંમેશાં ભોગો ભોગવવવામાં જ આનંદ આવે છે. જીવને પાંચ જ્ઞાનેન્દ્રિયો છે- આંખ, કાન, નાક, જીભ અને ત્વચા (સ્પર્શેન્દ્રિય) અને પાંચ કર્મેન્દ્રિયો છે- હાથ, પગ, વાણી, ગુદા અને ઉપસ્થ (જનેન્દ્રિય) અને અગિયારમું મન. આ દસ ઇન્દ્રિયો દસ બળવાન અશ્વો છે. આ ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને મનરૂપી લગામથી કાબૂમાં રાખવા જીવે સતત પ્રયત્ન કરવાનો છે.

શ્રીભાગવતજીમાં નાગદમનલીલા આવે છે. તે નાગ એ જ મન અને ઇન્દ્રિયો તે નાગની ફણાઓ છે. કાલિયનાગમાં ઝેર હતું. તેમ આપણી એક એક ઇન્દ્રિયમાં વિષયોનું ઝેર ભર્યું છે. પણ પુષ્ટિમાર્ગ ઇન્દ્રિયોનું દમન કરવાનું નથી કહેતો. ભગવાન શ્રીકૃષ્ણે બધા અસુરોને માર્યા છે, પણ ભગવાન કાલિયનાગને મારતા નથી. ભગવાને નાગને માર્યો નથી પણ નાથ્યો છે. તેને રમણદ્વીપમાં મોકલ્યો છે. તેમ શ્રીમહાપ્રભુજી ઇન્દ્રિયોને પ્રભુગામી બનાવવાની આજ્ઞા કરે છે. ભકત કવિ દયારામાભાઇ કહે છે કેઃ

**નિરખે નેત્ર નંદલાલને, શ્રૃતિ કથા રટે મુખ નામ;**
**નાસિકા સુંઘે પ્રેમ શું, પ્રસાદી પુષ્પ તુલસીદામ.**
**દામ ઘ્રાણ કરે કર હરિ સેવા, દોડે ચરણ હરિદર્શન લેવા;**
**મને ધ્યાન નટવર છબી શ્યામ, સર્વાંગે કરે પ્રભુને દંડપ્રણામ.**

લૌકિક ભોગોમાંથી મનને પ્રભુ તરફ વાળવું ઘણું જ દુષ્કર છે પવનને રોકવો શકય છે, પણ મનને વિષયોમાંથી હટાવવું ઘણું જ મુશ્કેલ કાર્ય છે. અર્જુન પણ ભગવાન શ્રીકૃષ્ણને મનની ગતિની વાત કરતાં કહે છે કેઃ

**ચંચલં હિ મનઃ કૃષ્ણ પ્રમાથિ બલવત્ દઢમ્ ।**
**તસ્યાહં નિગ્રહં મન્યે વાયોરિવ સુદુષ્કરમ ॥ (ગીતા ૬-૩૪)**

હે કૃષ્ણ ! મન સ્વભાવથી જ ચંચળ, શરીર અને ઇન્દ્રિયોને વિકાર પમાડનારું, વિચાર વડે પણ જીતી શકાય નહિ એવું બળવાન તથા વ્રજ જેવું દઢ છે. જેમ આકાશમાં ફૂંકાતા વાયુને ઘડામાં રોકી શકાતો નથી તેમ એ મનનો પણ નિગ્રહ કરવો મને તો ઘણો કઠણ લાગે છે.

તે વખતે ભગવાન શ્રીકૃષ્ણ મનનાં ચંચળતા આદિ દોષોનો સ્વીકાર કરીને પણ તેનો નિરોધનો ઉપાય અર્જુને બતાવતાં કહે છે કેઃ

**અસંશયં મહાબાહો, મનો દુર્નિગ્રહં ચલમ્ ।**
**અભ્યાસેન તુ કૌંતેય, વૈરાગ્યેણ ચ ગૃહ્ય તે ॥ (ગીતા ૬-૩૫)**

હે મોટી ભુજાવાળા અર્જુન ! ચંચળતા આદિ દોષોને લીધે મનનો નિગ્રહ કરવો અત્યંત દુષ્કર છે તેમ તું કહે છે. તેમાં જરા પણ સંશય નથી, પરંતુ ધીમે ધીમે વિષયોની અનિત્યતા વિચારીને તેમના પ્રત્યેનો વૈરાગ્ય વધારીને વિષયોનું ચિંતન દૂર કરવાના અભ્યાસથી એ બળવાન મનને નાથી શકાય છે એમ તું માન.

શ્રીહરિરાયજી પણ એજ આજ્ઞા કરે છે કે વિષયો તરફ દોડતા મનને રોકવા, ટોકવા, અટકાવવા વૈષ્ણવે અષ્ટપ્રહર પ્રભુનું નામસ્મરણ સતત ચાલુ રાખવું. રાઈનો દાણો ગાયના શિંગડા પર ટકે તેટલો સમય પણ પ્રભુસ્મરણ ચૂકવું નહિ. આમ કરવાથી ધીમે ધીમે મનની વૃત્તિઓ પ્રભુમાં જોડાઇ જશે. ભકત દયારામ ભાઈ કહે છે કેઃ

**ગાજે ગાજે રે, ગોંવિદગુણ નિત્ય ગાજે.**
**હસ્ત વડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે રે.**
**નેત્રે નિરખે નંદનંદનને, હરિ જશરસ શ્રવણને પાજે રે.**
**ઘ્રાણને પુષ્પપ્રસાદી તુળસી, પ્રભુનો પ્રસાદ સાધુસંગે ખાજે રે.**
**નમન કરે શિર હરિ હરિજનને, તીર્થનાં તીર્થમાં નિત્ય નહાજે રે.**
**મન મધુવ્રત પદકમળે રાખે, દાસ દાસ હરિનો થાજે રે.**
**સંતસંગ વિના પલક ખોશમાં, દુષ્ટસંગ થકી દૂર જાજે રે.**
**દેહધારી સહુ પર દયા રાખી, હરિ ગુરુ હરિજન સમ ચહાજે રે.**
**સાચો સ્નેહ રાખ કૃષ્ણ સાથે, છળ કરીને વિશ્વને મા વહાજે રે.**
**'દયો' કહે જો એ સધી આવે તો, વણ શ્રમે વૈકુંઠ જાજે રે.**

ભકત દયારામભાઈ ઈન્દ્રિયોનો વિનિયોગ પ્રભુમાં કેવી રીતે કરવો તે બતાવતાં કહે છે કે "હે વૈષ્ણવ ! તું અહર્નિશ ભગવાનના ગુણાનુવાદ જ ગા. તારા હાથનો ઉપયોગ હરિસેવામાં અને ચરણનો ઉપયોગ પ્રભુદર્શન કરવા જવામાં કર. આંખોથી નંદનંદનને નિરખ અને કાનને હરિના યશનું રસપાન કરાવ. નાકને ભગવાનને અર્પણ કરેલાં પુષ્પ અને હરિચરણોએ ધરેલાં તુલસી દલની સુગંધ લેવરાવ. પ્રભુને ધરાવેલો પ્રસાદ વૈષ્ણવોના સંગમાં મળીને ખા." અર્થાત્ પ્રભુપ્રસાદ એકલો એકલો ન ખાઈશ. મસ્તકથી શ્રીપ્રભુને અને પ્રભુના ભકતોને નમન કરજે. તીર્થજળથી સ્નાન કરજે. મનને પ્રભુના ચરણકમળમાં રાખવાનું વ્રત રાખજે. હરિના દાસોનો દાસ થઈને રહેજે. એક પળ પણ સંતોના સંગ વિના રહીશ નહિં. દુઃસંગથી દૂર રહેજે. પ્રત્યેક જીવ પર દયા રાખજે. હરિ, ગુરુ અને વૈષ્ણવને સમાન ગણજે. ભગવાન શ્રીકૃષ્ણમાં સાચો સ્નેહ રાખજે. જગતમાં છળ-કપટ કરી કોઈને છેતરીશ નહિ. દયારામ ભાઈ કહે છે કે જો વૈષ્ણવ આ રીતે જીવન વહેવાર કરે તો, વૈષ્ણવ કોઈ પણ જાતના શ્રમ વિના વૈકુંઠ જઈ શકે છે.

જીવ આ રીતે પોતાની સર્વ ઈન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેને પ્રભુમાં જોડે તો તેના મનમાંથી લૌકિક ભોગો તરફ વૈરાગ્ય જાગે. વૈરાગ્ય જાગવાથી જગત તરફની જીવની આસકિત ઘટે. પરિણામે તેના ભગવદ્ભાવનું પોષણ થાય. હવે ભાવપોષણના બીજા સાધન વિષે વિચારીએ.

**શ્રીકૃષ્ણ મેલના ભાવત્ (શ્રીકૃષ્ણ+મેલન+અભાવત્)**

જીવ હજારો વર્ષથી ભગવાનથી વિખૂટો પડયો છે. તેનું જીવને હૃદયમાં દુઃખ થવું જોઈએ. આનું દુઃખ જીવને બિલકુલ થતું નથી, પણ લૌકિક વિરહની બાબત હોય તો જીવને ઘણું દુઃખ થાય છે. એક માનો દીકરો પરદેશ ગયો છે. ઘરમાં કોઈ સારો પ્રસંગ આવ્યો છે, તો માને પરદેશ ગયેલો દીકરો યાદ આવશે. તેના વિરહનું તેને દુઃખ થશે. એટલે તે ઘરના ખૂણામાં જઈને દીકરાને યાદ કરી આંસુ પાડી લેશે અહીં દીકરાના વિરહનું માને ભારે દુઃખ છે.

જે રીતે માને દીકરાના વિરહનું દુઃખ થતાં આંખોમાંથી અશ્રુ વહ્યાં, તે જ રીતે પ્રભુનો જીવને વર્ષોથી વિરહ થયો છે. તેનું જીવને ભારે દુઃખ થવું જોઈએ. એ દુઃખ અલૌકિક વિરહનું દુઃખ છે. તેથી જીવને વારંવાર એ દુઃખનું દર્દ થતાં તેનું હૃદય દ્રવવું જોઈએ. ગિરા ગદ્ગદ્ થવી જોઈએ અને નયનોમાંથી અશ્રુધારા વહેવી જોઈએ. અરેરે ! પ્રભુથી વિખૂટા પડે કેટલો બધો વખત વહી ગયો ! આખો જન્મારો વીતવો આવ્યો, છતાં મને પ્રભુનું

મિલન નથી થયું. પ્રભુમિલનના અભાવે જીવને હૃદયમાં પ્રભુના મિલનના અભાવનું જે દુઃખ થાય તેને શ્રીહરિરાયજી મિલનના અભાવનું દુઃખ કહે છે, જીવને આવું દુઃખ થવું જ જોઇએ. જો જીવને આવું દુઃખ થાય તો તેથી જીવના ભગવદ્‌ભાવનું પોષણ થાય.

જીવનો સ્વભાવ એવો લૌકિક આસકિતવાળો બની ગયો છે કે એક સામાન્ય બાબત પણ જો બની થઇ હોય તો તે દિવસોના દિવસો સુધી તેને યાદ કરી દુઃખી કરે જશે. એક વેપારીની વાત છે. દુકાનનો હિસાબ મેળવવા રાત્રે બેઠો છે. હિસાબ મેળવતાં એક પૈસાનો હિસાબ મળતો નહોતો. એક પૈસાની ભૂલ શોધવા તે પોતાના ઓરડામાં બેસી ગયો. ત્રણ દિવસની મહેનતે અંતે તેને એક પૈસાની ભૂલ જડી. ત્યારે તે ખૂબ આનંદમાં આવી ગયો અને બોલતો બોલતો ઓરડામાંથી બહાર નીકળ્યો, "મળી ગઇ, મળી ગઇ, ભૂલ મળી ગઇ." તે વખતે બહાર એક સંત બેઠા હતા. તેમણે આ શબ્દો સાંભળ્યા. તેમણે વેપારીને પૂછ્યું "ભાઇ! તને શું મળી ગયું."

"અરે મહારાજ ! હિસાબમાં એક પૈસાની ભૂલ આવતી હતી. ત્રણ દિવસની મથામણને અંતે એ ભૂલ જડી ગઇ. તેથી મને અંતરમાં આનંદ થયો. તેથી મારાથી આનંદના અતિરેકમાં એમ બૂમ પડાઇ ગઇ."

"ભલા માણસ ! એક પૈસાની ભૂલ શોધવા માટે તેં જેટલી મથામણ કરી તેટલી જ મથામણ જો તેં પ્રભુમિલન માટે કરી હોત તો તને પ્રભુનું મેલન થાત."

જીવ લૌકિકની નાશવંત વસ્તુ મેળવા જેટલો પરિશ્રમ લે છે, તેથી અર્ધો પણ પ્રભુની પ્રાપ્તિ માટે કરે તો તેનું જીવન સાર્થક થાય. શ્રીમહાપ્રભુજીએ દૈવી જીવને પ્રભુ મિલન કરી આપવા બ્રહ્મસંબંધ દીક્ષા આપી કહ્યું કે, "હે જીવ ! તું હજારો વર્ષથી ભગવાન શ્રીકૃષ્ણથી વિખૂટો પડચો છે. હવે તું સેવારૂપી સાધન દ્વારા તારા હૃદયમાં પ્રભુમિલન માટે વિરહનો ભાવ જગાડજે." શ્રીમહાપ્રભુજીની આ આજ્ઞા અનુસાર જીવના હૃદયમાં પ્રભુમિલનનો તાપ-કલેશ નિત્ય રહેવો જોઇએ. જીવે મનને પૂછવું જોઇએ કે, "હે જીવ ! તેં કદી પ્રભુ-મિલન માટે હૃદયમાં તાપ-કલેશ કર્યો છે ?" અરે ! પેલી ગોપી તો એટલે સુધી કહે છે કે, "જયારથી અમે પ્રભુનું સૌદર્ય જોયું છે ત્યારથી અમારી ઊંઘ હરામ થઇ ગઇ છે. તે પ્રભુને ખોળે છે ?"

**"રૂપ દેખે નયન પલક લગે નહિ."**

જીવે પ્રભુ મિલન નથી થયું તે માટે આ પ્રમાણે વિચારવાની જરૂર છે. આજે તો આપણે દર્શન કરવા જઇએ છીએ. પણ પ્રભુનાં નયનામ્બુજ સાથે

આપણા નયનો મિલાવતા જ નથી. દર્શન કર્યા ન કર્યા ને ઘર તરફ ડગ માંડીએ છીએ. આજે જીવને પ્રભુ મિલનની હૃદયમાં આર્તિ નથી. શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે શ્રીસ્વામિનીજીને પ્રભુ-દર્શન નથી થતાં ત્યારે તેઓ કેવી રીતે આર્તિ કરે છે ? તેઓ ભગવાનને અંતરની આર્તિથી દર્શન માટે પ્રાર્થના કરે છે, "હે નાથ ! મને તારા દર્શન થયાં નથી. માટે નાથ! મને દર્શન આપો. 'દર્શનં દેહિ' અરે ! આ આંખોનું ફળ જ પ્રભુનાં દર્શનમાં રહેલું છે. પ્રભુએ નેત્રો આપ્યાં તેની સાર્થકતા જ પ્રભુ-દર્શન થાય તેમાં જ રહેલી છે. "અક્ષણવતાં ફલમિદમ્."

જો નેત્રોનો સદુપયોગ પ્રભુ-દર્શનમાં ન થાય તો આપણે પ્રભુને પ્રાર્થવું જોઇએ કે, "હે કૃપાનાથ ! તારાં દર્શન માટે તો તેં મને નેત્રો આપ્યાં છે અને તું દર્શન તો આપતો નથી." જીવને આવી આર્તિ, આવો તાપ-કલેશ ત્યારે જ થાય કે જયારે તેના આંતર્ચક્ષુ ઉઘડે. સૂરદાસજીને નેત્રો ન હતાં. પણ તેમને પ્રભુ માટે હૃદયમાં સાચો ભાવ હતો. તેથી નેત્રો વિના પણ તેઓ પ્રભુ-દર્શન નેત્રોવાળા જીવો કરતાં પણ સારી રીતે કરી શકતા. તેઓ જેવાં દર્શન કરતા તેવું જ પ્રભુ-સ્વરૂપનું કીર્તન રચી ગાતા.

શ્રીસૂરદાસજીની કસોટી કરવા એક વખત શ્રીઆચાર્ય-બાલકોએ યોજના વિચારી. તેઓએ એક દિવસ પ્રભુને વસ્ત્રો રહિત શૃંગાર કર્યો. ભકત સૂરદાસજી તો આંતર્ચક્ષુથી પ્રભુદર્શનનું સુખ માણત હતા. એટલે તેઓએ તો જેવાં દર્શન ખુલ્યાં અને પ્રભુનો જેવો શૃંગાર હતો તેવો જ શૃંગારવાળું કીર્તન ગાવાનું શરૂ કર્યું.

**દેખે રી હરિ નંગમનંગા ।**
**જલસુત ભૂષન અંગ બિરાજત, બસનહીન છબિ ઉઠત તરંગા ॥**
**અંગ અંગ પ્રતિ અમિત માધુરી, નિરખી લજ્જિત રતિ કોટિ અનંગા ।**
**કિલકત દધિસુત મુખ લેપન કરી, 'સૂર' હસત વ્રજયુવતિન સંગા ॥**

આ સાંભળીને શ્રીગિરિધરજી વગેરે બાલકો પોતાના મનમાં બહુ જ પ્રસન્ન થયા. તેઓએ શ્રીસૂરદાસજીને કહ્યું, "આ તમે કેવું કીર્તન ગાયું?" ત્યારે શ્રીસૂરદાસજીએ દીનતાથી કહ્યું, "કૃપાનાથ ! જેવો આપે અદ્‌ભૂત શૃંગાર કર્યો તેવું જ મેં અદ્‌ભૂત કીર્તન ગાયું છે." ત્યારે સઘળા બાલકો શ્રીસૂરદાસજી પર બહુ જ પ્રસન્ન થયા. ભલે, શ્રીસૂરદાસજીને ભૌતિક નેત્રો નહોતાં, પરંતુ દિવ્યચક્ષુ વડે તેઓ શ્રીઠાકોરજીનાં દર્શનનું સુખ માણતા. તેથી શ્રીહરિરાયજી જીવને આજ્ઞા કરે છે કે "જીવને પ્રભુમિલનનો અભાવ છે તેનું જીવને સતત દુઃખ થવું જોઇએ." તેથી આપશ્રી વૈષ્ણવને તેવા

દુઃખનું ભાવન કરવાની આજ્ઞા કરે છે, ''હે વૈષ્ણવ ! તારો ખરો સ્વામી તો શ્રીઠાકોરજી છે. તે પ્રિયતમનું તને મિલન થતું નથી. તેથી તેમનાં મિલનનું તું દુઃખ કર.'' વળી વૈષ્ણવને તેવા દુઃખની અનુભૂતિ થતાં વૈષ્ણવની વાણી ગદ્ગદ્ બનવી જોઇએ. વાણી કેવી બનવી જોઇએ ?

**''ગદ્ગદ્ ગિરા, લોચન અશ્રુધારા, પ્રેમ પુલક તનુ છાયે''**

આવી સ્થિતિ જયારે વૈષ્ણવની થાય ત્યારે તેના હૃદયમાં પ્રભુ માટેનું ભાવનું પોષણ થાય. જયારે વૈષ્ણવના મનમાં આવી આર્તિ જાગે ત્યારે અકિલષ્ટકર્મા પ્રભુ વષ્ણવની સામે આવીને તેને પ્રત્યક્ષ દર્શન આપી તેનું જીવન કૃતાર્થ કરે. જેમ સ્વામિનીજી પ્રભુને જુદાં જુદાં સંબોધન કરી દર્શન આપવા વિનવે છે. 'હા નાથ હા સ્વામી ! કવાસિ કવાસિ !' તેવાં જ સંબોધનોથી જીવે પ્રભુને દર્શન આપવા કરગરવું જોઇએ કે 'હે ગોકુલાધીશ ! હે ગોપીજનવલ્લભ ! હે ગોપીશ ! હે ગોપીજનોના પ્રાણાધીશ ! હે ગોપાળ ! હે પાલિતવ્રજ ! આપ મને કયારે મળશો?' આમ વૈષ્ણવે વારંવાર પ્રભુ-મિલન માટે દીનભાવથી, નિઃસાધન બનીને, શ્રીઠાકોરજીને વિનંતી કરવી જોઇએ. આવી વિનંતી કરતી વખતે વૈષ્ણવે શ્રીસ્વામીનીજીની જેમ જલ્પન કરવું જોઇએ. જો વૈષ્ણવ ભાવપૂર્વક પ્રભુના મિલન માટે આવી કાકલૂદી કરે તો તેના ભાવનું સુંદર રીતે પોષણ થશે.

જયારે શ્રીઅક્રૂરજી ભગવાન શ્રીકૃષ્ણને ગોકુળથી મથુરા લઇ જવા પધાર્યા ત્યારે તેમના મથુરા પધાર્યા પછી ગોકુળમાં રહેલા શ્રીયશોદાજી અને ગોપીજનોએ કેવો વિરહતાપ અનુભવ્યો હતો ? અક્રૂરજી શ્રીકૃષ્ણને મથુરા લઇ જવા શ્રીગોકુળ આવ્યા છે. તે વાતની શ્રીયશોદામાને ખબર પડતાં તેમનં હૈયું હાથ નથી રહેતું. તેઓ પોતાના પતિ નંદરાયજીને વિનંતી કરે છે, 'તમારે મથુરા જવું હોય તો ખુશીથી જાઓ, પણ મારો કનૈયાને ત્યાં ન લઇ જશો. મથુરામાં મારા લાલાની સંભાળ કોણ રાખશે? લાલો તો બહુ શરમાળ છે. હું તેને કેટલું મનાવું છું ત્યારે થોડું ખાય છે. મથુરામાં લાલાને મનાવીને કોણ જમાડશે ?'

નંદરાયજી શ્રીયશોદાજી ને સમજાવે છે, ''ગાંડી, હવે તો તારો લાલો અગિયાર વર્ષનો થયો છે. કયાં સુધી તું તેને ઘરની ચાર દિવાલોમાં ગોંધી રાખીશ ? હું તેને મથુરામાં બેચાર દિવસ ફેરવીને પાછો લઇ આવીશ. તું લાલાની જરાય ચિંતા ન કરીશ.'' પણ શ્રીયશોદાજીનું મન માનતું નથી. વિચારોમાં ને વિચારોમાં રાત પડી ગઇ. માને નિદ્રા આવતી નથી. તેમને બિલકુલ ચેન પડતું નથી. તેઓ તો પથારી છોડી આંગણામાં આવ્યાં અને

લમણે હાથ લઈને બેઠાં. લાલો જાગી ગયો. અંતર્યામી છે ને ! લાલો માનું દુઃખ જોઈ શકતો નથી. માને શોધતો શોધતો તે આંગણામાં આવ્યો. જુવે છે તો મા રડતાં હતાં. પોતાના પીતાંબરથી લાલાએ માનાં અશ્રુ લૂછી નાંખ્યાં. માની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં લાલાએ માને મધુર વાણીમાં આશ્વાસન આપ્યું. "મા, મારે તો અક્રૂર કાકાની સાથે મથુરા ફરવા જવું છે, પણ તું રડે છે એટલે હું મથુરા નહિ જાઉં ! હવે મા ! તું રડીશ નહિ. મથુરા હું નહિ જાઉં. તેનું ભલે મને દુઃખ થાય. તે હું સહન કરી લઈશ; પણ મા ! તું દુઃખ ન કરીશ."

મા કહે, "ના લાલા ! તને આનંદ થાય તો જ મને આનંદ થાય. આ તો તું મથુરા જવાનો છે અને તારાથી આજ સુધી હું છૂટી પડી નથીને એટલે મને દુઃખ થાય છે. ભાઈ મને કંઈ થતું નથી. તું ખુશીથી મથુરા જા. પણ એક વાત યાદ રાખજે તુ મારું સર્વસ્વ છે. તારા આધારે હું જીવું છું મને કદી છોડીશ નહિં."

લાલો હોશિયાર છે. બોલવામાં કોઈથી બંધાય એવો નથી, માને સાન્ત્વન આપે છે. "મા, તું મારી જરાયે ચિંતા ન કરીશ. હું જરૂર પાછો આવીશ હોં." જુવો, લાલાની હોશિયારી ! માને કહે છે 'કે હું જરૂર પાછો આવીશ,' પણ કયારે પાછો આવીશ એ લાલાજી માને કહેતા નથી. માતાજી પણ પૂછતાં નથી કે લાલા તું કયારે પાછો આવીશ ? માને તેવું પૂંછવાનું સૂઝતુંયે નથી. બુદ્ધિપ્રેરક તો શ્રીકૃષ્ણ જ છે ને. ભોળાં શ્રીયશોદાજીમાને લાલામાં એટલો બધો વિશ્વાસ છે કે લાલાએ કહ્યું કે "હું પાછો આવીશ" એટલે જરૂર તે પાછો આવશે જ. લાલાને મળવાની આશામાં ને આશામાં શ્રીયશોદાજીના પ્રાણ ટકી રહ્યા.

પ્રાતઃકાળ થયો છે. અક્રૂરજી રથ તૈયાર કરી નંદાલય આગળ આવીને ઉભા રહ્યા છે. યશોદાજીનું હૈયું લાલાથી છૂટા પડતાં દ્રવી જાય છે.

**મોહન નૈકું બદન-તન હેરૌ ।**
**રાખૌ મોંહિ નાત જનની કો, મદનગુપાલ લાલ મુખ ફેરૌ॥**
**પાછૈં ચઢૌ વિમાન મનોહર, બહુરૌ પ્રજમૈં હોત અંધેરૌ ।**
**બિછુરન ભેંટ દેહ ઠાઢે હવે, નિરખૌં ઘોસ જનમ કૌ ખેરૌ ॥**
**સમદૌ સખા સ્યામ યહ કહિ કહિ, અપને ગાઇ ગ્વાલ સબ ઘેરૌ ॥**
**ગએ ન પ્રાન સૂર તા અવસર, નંદજતન કરિ રહે ઘરેરૌ ॥**

યશોદાથી શ્રીકૃષ્ણનો વિરહ સહન થતો નથી. તેમણે શ્રીકૃષ્ણને વિનંતી કરી, "મોહન ! અમારા મોઢાં સામું તો જરા જો. હું તારી મા છું. મારા

તરફ તો મુખ ફેરવ. તારું મુખ મને બતાવ્યા પછી ભાઈ ! તું રથમાં ચઢ, કારણ કે તારા અહીંથી વિદાય થયા પછી આ વ્રજમાં અધારું છવાઈ જશે. જતાં જતાં એક વખત મારા ગળે વળગી વિરહની ભેટ તો આપતો જા. જતાં જતાં આ તારી ગાયો અને ગાયોના વાછરડાંઓને તો તારાં દર્શન કરાવતો જા. શ્યામ ! જતાં પહેલાં તારા ગ્વાલ-સખાઓને મળીને એટલું તો કહેતો જા કે તું પાછો આવે ત્યાં સુધી તારી ગાયોને સાચવે." યશોદાજીનો કલ્પાંત સૌ જોઈ રહ્યા હતાં. નંદરાયજીથી પણ યશોદાજીનું દુઃખ જોયું જતું ન હતું. તેથી તેમણે યશોદાજીને સમજાવવા ઘણા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયા. તેઓ બિલકુલ સમજ્યાં જ નહિ. જયારે શ્રીકૃષ્ણ અક્રૂરજીના રથમાં બેસવા તૈયાર થયા ત્યારે શ્રીયશોદાજી તો "લાલા લાલા" કરતાં મૂર્છિત થઇ ભૂમિ પર પડી ગયાં. કોઇના મોઢામાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. તે વખતે એક ગોપીએ અક્રૂરજીને પૂછયું "હે અક્રૂર, તું કનૈયાને મથુરા ન લઇ જાય તો સારું. ગોકુળવાસીઓ શ્રીકૃષ્ણ-વિરહ નહિ સહન કરી શકે. વ્રજવાસીઓને શ્રીકૃષ્ણ વિરહ સમાન કોઇ દુઃખ નથી. અક્રૂર, કનૈયા વિના ગોકુળ સ્મશાન જેવું બની જશે. જો કે અમે તો અભણ છીએ કંઇ જ જાણતાં નથી, પણ અરેરે ! આજે અમારું ભાગ્ય દુર્ભાગ્ય બન્યું છે. આજે અમારા પ્રિય લાલાને વસમી વિદાય આપવાની છે. હે વિધાતા ! તું પણ નિર્દય બની છે. સ્નેહ પણ તું કરાવે છે અને વિયોગ પણ તું કરાવે છે."

ગોપીઓ જયાં ઊભી હતી ત્યાં જ ઊભી રહી ગઇ. તેઓ ચિત્રવત્ સ્થિર થઇ ગઇ. તેમનાં મોઢાં સુકાઇ ગયાં હતાં. ખીલેલું પુષ્પ કરમાઇ જાય તેમ તેઓ નિરાશ બની ગયાં હતાં. એમનાં હૃદયની વેદના જલધારા બનીને તેમની આંખોમાંથી વહી તેમના કપોલ ભીંજવી રહી હતી. તેમનાં હૃદય કહેતાં હતાં કે "અરેરે ! હવે અમને લાલાનું મિલન કયારે થશે? શ્યામ વિદાયની સાથે અમારા પ્રાણ કેમ ન ચાલ્યા ગયા ?"

**સ્યામ બિનુ વ્રજ સુનો લાગે ।**
**સુની કુંજ તીર યમુનાકો સબ સૂનો લાગે ।**
**સ્યામ બિનુ ચૈન નહિ આવે ॥**

શ્યામના સુવર્ણ રથની વિદાય સાથે આખું ગોકુળિયું સૂનુંસૂનું થઇ ગયું. યશોદામા અને સૌ ગોપીજનો હૈયાફાટ કલ્પાંત કરે છે, ચોધાર આંસુએ રડે છે.

વૈષ્ણવે પણ પ્રભુ મિલન માટે આવો તલસાટ અનુભવવો. જેથી પ્રભુમિલનમાં આ પ્રકારનો ભાવ તેને સહાયક થશે. મિલન માટે વૈષ્ણવના

હૃદયમાં તાપ પ્રગટશે. શ્રીહરિરાયજી વૈષ્ણવને પ્રભુમિલનના ભાવના પોષણ માટે સતત આવું વિચારવાથી તેના ભગવદ્‌ભાવને પોષણ મળશે. તેવી આજ્ઞા કરે છે. વૈષ્ણવને પ્રભુનું મિલન ન થાય ત્યાં સુધી શું કરવું ? તેનો ઉપાય નીચેના સાધનમાં બતાવ્યો છે.

**ઉદાસીનતયા સ્થિતેઃ**

વૈષ્ણવે લૌકિક વ્યવહારમાં ઉદાસીનતા પૂર્વક રહેવું. લૌકિક - વૈદિકનું કોઈ પણ કાર્ય કરવામાં ઉદાસીનતા રાખવી. લૌકિક-વૈદિકમાં ઉદાસીનતા હશે તો અલૌકિકમાં આનંદ જાગશે. દહીં અને દૂધ બંનેમાં પગ રાખવાથી જીવના બંને બગડશે. એક મ્યાનમાં બે તલવાર ન રહી શકે. મન એક જ છે. તેથી એક મનને પ્રભુમાં પરોવવા જગત તરફ ઉદાસીન બનવું જ પડશે.

વિચાર આવે કે સૃષ્ટિની રચના તો પ્રભુએ કરી તેમાં આનંદ-પ્રમોદ માટે તો બધું સર્જન કર્યું છે. તો પ્રભુએ કરેલ પ્રત્યેક સર્જનમાંથી જીવે શા માટે આનંદ ન લેવો ? શ્રીહરિરાયજી જીવને શા માટે ઉદાસીનતા કેળવવાની આજ્ઞા કરતા હશે ? તેના સમાધાનમાં સમજવાનું કે આનંદ લેવા માટે જીવ સામે બે વસ્તુઓ મૂકી છે. એક શ્રેયનું તત્ત્વ છે અને બીજું પ્રેયનું તત્ત્વ છે. જે પ્રેય તત્ત્વ છે તે લૌકિક તત્ત્વ હોઈ જીવમાત્રને પ્રિય લાગે છે. પ્રેયનો આનંદ તો છે, પણ અલ્પ આનંદ છે. આનંદનો આભાસ છે. થોડો વખત આનંદ મળ્યા પછી તે દુઃખમાં પરિણામે છે.

એક વિદ્યાર્થી અભ્યાસ કરે છે. શાળાનો સમય પૂરો થયા પછી તે ઘેર આવે છે. તે વખતે તેના મિત્રો તેને ક્રિકેટ રમવા બોલાવવા આવે છે. બીજી બાજુ એક અઠવાડિયા પછી તેને માથે વાર્ષિક પરીક્ષા આવી રહી છે. ક્રિકેટ રમવા જવું તે તેને માટે પ્રેય છે. પરીક્ષા તેનું શ્રેય કરનારી છે. આ શ્રેય અને પ્રેય બંને વચ્ચે વિદ્યાર્થીએ નિર્ણય કરવાનો છે. જો તે ક્રિકેટને તિલાંજલી આપી પરીક્ષાની તૈયારીને મહત્ત્વ આપશે તો તેનું આખું જીવન સુખમય બનશે. તેથી તેણે ક્રિકેટ તરફ ઉદાસીનતા બતાવવી જોઈએ.

તે જ રીતે વૈષ્ણવે પણ શ્રેય અને પ્રેય બે વચ્ચે નક્કી કરવાનું આવે ત્યારે તેણે શ્રેયને મહત્ત્વ આપી પ્રેય તરફ ઉદાસીનતાનો ભાવ બતાવવાની આજ્ઞા શ્રીહરિરાયજી આપે છે. ઉપનિષદમાં નચિકેતાનું દૃષ્ટાંત આપ્યું છે. પિતાના ક્રોધનો ભોગ બનેલા નચિકેતા યમરાજને કહે છે કે, ‘દેવ ! જો આપ મારા પર પ્રસન્ન થયા હો તો મને આત્મજ્ઞાન આપો.’’ નચિકેતાની વાત સાંભળી યમદેવે તેને કહ્યું, ‘‘બાલક ! આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની તારી ઉંમર નાની છે કે તે જ્ઞાન તને સમજાવવું બહુ કઠણ છે. હજુ તું નાનો

છે. કાલે યુવાન બનીશ. તો તું મારી પાસે વિદ્યા, સંપત્તિ, સત્તા માગ. અરે ! તું કહે તો તને ચક્રવર્તી રાજા બનવાનું વરદાન આપું."

'દેવ ! આપે જે માગવા કહ્યું તેમાંનુ કશું શાશ્વત ટકનારું છે ? એક દિવસ તો બધું નાશ પામે ને ! જ્યારે આત્મજ્ઞાન તો શાશ્વત છે. માટે મને તો આપ આત્મજ્ઞાન જ આપો. તે મારું શ્રેય કરશે."

જુઓ, નચિકેતા જેવો નાનો બાળક પણ શ્રેય અને પ્રેયનો ભેદ સમજે છે. આ આખ્યાયિકા આપણને સમજાવે છે કે વૈષ્ણવે પણ જીવનમાં શ્રેય તરફ વૃત્તિ રાખી પ્રેય તરફ ઉદાસીન રહેવું. જો કે જગતના સામાન્ય જીવોને શ્રેય કરતાં પ્રેય તરફ વિશેષ ઝોક હોય છે. પ્રેય તાત્કાલિક આનંદ આપે છે. અને આજનો જમાનો તાત્કાલિક સુખ શોધનારો છે, પણ વૈષ્ણવે તો તે પ્રવાહ તરફ ઉદાસીનતા જ કેળવવી.

શ્રેય એટલે પ્રભુનું જ્ઞાન, પ્રભુની સેવાની ઇચ્છા, પ્રભુ-સ્મરણની ઇચ્છા, સંત્સંગ વગેરેની ઇચ્છા. આ માર્ગે જવામાં જ પ્રભુના ભાવનું પોષણ થાય છે. ભગવાન વિના જીવનું કોઇ સાચું સંબંધી નથી.

**બિનું ગોપાલ નહીં કોઇ આપનો ।**
**કૌન પિતા, માતા, સુત, ભગિની, યહ સબ જગત રૈનકો સપનો ॥૧॥**
**ધન કારન નિસદિન જગ ભટકત, વૃથા જન્મ યોંહી બસ ખપનો ।**
**અંત સહાય કૈરે નહિ કોઇ, નિશ્ચય કાલ અગ્નિમુખ ઝખનો ॥૨॥**
**સબ તજિ હરિભજ જુગલ કમલપદ, મોહ નિગલ ચરનનતેં કપનો ।**
**કહે "હરિદાસ" શ્રીવલ્લભ વિઠ્ઠલ, શ્રીગિરિધર રસનામુખ જપનો ॥૩॥**

માતા, પિતા, પુત્ર, બહેન વગેરે દેહના સંબંધીઓ છે. જીવ ધનને કારણે રાત-દિવસ ભટકે જાય છે. પણ અંતકાળે તેમાંનુ કોઇ જીવને સહાય કરવાનું નથી. છેવટે તે અગ્નિના મુખમાં જઇને પડવાનો છે. માટે હે જીવ ! બધું છોડીને તું હરિનાં ચરણકમળનો આશ્રય કર. તે સિવાય મનમાંથી મોહ જશે નહિ. માટે શ્રીવલ્લભ, શ્રીવિઠ્ઠલનું નામ જીભથી જપ.

આ જગતની સર્વ વસ્તુઓ કાળને આધીન છે. ફક્ત ભગવાન જ કાળને આધીન નથી. કાળ ભગવાનને આધીન છે માટે વૈષ્ણવે હરિ-કીર્તન હરિનામ-સ્મરણમાં પોતાનું તન, મન અને સર્વસ્વ જોડી દેવું અને સંસાર તરફ ઉદાસીન રહેવું.

જડભરતજી પૂર્વજન્મે મહાન રાજા હતા. તેમની પાસે સંપત્તિ અને સત્તા, પુત્રો, પત્ની બધું હતું. છતાં તેમનામાં ભગવદ્‌બુદ્ધિ હતી. એટલે બધું હોવા છતાં, તેઓ ભગવદ્ ચિંતન કરતા અને સુંદર રીતે કુશળતાપૂર્વક રાજવહીવટ

પણ ચલાવતા હતા. લાંબા સમય સુધી રાજ કર્યા પછી, તેમને રાજપાટ અને કુટુંબ તરફ ઉદાસીનતા થઇ. એટલે રાજ્ય પુત્રોને સોંપી પ્રભુભકિત માટે તેઓ હરિક્ષેત્ર તરફ ચાલ્યા ગયા અને એકાંતમાં પ્રભુભકિત કરવા લાગ્યાં, ત્યાં એક અદ્‌ભૂત પ્રસંગ બન્યો. હરણીના એક બચ્ચા તરફ તેમના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ. તેને તેઓ પોતાના આશ્રમમાં લાવ્યા. તેનું પાલન-પોષણ કરવામાં તેમની ભગવદ્‌ ભકિત ઘટી અને હરણબચ્ચામાં દિનપ્રતિદિન આસકિત વધી. પરિણામે તેમને ભગવાની પ્રાપ્તિ થવામાં ત્રણ જન્મોનો અંતરાય પડચો. લૌકિક આસકિત કેટલી હાનિ કર્તા છે તેનું આ જીવતું જાગતું દષ્ટાંત છે માટે વૈષ્ણવે ધીમે ધીમે લૌકિક તરફ ઉદાસીન બનવા પ્રયત્ન કરવો.

શ્રીગુસાંઇજીના સેવક રાજા આસકરણ નરવરગઢના રાજા હોવા છતાં તેમને રાજય તરફ કેટલી બધી ઉદાસીનતા થઇ ? તેમના દરબારમાં એક સમયે તાનસેન આવ્યા. તાનસેનજી પ્રખ્યાત સંગતીકાર. રાજા આસકરણે તેમને સંગીત ગાવા કહ્યું. તાનસેને ગોંવિદસ્વામીએ રચેલું એક કીર્તન દરબારમાં ગાઇ સંભળાવ્યું.

**કુંવર બૈઠે પ્યારી કે સંગ, અંગ અંગ ભરે રંગ ।**
**બલિ બલિ બલિ બલિ ત્રિભંગી જુવતિન સુખદાઇ ॥**
**લલિત ગતિ વિલાસ હાસ, દંપતિ મન અતિ હુલાસ ।**
**વિગલિત કચ સુમનવાસ, સ્ફૂટિત કુસુમ નિકર તૈસીયે સરદરેનિ જુન્હાઇ॥**
**નવ નિકુંજ મધુપકુંજ કોકિલકલ, કૂજત પૂંજ ।**
**સીતલ સુગંધ મન્દપવન અતિ સુહાઇ ॥**
**"ગોવિન્દ" પ્રભુ સરસ જોરી નવ કિસોર નવી કિસોરી નિરખિ મદન કૌજ મૌરી।**
**છેલ છબીલે નવલકુંવર પ્રજકુલ મનિરાઇ ॥**

આ પદ સાંભળતા જ રાજા આસકરણને મૂર્છા આવી ગઇ. રાજા જયારે ભાનમાં આવ્યા ત્યારે તેમણે તાનસેનને પૂછયું, "કવિરાજ, આ પદ તમે બનાવ્યું છે ?"

"આ પદ મેં નથી બનાવ્યું પણ શ્રીગુસાંઇજીના સેવક શ્રીગોંવિદસ્વામીએ રચ્યું છે. મેં તેમની પાસેથી સાંભળેલું." તાનસેને ખુલાસો કર્યો.

આ પદની અસર રાજા આસકરણ પર એવી થઇ કે તેમણે તે દિવસથી પોતાના દરબારમાંથી બધા ગવૈયાઓને છૂટા કરી દીધા. પોતે શ્રીગોકુળ આવ્યા અને શ્રીગુસાંઇજીના સેવક બન્યા. શ્રીગુસાંઇજીએ તેમને શ્રીમદનમોહનજીનું સ્વરૂપ પધરાવી આપ્યું. તેમનું મન સેવામાં એવું તો

લાગી ગયું કે રાજકાજમાં ઉદાસીનતા આવી ગઈ. રાજકાજમાં મન લાગતું નથી.

**ન લૌકિકે મતિઃ કાર્યા, ભગવદ્ભાવ બાધિકા ।**
**લૌકિકં વૈદિકં ચાપિ, સ્વયં સાધયિતા પ્રભુઃ ॥**

કૃપામાર્ગની આ બલિહારી છે. નિજજનો સેવા-સ્મરણમાં આસકત રહે ત્યારે એના લૌકિક વૈદિક કાર્યો ભગવાન સ્વયં સિદ્ધ કરાવે છે. 'સેવા કરવા જતાં મારું લૌકિક બગડશે તો ?' એવી ચિંતા વૈષ્ણવે બિલકુલ કરવાની નથી. વૈષ્ણવે તો લૌકિક તરફ કેવળ ઉદાસીનતા બનવા પ્રયત્ન કરવાનો છે. તે માટે જ વૈષ્ણવોની સામે રાજા આસકરણનું દૃષ્ટાત અહીં મૂક્યું છે. રાજા આસકરણ પાસે સત્તા, સંપત્તિ બધું હોવા છતાં તે બધા તરફ તેઓએ ઉદાસીનતા રાખી. રાજકાજનું બધું કામ દીવાનને સોંપી તેઓ પ્રભુમય બનતાં માનસી સુધી પહોંચી ગયાં. રાજા આસકરણનું દૃષ્ટાંત આપણને સમજાવે છે કે પ્રત્યેક વૈષ્ણવે લૌકિક તરફની આસકિત છોડવી. તેનાથી તેના ભગવદ્ ભાવને પોષણ મળશે.-૬.

શ્રીહરિરાયજીની આજ્ઞા છે કે ભગવદ્ભાવના પોષણ માટે વૈષ્ણવે

૧. શ્રીકૃષ્ણના વિરહભાવની સ્ફૂર્તિ કરવી.
૨. શ્રીઠાકરોજીની ભકિત માટે લૌકિક ભોગોનો ત્યાગ કરવો.
૩. શ્રીઠાકરોજીના મિલનનો અભાવ હોવાથી હૃદયમાં મિલન માટે તાપ-કલેશ કરવો.
૪. લૌકિક-વૈદિક તરફ ઉદાસીનતાનો ભાવ કેળવવો.

## શ્લોક સાતમો

**સેવાતઃ સર્વદા ચિત્તે તદધીનત્વભાવનાત્ ।**
**લીલા ભિરેવ સર્વાભિર્દોષાણાં વિનિવૃત્તિતઃ ॥૭॥**

**શબ્દાર્થ :** **સેવાત**-સેવા વિશે; **સર્વદા**-હંમેશા; **ચિત્તે**-ચિત્તમાં; **તદ્**-તેનાં (ભગવાનનાં); **અધીનત્વ ભાવનાત્**-(પ્રભુના) આધીનપણાની ભાવનાથી; **લીલાભિઃ**-લીલાઓનાં અનુસંધાનથી; **એવ**-જ; **સર્વાભિઃ**-બધી લીલાઓ (બાલલીલા, કુમારલીલા અને પોગંડલીલા); **દોષાણાં**-દોષોની; **વિનિવૃત્તિતઃ**-નિવૃત્તિ થવાથી.

**શ્લોકાર્થ :** જીવે સતત ચિત્તમાં ભગવાનની સેવાનો જ વિચાર કરવો, બધું પ્રભુને આધીન છે એવી ભાવના રાખવી, પ્રભુની બાળલીલા, કુમારલીલા, પોગંડલીલા, વગેરે લીલાઓનું અનુસંધાન રાખવું અને જીવના દોષો કેમ નિવૃત્ત થાય તેનો વિચાર કરવો.-૭.

**વિવરણ :** શ્રીહરિરાયજી જીવના ભગવદ્‌ભાવનું પોષણ થાય તે માટે નીચેનું સાધન બતાવે છે.

**સેવાતઃ સર્વદા ચિત્તે**

જીવે ભગવદ્‌ભાવના પોષણ માટે હંમેશાં ચિત્તમાં ભગવદ્‌સેવાનો જ વિચાર કરવો. શ્રીમહાપ્રભુજી જીવને બ્રહ્મસંબંધ આપ્યા પછી શ્રીઠાકોરજીની સેવા કરવાની આજ્ઞા કરે છે. શ્રીમહાપ્રભુજી ઠાકોરજીનુંસ્વરૂપ બ્રહ્મસંબંધ લેનાર વૈષ્ણવને પધરાવી આપે છે ને આજ્ઞા કરે છે, ''આ મારું સર્વસ્વ છે. તેને છોડીને તું કયાંય ન જઇશ. પ્રભુને સુખ કેમ થાય તેનું જ ચિંતન અહર્નિશ કર્યા કરજે.''

'સિદ્ધાંત મુકતાવલી' માં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે, **''કૃષ્ણ સેવા સદા કાર્યા''** હંમેશાં એ શબ્દ એવો ભાવ બતાવે છે કે વૈષ્ણવે સતત પ્રતિપળ સેવાના વિચારોમાં જ ચિત્તને ગૂંથાયેલું રાખવું જોઇએ. તે એટલે સુધી કે **''અવ્યાવૃત્તો ભજેત્ કૃષ્ણમ્''** જીવે અવ્યાવૃત્ત થઇને શ્રીકૃષ્ણની સેવા કરવી જોઇએ. અવ્યાવૃત્તનો ભાવ જ એ છે કે ''હું મારું ભરણપોષણ કેવી રીતે કરીશ.'' તેનો વિચાર પણ જીવને ન આવવો જોઇએ. જેમ અર્જુનને પક્ષીની આંખ વિધવાનું કાર્ય કરવાનું હતું ત્યારે ગુરૂદ્રોણાચાર્યે અર્જુનને પૂછયું કે, ''તને પક્ષીની પાંખો દેખાય છે ? ચાંચ દેખાય છે ? આકાશ દેખાય છે ?'' ત્યારે અર્જુને ગુરુને સ્પષ્ટ જવાબ આપી દીધો કે ''ગુરુવર્ય ! મને પક્ષીની જમીણ આંખ સિવાય કંઇ દેખાતું નથી. ત્યારે તે લક્ષ્ય સાંધી શક્યો.''

આજ સિદ્ધાંત સેવામાં વૈષ્ણવને લાગુ પડે છે. શ્રીમહાપ્રભુજીએ વૈષ્ણવને સેવા પધરાવી આપતી વખતે સ્પષ્ટ આજ્ઞા કરી કે, ''હું મારું સર્વસ્વ તને પધરાવી આપું છું.'' કેટલી મોટી વાત ! માટે સેવાને શ્રીમહાપ્રભુજીની દેન સમજીને જીવે સર્વદા સર્વભાવથી સેવા કરવી જોઇએ.

શ્રીકૃષ્ણના જન્મ દિવસથી માંડીને ફરીથી તેનો જન્મોત્સવ આવે તે ગાળા દરમ્યાન જીવે પ્રભુના ઉત્સવોનો જ વિચાર કરવો જોઇએ.જન્માષ્ટમી, અન્નકૂટ, હિંડોળા, ડોલોત્સવ, ઇત્યાદિ વર્ષોના ઉત્સવોની ભાવના પુષ્ટિજીવે સતત કરવી જોઇએ. જે દિવસે જે વાઘા, વસ્ત્ર, સામગ્રી વગેરે જે ધરવાનાં હોય તેની ભાવનાનું ચિંતન વૈષ્ણવે કરતાં રહેવું જોઇએ. સતત સેવાના વિચારો અને ઉત્સવોનું ચિંતન કરનાર શ્રીગુસાંઇજીની સેવકિનીને શ્રીગુસાંઇજીએ **'અષ્ટપદી'** નામથી બિરદાવી છે.

રાજનગરની નિવાસી આ ડોશી. તેમને ત્યાં શ્રીબાલકૃષ્ણજીની સેવા બિરાજે. નાનપણથી સેવા કરતાં કરતાં તેઓ ઘરડાં થયાં. ત્યારે એક દિવસે કાળ તેમને લેવા આવ્યો અને કહ્યું, ''ડોશી ! મારી સાથે ચાલો. હું તમને લેવા આવ્યો છું.'' ડોશીએ કહ્યું, ''હમણાં તો મારા ઠાકોરજીનો અન્નકૂટ ઉત્સવ છે. મારે અન્નકૂટની સામગ્રી કરવાની છે તેથી હું નહીં આવું.'' કાળ ચાલ્યો ગયો. બીજી વખતે કાળ ડોશીને લેવા આવ્યો, ત્યારે ડોશીએ કહ્યું, ''હવે તો પ્રબોધિની આવી છે. તેથી હું નહિ આવું.'' કાળ પાછો ચાલ્યો ગયો. ફરીથી કાળ ડોશીને લેવા આવ્યો. ડોશીએ કહ્યું કે, ''હવે તો શ્રી ગુસાંઇજીનો પ્રાકટ્ય મહોત્સવ આવે છે મારે જલેબીની સામગ્રી સિદ્ધ કરવાની છે. તેથી હમણાં નહીં અવાય.'' થોડા દિવસ પછી કાળ ડોશીને લેવા આવ્યો. ડોશીએ કહ્યું, ''હવે ડોલોત્સ્વ આવે છે તેથી નહીં આવું.'' કાળ પાછો ગયો. ફરીથી કાળ આવ્યો. ડોશીએ કહ્યું ''શ્રીમહાપ્રભુજીનો ઉત્સવ આવે છે તેથી નહિ અવાય.'' કાળ પાછો ચાલ્યો થયો. ફરીથી કાળ આવ્યો. ડોશીએ કહ્યું ''જન્માષ્ટમી આવે છે એટલે નહી આવું.'' કાળ પાછો ગયો. તે ફરી ડોશી પાસે આવ્યો. ડોશીએ કહ્યું કે ''હવે રાધાષ્ટમી આવે છે.'' આમ આઠ વખત કાળને પાછા જવું પડ્યું. તેથી તે કંટાળી ગયો અને યમરાજાને કહ્યું ''પેલી ડોશીએ મને વરસમાં આઠ વાર ફેરા કરાવ્યા. જ્યારે હું તેને લેવા જાઉં છુ ત્યારે એમ જ કહે કે હમણાં આ ઉત્સવ છે ને પેલો ઉત્સવ છે તેથી હું નહી આવું.'' ધર્મરાજાએ કહ્યું, ''ભાઇ, એ તો ભગવદીય છે. એના પર મારું ન ચાલે.'' શ્રીગુસાંઇજીએ વાત સાંભળી અને જયારે તે ડોશી આપશ્રીને ત્યાં આવી ત્યારે આપશ્રીએ

ડોશીને કહ્યું "આવો અષ્ટપદી." ત્યાં બેઠેલ વૈષ્ણવોએ પૂછ્યું "મહારાજ! અષ્ટપદી એટલે શું ?" ત્યારે શ્રીગુસાંઈજીએ ખુલાસો કર્યો કે, "ભીષ્મપિતાએ કાળને એક વખત પાછો ઠેલ્યો હતો જયારે આ ડોશીએ તો આઠ આઠ વાર કાળને પાછો ઠેલ્યો."

આ દષ્ટાંત વૈષ્ણવને સૂચન કરે છે કે 'વૈષ્ણવે સતત સેવા અને ઉત્સવોના વિચારોમાં જ પોતાના ચિત્તને નિમગ્ન રાખવું. જેથી કાળ પણ તેને અસર કરી શકે નહિં.'

શ્રીમહાપ્રભુજીએ સેવામાં ચિત્ત પરોવવા માટે વૈષ્ણવને શરૂઆતમાં તનુ-વિત્તજા સેવા કરવાની આજ્ઞા કરી છે. તનુજા-વિત્તજા સેવાથી પ્રભુમાં ભાવ જાગશે ને તેનું ચિત્ત પ્રભુમય બની જશે. પરિણામે જીવને સંસારના દુઃખની નિવૃત્તિ અને બ્રહ્મબોધન એવાં બે અવાંતર ફલની પ્રાપ્તિ થશે. પુષ્ટિસેવા તનુ-વિત્તજા ક્રમથી થતાં નવધાભક્તિ પ્રાપ્ત થશે અને જીવ સેવામય બનતાં માનસી સેવાએ પહોંચશે. સેવા કરતાં કરતાં ભકતનું ચિત્ત ભગવાનમાં એવું તલ્લીન બની જશે કે ચિત્તમાં ભગવાન સિવાય બીજો કોઈ વિચાર તેના મનમાં આવશે નહીં. જેથી વૈષ્ણવના મનનો નિરોધ થશે અને તેને સેવાનું ફળ પ્રાપ્ત થશે. વૈષ્ણવે સેવા આદરપૂર્વક કરવી જોઈએ. સેવા સાવધાનીથી કરવી જોઈએ. સેવામાં પ્રેમ સ્વામી જેવો અને વાત્સલ્યભાવ પુત્ર જેવો રાખવો જોઈએ. મને પ્રભુ મળ્યા નહીં એવા રોદણાં રડવાનો વિચાર તેણે મનમાંથી કાઢી નાંખવો જોઈએ. જે દિવસથી જીવે સેવા શરૂ કરી તે જ દિવસથી તેને પ્રભુ મળી ગયા છે. ફકત ખામી ત્યાં છે જે શ્રીઠાકોરજીની સેવા જીવ કરે છે તેણે 'તે સાક્ષાત્ પ્રભુ છે.' એવો ભાવ હૃદયમાં તેણે કેળવ્યો નથી. આપણને સેવા મળી છે, ત્યારે સેવા કરતાં કરતાં એવો લૌકિક ભાવ મનમાં જાગવો જોઈએ કે, "મારા શ્રીઠાકોરજી મારી સાથે કેમ બોલતા નથી !" એમ વિચારતાં ગળું ગદ્‌ગદ્ થવું જોઈએ અને આંખોમાંથી અશ્રુ ઝરવાં જોઈએ.

સેવા કરતાં કરતાં વૈષ્ણવે વિચારવું જોઈએ કે, "મને પ્રભુનો વેણુનાદ કયારે સંભળાશે ?" આપણે વેણુધારી પ્રભુને પૂછવું જોઈએ કે, "હે પ્રભુ! આપ મારે ત્યાં પધાર્યા છો ત્યારથી આપ વેણુનાદ કરવાનું પણ ભૂલી ગયા છો ? આપણો વેણુનાદ પ્રભુ આપ મને કયારે સંભળાવશો? ગોપીજનોને તો અર્ધરાત્રિએ ઊંઘમાંથી જગાડીને વેણુનાદ કરીને બોલાવ્યાં હતાં. તો તમારા આ દાસને તો કોઈ દિવસ વેણુનાદ કરી બોલાવો." કોઈ દિવસ શ્રીજીને કહી દો, "શ્રીજી ! જો આજે તમે નહીં બોલો તો હું જળ પણ પીશ નહીં. હું ભોજન પણ કરીશ નહીં. હું તમારી પાસેથી ખસવાનો નથી."

સેવાનો આવો ભાવ જીવે પોતાના ચિત્તમાં સતત વિચારવો જોઇએ. જો તમારો આર્તનાદ સાચા ભાવથી ભરેલો હશે તો અંતર્યામી પ્રભુ તમારી સેવાનો સ્વીકાર કરીને તમારી માગણી જરૂર પૂરી કરશે. પર જે અબુધ બાળક જેવા હતો જેને સેવાનું કંઇ પણ જ્ઞાન ન હતું. તેણે વગર સમજે પોતાના ઠાકોરજીનું નામ 'પરે' રાખ્યું. પરેની સાથે જાણે પોતાનો વરસોનો સંબંધ હોય તેમ પોતાના ઠાકોરજીની સાથે એ વાતો કરવા લાગ્યો તે શ્રીઠાકોરજીને હુકમ કરે, "પરે, તું જલદી આવ. ભોજન તૈયાર છે. જો તું નહીં આવે તો તારી અને મારી બંનેની પાતળ હું જળમાં પધરાવી દઇશ!" પરે જેવો ભાવ લાવીને વૈષ્ણવે શ્રીજીની સેવા કરવી જોઇએ.

વૈષ્ણવે વિચારવું જોઇએ કે શ્રીમહાપ્રભુજીના કૃપાબળથી મારે ઘેર મારા પ્રભુ પધાર્યા છે. મારું સર્વસ્વ તેમનું છે. એમ માનીને જીવે દાસભાવથી, દીનતા રાખીને શ્રીઠાકરોજીની સેવા કરવી જોઇએ. પ્રભુ તો દયાળુ છે કે ભાવથી કરેલી રાઇ જેટલી સેવાને મેરુ સમાન ગણે છે.

વૈષ્ણવે દાસભાવથી સેવા કરવી. દીનતા અને પ્રેમપૂર્વક જો સેવા કરવામાં આવે તો પ્રભુ પ્રસન્ન થઇ સાક્ષાત્ પ્રગટ થઇને આપણી સેવા અંગીકાર કરી આપણને દર્શન આપે અને સાનુભવ પણ જતાવશે. સેવામાં વૈષ્ણવે બીજું કંઇ વિચારવું નહિ. કેળવ પ્રભુના સુખનો જ વિચાર કરવો. પુભને પ્રિય હોય અને ઉત્તમ હોય એવા પદાર્થો જ પ્રભુને ધરવા. ભોગ, રાગ અને શૃંગારથી પ્રભુને ખૂબ લાડ લડાવવાં. પ્રભુ પ્રસન્ન થાય એવી આપણી સેવાની પ્રત્યેક ક્રિયા હોવી જોઇએ. સેવાનું કદીયે બીજાની આગળ પ્રદર્શન ન કરવું જોઇએ. જે ભકત ભગવાનને પ્રસન્ન કરવાના હેતુથી સેવા કરે છે, તે ભકત પોતાનું સર્વસ્વ ભગવાનને પ્રસન્ન કરવા સમર્પણ કરી દે છે. ભગવદ્ સેવા એ યોગ છે. યોગની વ્યાખ્યા ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં બતાવી છે કે, "યોગ એ જ કહેવાય કે જે કર્મ જીવ કરે તેમાં કુશળતા હોય. ભગવાને સેવાને ઉદશીને જ આ સિદ્ધાંત રજૂ કર્યો છે."

જીવે મનમાં વિચારવું કે, "હે હરિ ! હું દાસ છું. તમે મારા સ્વામી છો. હું સેવક છું અને આપ મારા સેવ્ય છો. આ સંબંધ કદી તૂટવા દેશો નહીં. મારી પ્રાર્થના છે કે જ્ઞાનથી, સંસારના બંધનોથી કે મોક્ષ ફળથી કોઇ પણ કારણે આપણો સંબંધ ન છૂટે, ન તૂટે. એ જ કૃપાપ્રસાદ હે નાથ! હું માગું છું."

આ રીતે વૈષ્ણવે પોતાના ચિત્તમાં સેવાના જ વિચારો કરવા. જેથી કીટભ્રમર ન્યાયે તેનું ચિત્ત સેવામય બની જશે. ચિત્ત સેવામય બનતાં તેના ભગવદ્ ભાવને ખૂબ સારું પોષણ મળશે.

ભાવના પોષણનું સાધન વિચારીએ.

**તદ્ અધીનત્વ ભાવનાત્**

'મારા માટે કે આ વિશ્વમાં જે કંઇ બની રહ્યું છે તે બધું પ્રભુને આધીન રહીને જ બની રહ્યું છે.' એવી ભાવના જીવે કરવી. પ્રભુ એક હતા. એકમાંથી અનેક થવાની તેમની ઇચ્છા થઇ. **"એકો અહં બહુસ્યામ"** ભગવાનને આવી ઇચ્છા કેમ થઇ ? તેનો વિચાર ઉપનિષદમાં આપ્યો છે. પોતાને એકમાંથી અનેક થઇ આનંદ લેવો હતો. નાના બાળકો ઘણાં એકઠાં થાય તો જ રમત રમી શકાય. રમતનો હેતુ બાળકોને માટે આનંદ જ છે. બાળકો આનંદ માટે જ રમે છે. તે જ પ્રમાણે પ્રભુએ જગતમાં આનંદ લેવા પોતાનામાંથી અનેક જીવો ઉત્પન્ન કર્યા. પછી જડ અને ચેતન સાથે તેમણે રમણ શરૂ કરી. એટલે જડ અને ચેતન બધાં પ્રભુને આધીન રહી વિશ્વમાં કાર્ય કરી રહ્યાં છે. ચેતનને એમ લાગે કે અમે બધું કરીએ છીએ, પણ તે તેમનો ભ્રમ છે. દયારામભાઇ ગાય છે કેઃ

**"પેલો જંત્ર વગાડે જંત્રી તેવો સ્વર નીકળે, કૃષ્ણને કરવું હોય તે કરે."**

આપણે બધાંતો પ્રભુની કઠપૂતળીઓ છીએ. તે જેમ નચાવે છે તેમ આપણે નાચીએ છીએ. નાચવાનું સામર્થ્ય પણ પ્રભુ આપે છે. ત્યારે આપણે નાચી શકીયે છીએ. નરસિંહ મહેતાએ તેમના એક પદમાં, "હું કરું," એવું બોલનારને ચોખ્ખું સંભળાવી દીધું કે, **"હું કરું હું કરુ એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જયમ શ્વાન તાણે."**

કોઇ જીવાત્મા અહંકારના ભાવથી એમ બોલે કે, "આ મે કર્યું" તો તે જેમ ગાડા નીચે કૂતરું ચાલે ને એમ માને કે આ ગાડું હું ખેચું છું. તેના જેવી વાત કહેવાય. એટલે આવું બોલનારની બોલતી બંધ કરવા તેમણે આગળ ગાયું,

**"તારું ધાર્યું થતું હોત તો સુખ સંચે દુઃખ હરે-કૃષ્ણને કરવું હોય તે કરે."**

ભકત નરસિંહ મહેતા પેલા અહંભાવીને કહે છે કે, "તું અહંકાર ભાવથી આ બધુ હું કરું છું તેમ માનતો હોય તો તારી ભૂલ છે. જો તારુ ધાર્યું થતું હોત તો તું તો એવો સ્વાર્થી છે કે જગતનું બધું સુખ તું લઇ લેત અને દુઃખ બીજાને આપત, પણ તેવું તું નથી કરી શકતો. તે જ સિદ્ધ કરે છે કે જગત આંખુ પ્રભુને આધીન છે. તારામાં તો શેકયો પાપડે ભાગવાની શકિત નથી. આપણે બધાં તે પ્રભુની કઠપૂતળીઓ છીએ. તેથી આ વિશ્વમાં જે કંઇ બને છે, બન્યું છે અને બનશે તે પ્રભુની ઇચ્છા પ્રમાણે જ બનશે. માટે જીવે પોતાના કર્તૃત્વનું અભિમાન કદી ન કરવું."

જીવે હંમેશાં એમ માનવું કે "હું પોતે જ પ્રભુને આધીન છું. મારું સર્વસ્વ પ્રભુને આધીન છે. આ વિશ્વ અને વિશ્વની સકળ વસ્તુ પ્રભુને જ આધીન છે. પ્રભુ કરાવે તેટલું બધા કરે છે. પ્રભુ રાખે તેમ આપણે રહેવાનું છે." આ સિદ્ધાંતને આપણે આપણા રોમરોમમાં વણી લેવાનો છે, પણ માણસ અજ્ઞાનને લીધે આ સમજતો નથી. અભિમાન કેમ છોડવું અને બધું પ્રભુને આધીન છે તેમ માનવું તે શ્રીહરિરાયજી પુષ્ટિજીવોને બતાવે છે,

**"સ્વામી અધીનત્વ-ભાવનાત્"**

જીવ પ્રભુને આધીન છે તેવી ભાવના કરવાથી જીવમાં રહેલું "અહં" ધીમે ધીમે ઓગળી જશે. જીવને એક પ્રકારનો અહં હોતો નથી. તેનામાં અનેક પ્રકારનાં "અહં" હોય છે. સત્તાનો "અહં" શકિતનો "અહં" સંપત્તિનો "અહં" વગેરે. એ "અહં" જીવમાંથી ત્યારે જ છૂટે કે જયારે જીવ ઉપર પ્રભુની કૃપા ઉતરે. ઘણી વખત તો પ્રભુ પોતે જ જીવનો "અહં" ઉતારવા જીવની કસોટી કરે છે અને તેને પોતાનો કરવા તેનો "અહં" ઓગાળી નાંખે છે.

શ્રીમહાપ્રભુજીના સેવક વાસુદેવદાસ છકડાને બળનું અભિમાન હતું. એક સમયે શ્રીમહાપ્રભુજી થાનેશ્વર પધાર્યા. કૃષ્ણદાસ મેઘન સરસ્વતી નદીમાં સ્નાન કરવા ગયેલા. યોગાનુયોગ વાસુદેવદાસ પણ સ્નાન કરવા આવેલા. તેઓ સ્નાન કરતા કરતા કૃષ્ણદાસ મેઘન પર જળ ઉડાડવા લાગ્યા. કૃષ્ણદાસે તેમને તેમ કરતા રોક્યા. એટલે તે વધારે બગડ્યા અને વિશેષ છાંટા ઉડાડવા લાગ્યા. કૃષ્ણદાસમાં શ્રીમહાપ્રભુજીની કૃપાનું બળ હતું એટલે તેમણે વાસુદેવદાસ છકડાના બંને હાથ પકડી લીધા. બળના અભિમાની છાકડાએ હાથ છોડાવવા ઘણાં ફાંફા માર્યા, પણ તેઓ હાથ છોડાવી શક્યો નહીં. એટલે તેના બળનું અહં ઓગળી ગયું. નમ્ર બની તેમણે મેઘનને પૂછયું, "તમે કોણ છો ?" તેમણે કહ્યું,"હું શ્રીમહાપ્રભુજી, જેઓ સાક્ષાત્ પુરુષોત્તમ છે, તેમનો સેવક છું." કૃષ્ણદાસ મેઘને પૂછયું "તમે કોણ છો?" "હું સારસ્વત બ્રાહ્મણ છું. મને બળનું અભિમાન હતું. કે ગમે તેવાને હું હરાવી શકું. મેં હાકેમના પાંચસો સૈનિકોને તેમના પર હજાર મણનો છકડો નાંખીને ભગાડી દીધા હતા. જ્યારે તમારા જેવા દૂબળા પાતળા વૈષ્ણવે મારા બે હાથ પકડ્યા. મે ઘણુંયે બળ કર્યું છતાં હું મારા હાથ ન છોડાવી શકયો. એટલે મને વિચાર આવે છે કે જે મહારાજના સેવક આટલા દૂબળા હોવા છતાં આટલા પ્રભાવશાળી છે તો તેમના સ્વામી કેવા હશે ? આપ મને શ્રીમહાપ્રભુજીનાં દર્શન કરાવો."

વાસુદેવદાસ છકડા શ્રીમહાપ્રભુજી પાસે આવ્યા. તે વખતે શ્રીમહાપ્રભુજી દામોદરદાસ સાથે આ ભાવની જ વાતો કરી રહ્યા હતાં. ''સાંભળ! દમલા! ભગવદીય જેનો હાથ પકડે તેને સંસારથી પાર ઉતારે.'' તે જ વખતે વાસુદેવદાસ શ્રીમહાપ્રભુજી સન્મુખ ઉપસ્થિત થયા. તેમણે આ વાક્ય સાંભળ્યું અને બોલ્યા, 'હા, મહારાજ ! ખરી વાત છે. આપના સેવક કૃષ્ણદાસે મારા હાથ પકડયા અને હું મારું અહોભાગ્ય માનું છું. તેમણે મને આપનાં દર્શન કરાવ્યાં. સાથે સાથે મારા બળના અભિમાનનો ધ્વંસ કર્યો.' આમ પ્રભુ બળવાનના બળનો પણ ગર્વ સહજમાં ઉતારી નાખે છે. તેને ભવપાર ઉતારે છે. જીવનું અજ્ઞાન દૂર થતાં તે સમજવા લાગે છે કે ખરેખર સર્વ વસ્તુ પ્રુભને આધીન છે.''

પ્રભુ પોતાના ભકતોના અહં ને ઓગળી નાંખવા માટે ઘણી યુકિત પ્રયુકિતઓ કરે છે. અર્જુન તો ભગવાન શ્રીકૃષ્ણના સખા હતા, પ્રિય હતા. છતાં ભગવાને અર્જુનનો ગર્વ પણ ઉતાર્યો હતો.

એક બ્રાહ્મણને ત્યાં જન્મતાં પ્રત્યેક બાળકને એક વાઘ ખાઇ જતો હતો. અર્જુને આ વાત સાંભળી એટલે તેમણે પ્રતિજ્ઞા લીધી કે, 'આ બ્રાહ્મણના બાળકના જન્મ વખતે હું પ્રત્યક્ષ હાજર રહીને વાઘના મુખમાંથી તેના બાળકને બચાવીશ.' એટલે અર્જુન તે બ્રાહ્મણના ઘેર જે દિવસે બાળકના જન્મ થવાનો હતો તે દિવસે ગયા, અને પ્રતિજ્ઞા કરીકિ જો ''હું આ બાળકને નહીં બચાઉં તો બળી મરીશ.'' અર્જુનનો આ ગર્વ પ્રભુને ન ગમ્યો. અર્જુન તો બ્રાહ્મણના ઘરની બહાર બેઠા હતા, કારણ કે વાઘ તો બહારથી આવે ને ? બનાવ એવો બન્યો કે બ્રાહ્મણને ત્યાં બાળકનો જન્મ થતાં જ તેના ઘરની દીવાલ પર વાઘનું એક ચિત્ર હતું. તે ચિત્રમાંનો વાઘ પ્રત્યક્ષ વાઘ બનીને બ્રાહ્મણના બાળકને ખાઇ ગયો.

અર્જુનને આ વાતની ખબર પડતાં તેમની પ્રતિજ્ઞા પ્રમાણે તેઓ બ્રાહ્મણના બાળકને બચાવી ન શક્યા. એટલે ચિતા ખડકી બળી મરવા તૈયાર થયા. ત્યાં ભગવાન પ્રત્યક્ષ આવ્યા અને અર્જુનને કહ્યું, ''અર્જુન! તે વિધિની શકિત તોડવા જે પ્રયત્ન કર્યો તે તારા ર્ગવને ખંડન કરવા તેં આ યુકિત કરી હતી.'' અર્જુન પ્રભુને નમી પડ્યો ને બોલ્યો. ''પ્રભુ સારું થયું કે આપ સમયસર પધાર્યા ને મને બચાવી લીધો સાથે સાથે મારું અહં પણ આપે દૂર કર્યું.''

એ રીતે પ્રભુએ ગજેન્દ્રના ર્ગવનો પણ નાશ કર્યો હતો. જ્યારે તે નમ્ર બન્યો ત્યારે તેને તાર્યો. ઇન્દ્રે વ્રજને ડુબાડવા મુશળધારા વૃષ્ટિ કરી, ત્યારે

પણ ભગવાને ગિરિરાજને છત્રી બનાવી મુશળધાર વૃષ્ટિમાંથી વ્રજનું રક્ષણ કર્યું. ઇંદ્રનો ગર્વ ઉતાર્યો. આવાં તો અનેક દષ્ટાંતો પ્રભુએ જીવને પ્રત્યક્ષ બતાવ્યાં છે કે 'જીવ કંઇ કરી શકતો નથી. જગતની જડ અને ચેતન બધી વસ્તુઓની પ્રવૃત્તિ કેવળ પ્રભુને આધીન છે.'

જીવે તો પ્રભુ પ્રત્યે દીન અને નિઃસાધન બનીને જગતમાં જીવવાનું છે. જયારે જયારે જીવની બુદ્ધિમાં અહંકાર પ્રવેશ કરે ત્યારે તેણે દીનતાથી અને ન્રમતાથી તને ઓગળી નખી, પ્રભુ પ્રત્યે અધીનત્વની ભાવના રાખવાની છે. જેમ જેમ જીવનો અહંકાર દૂર થતો જશે, તેમ તેમ જીવ દીન અને નમ્ર બનતો જશે.

આ વિશ્વમાં કર્તા-કારયિતા તો પ્રભુ જ છે. આપણે તો પ્રભુ કરાવે તેટલું જ કરવાનું છે. અરે ! પ્રભુના અનન્ય ભકતો ગોપીજનોને એક સહજ સૌભાગ્ય મદ થયો અને તેમની વચ્ચેથી પ્રભુ અંતર્ધાન થઇ ગયા. પ્રભુ તો અંતર્યામી છે.

જુઓ જશોદામાએ પ્રભુને બાંધવા અનેક દોરડાં ભેગાં કર્યાં, પરંતુ પ્રભુને બાંધવા જતાં દરેક દોરડું દરેક વખતે બે આંગળ ઘટતું. આ બે આંગળનું અંતર એ  જ ગર્વ. ગર્વથી પ્રભુને બાંધવા જશો તો પ્રભુ નહી બંધાય. દીનતાથી પ્રભુને બાંધવા જશો તો બંધાઇ જશે. પ્રભુને ન ગમતું હોય તેવું તત્ત્વ વિશ્વમાં કોઇ હોય તો તે છે તેનું અહં. શ્રીહરિરાયજી પુષ્ટિજીવોને આજ્ઞા કરે છે કે જીવોએ એમ માનવું કે સર્વ વસ્તુ પ્રભુને આધીન છે. તેવી ભાવનાથી વૈષ્ણવના ભગવદ્‌ભાવનું પોષણ થશે.

હવે શ્રીહરિરાયજી ભગવદ્‌ભાવના પોષણ માટેના એકબીજા સાધનનું નિરૂપણ કરતાં આજ્ઞા કરે છે કેઃ

**લીલાભિઃ એવ સર્વાભિઃ**

પ્રભુએ કરેલ અનેક લીલાઓનું અનુસંધાન વૈષ્ણવે નિત્ય કરતા રહેવું જોઇએ. ભગવાને અનેક પ્રકારની લીલાઓ જેવી કે, બાળલીલા, પ્રૌઢલીલા, કિશોરલીલા, કુમારલીલા, પૌગંડલીલા વગેરે લીલાઓ કરેલી છે. આ લીલાઓ દ્વારા ભગવાને વ્રજવાસીઓના મનનો નિરોધ કર્યો છે. લીલા શબ્દ કેવળ પ્રભુની ક્રિયા માટે જ વપરાય છે. પ્રભુએ ક્રિયા સહજ રીતે મનને પોતાના તરફ ખેંચવા માટે જ કરેલી છે. પ્રભુનું ભૂતલ પર પ્રાગટ્ય આ કારણે જ થયું છે.

બાળલીલાનો જ આપણે વિચારી કરીયે તો પ્રભુએ શકટભંજન લીલા કરી. પ્રભુએ શકટાસુર અસુરને મારવા આ લીલા કરી. બાહ્યદષ્ટિથી જોતાં એમ લાગે કે ભગવાને લાત મારી ગાડું ભાંગી નાંખ્યું. ગાડામાં ભરેલાં દૂધ,

દહીં અને માખણ ઢોળી નાંખ્યાં. ગાડું ભાગતાં બધાં બેબાકળા બની ગયાં. સૌ વિચારવા લાગ્યા કે 'શું ગાડું એની મેળે ભાગ્યું.' આ લીલા કરવાનો હેતુ શું હતો ? તે જાણતા લીલાનું રહસ્ય વૈષ્ણવના મનમાં દઢ થશે.

યશોદામાને લાલાના અંગપરિવર્તનો ઉત્સવ ઉજવવો છે. યશોદામા વિચારે છે કે લાલો ઊંઘી જાય તો આવેલા મહેમાનોનું સ્વાગત કરવામાં મને સરળતા રહે. માના આ વિચાર સાથે જ લાલાએ આંખો બંધ કરી. માએ લાલાને પાલનામાં પધરાવી પલનું એક ગાડા નીચે મૂક્યું, પછી યશોદામા આવનાર મહેમાનોનું સ્વાગત કરવામાં રોકાયાં. લીલાનો ભાવ સમજતાં આપણને સમજાશે કે યશોદાજી મહેમાનોનું સન્માન કરવામાં પ્રભુને ભૂલ્યાં. એટલે લાલો મનમાં સમજી ગયો કે યશોદામા વ્યવહાર કામમાં મને ભૂલી ગયાં છે. એટલે તેમણે પોતાની સ્મૃતિ તાજી કરાવવા પોતાનો પગ ઊંચો કરીને ગાડું ઊધું વાળી દીધું. ભાવ એવો છે કે જે ભગવાનને ભૂલે છે તેનું ગાડું ઊધું વળે છે. જે ભગવાનને નજર સમક્ષ રાખીને વ્યવહાર કરે છે તેનો વ્યવહાર ભગવાન આનંદથી પૂરો કરાવે છે. એટલે આ લીલા મનુષ્યને સૂચન કરે છે કે જ્યારે જીવનમાં ઉત્સવ આવે ત્યારે શ્રીકૃષ્ણને આગળ રાખશો તો શ્રીકૃષ્ણ તમારા વ્યવહાર રૂપી ગાડાને ઊધું વાળશે નહિં.

શ્રીઠાકોરજીએ તૃણાવર્ત લીલા કરી. યશોદામા લાલાને ગોદમાં બેસાડીને લાડ કરતાં હતાં. એટલામાં લાલાનો ભાર વધી ગયો. એટલે લાલાને નીચે મૂકી માં ઘરકામમાં લાગ્યાં. તેમનું ચિત્ત ઘરકામમાં લાગ્યું. એટલે તૃણાવર્ત આવ્યો અને ભગવાનને ઉપાડી ગયો. ભગવાને તેના ગળામાં પોતાના બે હાથ ભરાવીને તૃણાવર્તને અધ્ધર ને અધ્ધર ઉડવા દીધો. જ્યારે ભગવાનને લાગ્યું કે આટલી ઊંચાઈથી હું તૃણાવર્તને પછાડી મારી શકીશ, એટલે તૃણાવર્તના ગળાને ભગવાને પોતાના બે હાથની ભીંસથી એવું દબાવ્યું કે તૃણાવર્ત ભૂમિ પર પછડાયો અને તેના પ્રાણ નીકળી ગયા.

આ લીલા દ્વારા ભગવાન જીવોને સમજાવવા માંગે છે કે 'તૃણાવર્ત એ રજોગુણનું પ્રતીક છે. જીવની આંખમાં રજોગુણ ભરાય એટલે તેને ભગવાન દેખાતા બંધ થાય. તે પ્રભુથી વિમુખ થાય. એટલે ભગવાન તેને પાડે.' માટે જીવ સંસારની તરફ નહીં ખેંચાતાં ભગવાન તરફ દષ્ટિ રાખવી. જેથી તેનું પતન નહિ થાય.

જેમ જેમ ભગવાન મોટા થતા ગયા, તેમ તેમ તેમણે પોતાની લીલાઓ પણ વિસ્તારી. ભગવાને હવે વત્સપૂરછાવલંબન લીલા કરી. ભગવાન ગૌશાળામાં જાય છે. ગાયો ભગવાનને જોઈને પોતાનાં વાછરડાંઓનાં પૂછડાં

પકડી ઉભા થાય છે. અને આખી ગૌશાળામાં ફરે છે. આ લીલા સમજાવે છે કે પશુ પર પણ જીવે પ્રેમ કરવો જોઇએ. વૈષ્ણવે આ લીલા પરથી બોધ લેવો કે પ્રભુએ જેમ પશુઓ પર પ્રેમ કર્યો છે, તેમ આપણે પણ ગાયો જેવાં પશુઓ પર પ્રેમ કરવો જોઇએ.

એક વખતે લાલો યશોદામાની ગોદમાં સૂતો હતો અને લાલાને બગાસું આવ્યું. લાલાએ તે વખતે યશોદાજીને મુખમાં બ્રહ્માંડનું દર્શન કરાવ્યું. તે લીલાનો ભાવ એવો છે કે વૈષ્ણવ પ્રભુને જે આરોગાવે છે તે એકલા પ્રભુ આરોગતા નથી, પણ તેમનામાં સમાયેલું આખું વિશ્વ તે આરોગે છે. બાળલીલાનું કીર્તન પરમાનંદદાસજી ગાય છે કેઃ

**પ્યારે હરિકો વિમલ જસ ગાવતિ ગોપાંગના ।**
**મનિમય આંગન નંદરાય કે, બાલ ગોપાલ કરત હૈં રિંગના ॥૧॥**
**ગિર ગિર ઉઠત ઘુટુરુવન ટેકત જાનુયાનિ મેરો છગન કો મગના ।**
**ધુસર ધુરિ ઉઠાય ગોદ લે, માત યશોદા કે પ્રેમકો ભાગ્યના ॥૨॥**
**ત્રિપદ ભૂમિ નાપી તબ ન આલસ ભયો, અબ જો કઠિન ભયો દેહરી ઉલ્લંઘન ।**
**'પરમાનંદ પ્રભુ' ભકતવત્સલ હરિ, રુચિર હાર કંઠ સોહે વઘના ॥૩॥**

'ગોપાંગનાઓ પ્રભુ દર્શન કરવા નંદરાયના આંગણામાં જાય છે. હજુ તો પ્રભુ ઘૂટણીયે ચાલતા થયા છે. શરીરને ઘસીટતા ઘસીટતા બાલકૃષ્ણ આખા આંગણામાં ઘૂમે છે. જશોદામાને લાલા ઉપર પ્રેમ ઊભરાઇ આવે છે. એટલે આંગણામાં ઘૂંટણિયે ચાલતા કનૈયાને પોતાની ગોદમાં બેસાડે છે. લાલાનું શ્રીઅંગ માટીથી ખરડાયેલું છે, છતાં માને લાલને ગોદમાં બેસાડતાં આનંદ થાય છે. તેમને વિચાર નથી આવતો કે મારા કપડાં માટીવાળાં થશે. અરે! જે ભગવાને વામન બનીને બે ડગલામાં વિશ્વ માપી લીધું તે બાળક ભગવાન ઘરનો ઉંબરો આજે ઓળંગી શકતા નથી. એવા ભકત વત્સલ ભગવાના વક્ષઃસ્થળમાં વાઘનખ શોભી રહ્યો છે. આવી છે ભગવાનની બાળલીલા.'

સવાર થઇ છે. સૂર્યનારાયણ ઉગ્યા છે. છતાં લાલાજી હજી પોઢચા છે. મા લાલાને જગાડવાં પ્રયત્ન કરે છે, પણ લાલો તો અમથી અમથી આંખો મીચીને પડયો જ રહે છે. મા કંટાળીને બોલે છે, "લાલા તું મને બહુ પજવે છે." એટલામાં નંદબાવા આવ્યા ને તેમણે કહ્યું, "લાલા! ગાયો તારી રાહ જુએ છે. વનમાં આજે ગાયો ચરાવવા નથી જવું ?" પણ લાલો શાનો બોલે ! એ પડયો જ રહે છે. મા ફરીથી કહે છે, "જો તારા સખાઓ તને બોલાવવા આવ્યા છે. બધા બહાર ઉભા છે. ઉઠ, રોટી, માખણ પણ તૈયાર

છે.'' આંખો મીંચીને પડી રહેલો લાલો બોલ્યો, ''જાઓ, નથી ઉઠવું.'' આજે તો ગાયો ચરાવવાયે નથી જવું. ''યશોદામા અને નંદબાવાને લાગ્યું કે કોઇ કારણે લાલો સખાઓથી ચિડાયો છે.'' યશોદામાએ લાલાને બેઠો કર્યો અને પૂછ્યું, ''લાલા, તને કોઇએ ખીજવ્યો છે.''

હવે લાલાએ નાટક શરૂ કર્યું. આંખો ચોળતો જાય છે ને રડતો જાય છે અને માને ફરિયાદ કરતો જાય છે. 'મૈયાં, દાઉભૈયા, મને બહુ પજવે છે.'' નંદબાવાએ પૂછ્યું, ''દાઉભૈયા, તને શું કહે છે !'' ''બાબા ! એ મને કહે છે નંદબાવા તારા સાચા બાવા નથી અને યશોદા પણ તારી સાચી મા નથી. તારા સાચા પિતા તો વાસુદેવજી છે અને તારી સાચી માતા તો દેવકીજી છે.'' વળી કહે છે કે,''નંદબાવાએ વસુદેવજીને ઢગલો રૂપિયા આપીને તને વેચાતો લીધો છે. બાવા, એ સાચી વાત છે ? હું તમારો દીકરો નથી ?'' ''બેટા ! દાઉભૈયાની વાત સાવ ખોટી છે. કોઇ રૂપિયા લઇને દીકરો આપે ? અને મારે શા માટે દીકરો વેચાતો લેવો પડે ?'' નંદબાવાએ કહ્યું, ''બાવા, ત્યારે દાઉ તો મને આખો દિવસ આવું આવું કહીને મારી મશ્કરી કરે છે.'' લાલાની વાત સાંભળી નંદબાવાએ દાઉભૈયાને બોલાવ્યા અને તેમને ધમકાવ્યા.

કૃષ્ણની આવી લીલાઓનો જો વૈષ્ણવો વિચારે તો તેમના ભગવદ્ ભાવમાં વૃદ્ધિ થાય.

હવે ભગવાને કરેલી દાનલીલા જોઇએ.

**આજ દધિ દેખો તેરો ચાખ ।**
**કહેરી મોલ કિતે બેચેગી, સત્ય વચન મુખ ભાખ ॥**
**જો માગેગી સોઇ દેહોં, સંગ સખા સબ સાખ ।**
**જો ન પત્યાઇ ગ્વાલિન હમસોં કંઠસરી લે રાખ ॥**
**લે જુ ચલે ઘર દામ દેન કો, ચિતયે નયન કટાક્ષ ।**
**'કુંભનદાસ' પ્રભુ ગોવર્ધન ધર, સર્વસ્વ દિયો તતાક્ષ ॥**

એક ગોપી દહીં વેચવા જાય છે. ન જાણે કયાંયથી કનૈયો ત્યાં આવી પહોંચે છે. ગોપીને કહે છે, ''હે ગોપી ! આજ તો મારે તારું દહીં ચાખવું જ છે. માટે સાચું બોલ. તારે શા ભાવે દહીં આપવું છે ? આ મારા સખાઓની સાક્ષીમાં તને કહું છું કે, તું જે કિંમત કહીશ તે હું તને ચૂકવીશ. આટલું કહેવા છતાં તને જો મારા પર વિશ્વાસ ન આવતો હોય તો લે આ મારા ગળાની કંઠેસરી. હું તને પૈસા ન ચૂકવું ત્યાં સુધી તારી પાસે રાખ.''

એમ કહીને કનૈયો તો તે ગોપીનો હાથ પકડીને તેને ઘર તરફ લઇ આવ્યો. તે વખતે રસ્તામાં ગોપી તરફ એવો કટાક્ષ ફેંક્યો કે ગોપીએ પોતાનું સર્વસ્વ લાલાને ચરણે ધરી દીધું.

આ રીતે વૈષ્ણવે ઠાકોરજીની માખણ ચોરીની લીલા, દાનલીલા, સાંઝીલીલા, ગોચારણલીલા, રાસલીલા વગેરે અનેક લીલાઓનું વારંવાર અવગાહન કરવું. તો શ્રીહરિરાયજીની આજ્ઞા મુજબ વૈષ્ણવ પોતાના ભાવનું પોષણ કરી શકે અને તેનું મન હરિમય બની જાય.

**દોષાણાં વિનિવૃત્તિતઃ**

જીવના દોષોની નિવૃત્તિ થતાં તેના ભગવદ્ભાવનું પોષણ થાય છે. વૈષ્ણવના હૃદયમાં રહેલા દોષો નિવૃત્ત થતાં પ્રભુ તેમના હૃદયમાં બિરાજી તેમના ભગવદ્ભાવમાં વૃદ્ધિ કરે છે. શ્રીમહાપ્રભુજી **"બાલબોધ"** ગ્રંથમાં આજ્ઞા કરે છે કે **"જીવાઃ સ્વભાવતઃ દુષ્ટાઃ"** જીવો તો સ્વભાવથી દુષ્ટ છે. જીવનો સ્વભાવ અનેક પ્રકારના દોષોથી ભરેલો છે. દોષો પણ અનેક પ્રકારના છે. જીવની વૃત્તિઓ વિષયો તરફ જવાથી જીવ વિષયોમાં તલ્લીન થાય છે અને પ્રભુથી વિમુખ થાય છે. વાસ્તવિક રીતે તો જીવ પ્રભુનો અંશ હોવાથી શુદ્ધ બ્રહ્મ જેવો જ છે. પરંતુ જેમ વાસણને સાફ કરવામાં ન આવે તો તેના પર કાટ લાગે છે. તે એટલે સુધી કે વાસણ કઇ ધાતુનું છે તે પણ પાછળથી નક્કી કરવું મુશ્કેલી બની જાય છે. તે રીતે જીવ પ્રભુના જેવો જ શુદ્ધ સત્ત્વવાળો હોવા છતાં લૌકિકના કામ, ક્રોધ, લોભ, મદ અને મત્સરરૂપી દોષોનો કાટ તેની આજુબાજુ લાગવાથી તે જીવ બની ગયો છે.

શુદ્ધ સત્ત્વ એવો જીવ પ્રભુના જેવા જ ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય ગુણો ધરાવતો હોવા છતાં જીવ બનતાં તે પામર બની ગયો છે. પરિણામે તેનામાં રહેલા ભગવાનના ગુણો તિરોહિત થઇ ગયા છે.

**"સિદ્ધાંત રહસ્ય"** ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ દોષોની સંખ્યા ગણાવી છે. આપશ્રી આજ્ઞા કરે છે કે :

**સહજા, દેશકાલોત્થા, લોકવેદ નિરુપિતાઃ ।**
**સંયોગજાઃ સ્પર્શજાશ્ચ ન મંતવ્યાઃ કથંચનઃ ॥**

દેહની સાથે જ ઉત્પન્ન થનારા, દેશ અને સમયને અનુસરીને ઉત્પન્ન થનારા, સંયોગથી ઉત્પન્ન થનારા અને સ્પર્શથી ઉત્પન્ન થનારા. આ પાંચ પ્રકારના દોષો છે.

પ્રથમ આપણે આ દોષો કેવા છે તે વિશે વિચારીએ અને પછી તેની નિવૃત્તિ કેવી રીતે કરવી તે જોઇએ.

૧. **સહજદોષ :** સહજ દોષ બે પ્રકારના છે. સ્થૂળ દેહમાં માતાપિતાની અપવિત્રતાની રોગ સ્વરૂપે આ દોષો જીવને લાગે છે. આ દેહ આકાશ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી. જે પાંચ મહાભૂતો છે તેના બનેલો હોઇ. તે પાંચ મહાભૂતોના દોષો પણ જીવને લાગે છે. બીજા પ્રકારના દોષો જીવમાં અવિદ્યાને લીધે છે. તે અહંતા-મમતારૂપી દોષો છે. આ દોષો નિવૃત્ત કરવા બ્રહ્મસંબંધ લેતી વખતે આપણે જે સેવા સ્વીકારીએ છીએ તેનાથી નિવૃત્ત થાય છે.

૨. **દેશથી થતા દોષો :** મગધ, મારવાડ, સિંધ વગેરે દેશો દોષવાળા ગણાય છે. તે પ્રદેશોને શાસ્ત્રોએ અપવિત્ર ગણ્યાં છે. ત્યાં રહેનાર જીવોને આ દોષો સહજ લાગે છે. તેની નિવૃત્તિ માટે આસનશુદ્ધિ કરવી પડે છે, પરંતુ બ્રહ્મસંબંધ લીધા પછી આપશ્રીની કૃપાથી જીવ આ દોષોથી પણ નિવૃત્ત થાય છે.

૩. **કાળથી થનારા દોષો :** અમુક કાર્ય જીવ અમુક સમયે ન કરે તો તેને કાલદોષ લાગે છે. કાલદોષની નિવૃતિ માટે જીવે ઠરાવેલા કાળે નક્કી કરેલા કાર્યો કરવાં જોઇએ. દષ્ટાંત તરીકે સૂર્યોદયને પાંચ ઘડી થઇ જાય તો સૂર્યને ત્રણ અર્ઘ્યને બદલે એક કાળ વીતી ગયા બદલાનો વધારે એક અર્ઘ્ય આપવો પડે. અમુક મુહૂર્તમાં અમુક કામ કરવું ને કાળ વીતી જાય તો તે કાર્યને પણ કાળદોષ લાગે છે. કાલદોષને કલિદોષ પણ કહે છે. બ્રહ્મસંબંધ લીધા પછી તે દોષો પણ નિવૃત્ત થાય છે.

૪. **સંયોગથી થનારા દોષો :** બુદ્ધિપૂર્વક જે ઇચ્છાઓ કરવામાં આવે તે આ દોષથી થાય છે. તેને સંયોગદોષ કહેવામાં આવે છે. અવિદ્યાના સંયોગથી સ્વધર્મ અને ભગવદ્ ધર્મ વિશે અજ્ઞાન થાય તે પણ સંયોગદોષ કહેવાય. પૂજામાર્ગમાં વરુણપૂજન દ્વારા જળને શુદ્ધ કરવામાં આવે છે. તેમાં જો સામાન્ય જળ ભળે તો પણ તેને સંયોગદોષ લાગે છે. બ્રહ્મસંબંધ લીધા પછી આ દોષો નિવૃત્ત થાય છે.

૫. **સ્પર્શથી થનારા દોષો :** અજાણાતાં અને અનિચ્છાએ પણ કોઇ પદાર્થનો સ્પર્શ થઇ જતાં જે દોષ લાગે તે સ્પર્શદોષ કહેવાય છે. અપવિત્ર વસ્તુ કે વ્યકિતને સ્પર્શ કરવાથી આ દોષ લાગે છે. તે પણ બ્રહ્મસંબંધ લીધા પછી નિવૃત્ત થાય છે.

વેદમાં પણ કેટલાક દોષો બતાવવામાં આવ્યા છે.

૧. અગ્નિહોત્ર કરનારથી ઉસર ભૂમિમાં ન જવાય.

૨. મળયુકત હોય ત્યારે બોલાય નહીં.

૩. અમાસ, એકાદશી, પૂર્ણિમા વગેરે દિવસોએ સ્ત્રીસંગ થાય નહીં.

૪. સંધ્યા સમયે બજારમાં ન બેસાય.

૫. મ્લેચ્છનો સ્પર્શ ન કરાય.

૬. દ્વાર વિના ઘરમાં પ્રવેશ ન કરાય.

આ બધા દ.ષે નિવારણ પૂજામાર્ગમાં તો મહામહેનતે દૂર થાય છે, પરંતુ પુષ્ટિમાર્ગમા ૧હ્મસંબંધ લીધા પછી આ બધા દોષોની નિવૃત્તિ થાય છે. આમ નિર્દોષ નેલા ભકતની ભાવપૂર્વકની સેવા પ્રભુ પ્રેમથી અંગીકાર કરે છે. સેવા કરનાર વૈષ્ણવ મનથી એમ માને કે આ બધું ભગવદ્રૂપ છે. જો તેના મનમાં આવો ભાવ રહે તો આ દોષો તેને બાધક બનતા નથી. જેમ કપડું બળેલું હોય તો તે દેખાવ પૂરતું જ કપડું છે. તે ઉપયોગમાં લઇ શકાતું નથી તેમ જીવ બ્રહ્મસંબંધ લે છતાં પણ તેના મનમાંથી આ દોષો દૂર થયા નથી તેવો ભ્રમ રહે તો પણ તેને બળેલા કપડાની જેમ એ દોષો બાધક થશે નહીં. આત્મનિવેદન કર્યા પછી આ બધા દોષો સહજ દૂર થઇ જાય છે.

દોષોને દૂર કરવાનો ભાવ શ્રીમદ્ભાગવતજીના ચોથા સ્કંધમાં બતાવેલો છે. તે દોષો દૂર કરવા કર્મ, જ્ઞાન કે પાયશ્ચિત કંઇ કામમાં આવતાં નથી. પ્રાયશ્ચિત તો મનના સમાધાન માટે છે, પ્રાયશ્ચિતથી દોષ નિવૃત્ત થાય છે તેમ માની લેવું નહીં.

ગીતાજી એમ કહે છે કે જ્ઞાનથી દોષો દૂર થાય, પણ જ્ઞાન મેળવવું સરલ વાત નથી. તે માટે તો જીવે યમ, નિયમ, તપ વગેરે અનેક નિયમો પાળવા પડે છે અને વેદવેદાંતનું પૂર્ણ જ્ઞાન મેળવવું પડે. ત્યારે તે દોષો દૂર થાય.

આ હળાહળ કલિયુગમાં તીવ્ર વૈરાગ્ય વિના જ્ઞાન થવું અસંભવિત છે. આ વાત શ્રીમહાપ્રભુજી સારી રીતે જાણતા હતા. એટલે તેમણે જીવોને દોષોથી નિવૃત્ત કરવા સરળમાર્ગ બતાવ્યો. જીવે નિર્દોષ અને આનંદમય

પ્રભુને પોતાનું સર્વસ્વ સમર્પણ કરવું. બ્રહ્મસંબંધ દ્વારા જીવ અને જીવના સત્તાના પદાર્થો શુદ્ધ થાય છે. આ સૌથી સરળ ઉપાય છે. આ બધું ભગવાનનું છે એમ માની પ્રભુમાં ચિત્ત પરોવી સેવા, સ્મરણ કરવાં. બ્રહ્મસંબંધ લેવાથી સર્વદોષોની નિવૃત્તિ તો થાય છે, પરંતુ તે દોષો જીવ ફરીથી ન કરી બેસે તેની સાવધાની જીવે રાખવાની છે.

જેમ બ્રાહ્મણને ઉપનયન સંસ્કાર કર્યા પછી તેનો નવો જન્મ થાય છે તેમ બ્રહ્મસંબંધ લીધા પછી વૈષ્ણવનો પણ નવો જન્મ થાય છે. બ્રહ્મસંબંધ લીધા પછી તે વૈષ્ણવના પૂર્વ દોષો નિવૃત્ત થઇ જાય છે.

વૈષ્ણવની વાર્તાનો એક પ્રસંગ છે. શ્રીગુસાંઇજીનો એક શાહુકાર સેવક ખંભાતમાં રહેતો. તેણે બ્રહ્મસંબંધ લીધા પહેલાં એક બ્રાહ્મણના પાંચહજાર રૂપિયા સાચવવા રાખેલા. રૂપિયા શેઠને સોંપી બ્રાહ્મણ તો યાત્રાએ ગયો. તેના જાત્રાએ ગયા પછી આ શાહુકારે શ્રીગુસાંઇજી પાસે બ્રહ્મસંબંધ લીધુ અને તેમનો સેવક બન્યો. હવે જે બ્રાહ્મણે તે શાહુકારને ત્યાં પાંચ હજાર રૂપિયા મૂકેલા તે છ માસ પછી જાત્રાએથી ઘેર આવ્યો. ઘેર આવ્યા પછી તેણે શાહુકાર પાસે રૂપિયાની માગણી કરી. શાહુકારે કહ્યું, ‘‘ભટ્ટજી, મેં આ જન્મમાં તો તમારી પાસેથી પાંચ હજાર રૂપિયા લીધા નથી. કદાચ પૂર્વ જન્મમાં લીધા હોય.’’ ‘‘શેઠ, શું બોલો છો ? તમારા જેવા શાહુકાર એક ગરીબ બ્રાહ્મણના રૂપિયા પચાવી પાડે તે આશ્ચર્યની વાત કહેવાય !’’ શેઠે તો ચોખ્ખી ના પાડી દીધી ને કહ્યું કે, ‘‘તમે રાજ્યમાં ફરિયાદ કરો.’’ બ્રાહ્મણે ફરિયાદ કરી. રાજાએ શેઠને બોલાવ્યા અને પૂછયું ‘‘શેઠ, આ ભટ્ટજીની ફરિયાદ સાચી છે ?’’ તમે તેમના પાંચ હજાર રૂપિયા લીધા છે ? શેઠે કહ્યું, ‘‘ના મહારાજ ! આ જન્મમાં મેં આ શેઠના રૂપિયા લીધા નથી.’’ રાજાએ કહ્યું, ‘‘જુઓ, તમે સાચા હો તો તમારે ખાતરી કરી આપવી પડશે.’’ શેઠે કહ્યું, ‘‘હું તૈયાર છું.’’ રાજાએ લોખંડની પાંચ શેરી મંગાવી. તેને લાલચોળ ગરમ કરી અને વૈષ્ણવને કહ્યું, ‘‘આ પાંચ શેરી તમે તમારા હાથમાં લો અને તમારી સચ્ચાઇની ખાત્રી કરાવો.’’ શેઠે તો શ્રીગુસાંઇજીનું નામ લઇ ગરમ લાચ જેવી પાંચ શેરી પોતાના હાથમાં લઇને કહ્યું, ‘‘જો મેં આ જન્મે આ બ્રાહ્મણના રૂપિયા લીધા ન હોય તો આ લાલચોળ ગરમ પાંચ શેરી ઠંડી પડી જજો.’’

શેઠે લોઢાની ધગધગતી પાંચશેરી એક મુહૂર્ત સુધી હાથમાં ધરી રાખી છતાં તેઓ દાઝયા નહીં. પછી શેઠે બ્રાહ્મણને કહ્યું, ‘‘ભટ્ટજી, જો તમે સાચા હો તો આ પાંચશેરીને હાથમાં લો.’’ બ્રાહ્મણે જેવી પાંચશેરી હાથમાં

લીધી કે તેના હાથ દાઝયા. એટલે રાજાએ તેને જૂઠો ઠરાવ્યો. વીલે મોઢે બ્રાહ્મણ પોતાને ઘેર ગયો.

પછી શેઠે બ્રાહ્મણને પોતાને ઘેર બોલાવી એક આસન પર બેસાડ્યો અને શાંતિથી બ્રાહ્મણની હજાર હજારની પાંચ થેલીઓ તેની આગળ મૂકી. બ્રાહ્મણતો વિચારમાં પડી ગયો. તેણે શેઠને પૂછ્યું, "શેઠ ! તો પછી પૈસા નહીં આપવા આટલુ બધું તમે કેમ કર્યું ?" શેઠે બ્રાહ્મણને બધી વાત વિગતે સમજાવી. "આ કામ પરીક્ષા ખાતર મે કર્યું હતું. તમારા ગયા પછી મે બ્રહ્મસંબંધ લીધું. એટલે મારો નવો જન્મ થયો. તમે મને જે રૂપિયા આપ્યા હતાં તે મેં બ્રહ્મસંબંધ લીધું તે પહેલાં આપ્યા હતાં. બ્રહ્મસંબંધ લીધા પછી મારો બીજો જન્મ થયો એટલે તમારા પૈસા મેં પૂર્વ જન્મમાં લીધા હતા એમ કહેવાય. આની પરીક્ષા મેં મારા અનુભવ માટે કરી અને હવે મને દઢ વિશ્વાસ થયો છે કે જે જીવ બ્રહ્મસંબંધ લઇ આત્મનિવેદન કરે તેનો નક્કી બીજો જન્મ થાય છે તેમ માનવું. તે સત્ય ઠર્યું."

આ વાર્તા સિદ્ધ કરે છે કે આત્મનિવેદન કર્યા પછી જીવનો બીજો જન્મ થાય છે. એટલે બીજો જન્મ થવાને કારણે આત્મનિવેદન કર્યા પછી પૂર્વ જન્મના દોષો નિવૃત્ત થાય - ૭.

શ્રીહરિરાયજી ભગવદ્ભાવના પોષણ માટે નીચેના સાધનોનું નિરૂપણ કરે છે :

૧. જીવે સર્વદા ચિત્તમાં ભગવદ્ સેવા વિશે જ વિચારો કરવા.
૨. વિશ્વની સર્વ વસ્તુઓ જડ અને ચેતન પ્રભુને આધીન છે એવી વૈષ્ણવે સદા સર્વદા ભાવના કરવી.
૩. વૈષ્ણવે પ્રભુની સર્વ લીલાઓનું ચિત્તમાં અનુસંધાન કરતાં રહેવું.
૪. શ્રીમહાપ્રભુજીની કૃપાથી વૈષ્ણવના હૃદયમાંથી બ્રહ્મસંબંધ લીધા પછી સર્વ દોષો નિવૃત્ત થતાં તેના ભગવદ્ભાવનું પોષણ થાય છે.

## શ્લોક આઠમો

કૃષ્ણસેવાકૃતેઃ શ્રીમત્સ્વામિનીપરિતોષણાત્ ।
દાસ્યભાવનયા નિત્યં નિજદૈન્યવિભાવનાત્ ॥૮॥

**શબ્દાર્થ : કૃષ્ણ સેવા કૃતે**-ભગવાન શ્રીકૃષ્ણની સેવા કરવાથી; **શ્રીમત્-સ્વામિની**-શ્રીસ્વામિનીજીને; **પરિતોષણાત્**-પૂર્ણ સંતોષ થાય તેવું આચરણ કરવાથી કે શ્રીસ્વામિનીજીને પ્રસન્ન કરવાથી; **દાસ્યભાવનયા**-દાસપણાની ભાવનાથી; **નિત્યં**-હંમેશાં; **નિજ**-પોતાની; **દૈન્ય**-દીનતાની; **વિભાવનાત્**-વિશેષ ભાવના કરવાથી.

**શ્લોકાર્થ :** વૈષ્ણવે ભગવાન શ્રીકૃષ્ણની સેવા કરવી, શ્રીસ્વામિનીજી પૂર્ણ રીતે પ્રસન્ન રહે તેવું સંતોષકારક આચરણ કરવું, હંમેશાં દાસપણાની ભાવના કરવી અને દીનતાનો વિચાર કરવો. આથી વૈષ્ણવ ભગવદ્‌ભાવનું પોષણ થશે.

**વિવરણ :** શ્રીહરિરાયજી ભગવદ્‌ભાવના પોષણ માટે સેવાના સાધનનું નિરૂપણ કરે છે.

**કૃષ્ણ સેવા કૃતેઃ**

વૈષ્ણવે ભગવાન શ્રીકૃષ્ણની સેવા કરવી. તેનાથી તેના ભાવનું સારી રીતે પોષણ થશે. શ્રીકૃષ્ણની સેવા ભાવપૂર્વક કરવી જોઈએ. શ્રીકૃષ્ણની તનુ-વિત્તજા સેવા દ્વારા વૈષ્ણવે માનસી સુધી પહોંચવાનું છે. શ્રીહરિરાયજી શ્રીકૃષ્ણની સેવા કરતાં પહેલાં વૈષ્ણવને સમજાવે છે કે વૈષ્ણવે સેવાકાર્ય કેવી રીતે કરવું ? સેવાનું સ્વરૂપ શું છે ? સેવાનું કર્તવ્ય કેવી રીતે બજાવવું ? વગેરે બાબતો વૈષ્ણવે ધ્યાનમાં રાખીને સેવા કરવાની છે. સેવા દરમ્યાન વૈષ્ણવે પોતાના ચિત્તને ભટકવા દેવું જોઈએ નહિં. સેવાની શરૂઆત વૈષ્ણવે તનુ-વિત્તથી કરવાની છે. એમ આપશ્રીએ આજ્ઞા કરી છે. વૈષ્ણવ સેવા પોતાના તનથી કરે તેને તુનજા સેવા કહેવાય. તનુજા સેવા કરતાં કરતાં જયારે વૈષ્ણવનું શરીર અને મન સારી રીતે સેવામાં પરોવાય ત્યારે સેવા શ્રેષ્ઠ બની આવે.

એક મોટર ડ્રાઇવર છે. એ સુંદર રીતે ડ્રાઈવિંગ કરી જાણે છે. એક દિવસ ડ્રાઈવિંગ કરતાં કરતાં તેના ઘેર બનેલો એક લૌકિક ઉદ્વેગનો પ્રસંગ તેને યાદ આવ્યો. તેનું ચિત્ત તે પ્રસંગને વાગોળતું બની ગયું. એટલે ડ્રાઈવિંગ કરતાં કરતાં તેણે સ્ટિયરિંગ પરનો કાબૂ ગુમાવ્યો. સામેથી આવતા વાહનને તેણે જોયું, પરંતુ તેનું મન બીજી જગ્યાએ હતું એટલે સ્ટિયરિંગ

પરનો કાબૂ તે જાળવી શક્યો નહીં. તેનાથી અકસ્માત સર્જાયો. ડ્રાઈવિંગ એકલું શરીરથી કરવાનું નથી. સાથે સાથે મનને પણ તેમાં પરોવવાનું છે. શરીર અને મન બંને જો એક સાથે કામ કરતાં ન હોય તો અકસ્માત થવાનો સંભવ રહે છે. તેમ સેવામાં પણ દેહ એકલો કામમાં નથી આવતો. મનને પણ તેમાં પરોવવાનું રહે છે. શરીર અને મન બંને સેવામાં એકી સાથે કામ કરે તો ઉત્તમ સેવા સિદ્ધ થાય. દેહથી સેવા કરીએ તેને તનુજા સેવા કહેવાય. તનુજા સેવા વૈષ્ણવે પોતાના જ તનથી કરવાની છે. ઘેર શ્રીઠાકોરજી બિરાજતા હોય, પણ આપણે જાતે સેવા ન કરતાં ભીતરિયો રાખીને સેવા કરાવીએ તો આપણી તનુજા સેવા થઇ ન કહેવાય. ટૂંકમાં વૈષ્ણવે શ્રીઠાકોરજીની સેવા પોતાના તન અને મનથી કરવી.

હવે વિત્તજા સેવા વિશે વિચારીએ. વૈષ્ણવે પોતે જ મેળવેલા પોતાના ધનનો વિનિયોગ શ્રીઠાકોરજીની સેવામાં કરવો જોઇએ. પોતે કમાયેલા ધનથી સેવા કરવી તે વિત્તજા સેવા કહેવાય.

શ્રીમહાપ્રભુજીએ સેવા માટે બીજી આજ્ઞા કરી, **"કૃષ્ણ સેવા સદા કાર્યા."** કૃષ્ણની સેવા નિત્ય કરવી જોઇએ. પ્રભુ પ્રાપ્તિનું તે એક અમોઘ સાધન છે. માટે શ્રીહરિરાયજી સેવા કોની કરવી તે બતાવે છેઃ

**કૃષ્ણ સેવા કૃતેઃ**

વૈષ્ણવે શ્રીકૃષ્ણની જ સેવા કરવી. અહીં કોઇને શંકા થાય કે દેવો તો બધા સરખા છે. શ્રીકૃષ્ણની સેવાનો આગ્રહ શા માટે ? તેના સમાધાનમાં સમજવું કે ભગવાનના ઘણાં અવતારો થયા, પણ તે બધા ભગવાનના પૂર્ણ અવતારો નથી. ઘણાં અવતારો તેમના વ્યૂહ, કલા કે અંશરૂપ અવતારો છે. વેદોમાં ભગવાનનું સ્વરૂપ **"રસો વૈ સઃ"** કહ્યું છે. બ્રહ્મનું જે રસરૂપ સ્વરૂપ છે તેને સાકાર સ્વરૂપ કહ્યું છે. તેને જ ઉપનિષદો એ કૃષ્ણ કહ્યા છે. કૃષ્ણ શબ્દથી પૂર્ણ પુરુષોત્તમ સમજવા.

શ્રીકૃષ્ણ પૂણાનંદ છે. પરબ્રહ્મ કૃષ્ણ તો વેદની શ્રુતિના કહેવા પ્રમાણે જીવોના સર્વ પાપોનો નાશ કરી, બધાં દુઃખ દૂર કરી તેમનો ઉદ્ધાર કરનારા છે. આવું સામર્થ્ય બીજા કોઇ દેવમાં નથી. વળી શ્રીકૃષ્ણતો પૂર્ણાનંદ છે. તેથી તેઓ પોતાનો આનંદ અનંત સૃષ્ટિઓને આપી શકે છે; છતાં પણ તેમનો આનંદ તલમાત્ર પણ ઘટતો નથી. માટે વેદોને કહેવું પડયું કે જે શ્રીકૃષ્ણને ભજે છે તેને પૂણાનંદ પ્રાપ્ત થાય છે.

શ્રીકૃષ્ણનું નામ અને સ્વરૂપ બંને ફલાત્મક છે. માટે તેમની સેવા કરવી જોઇએ. શ્રીકૃષ્ણ નામનો ઉચ્ચાર કરવાથી તેમનું મધુરું સ્વરૂપમાંથી દૃષ્ટિ સામે આવે છે. જે આપના ચિત્તને આકર્ષે છે. એટલે તે સ્વરૂપ આપણને

મનોહર લાગે છે. "કૃષ્ણ" પદોથી પ્રભુના વિપ્રયોગાત્મક ધર્મી સ્વરૂપનું જીવને જ્ઞાન થાય છે. જે સ્વરૂપ પૃષ્ટિમાર્ગમાં પરમ ફલરૂપ મનાય છે. જેનાથી જીવને ભજનાનંદનું પરમ ફલ મળે છે, તે શ્રીકૃષ્ણ આનંદ સ્વરૂપ હોઇ તેમની સેવા કરવા લૌકિક અને અલૌકિક એમ બે પ્રકારનો આનંદ વૈષ્ણવને પ્રાપ્ત થાય છે. માટે તેમની સેવા વૈષ્ણવે કરવી જોઇએ.

શ્રીકૃષ્ણનું પ્રાગટ્ય શ્રીબાલકૃષ્ણ સ્વરૂપ વ્રજમાં થયું. ગોપીજનોએ તેમની સેવા કરી તેથી તે જ સેવાનું પરમ ફળ તેમને પ્રાપ્ત થયું. હાલમાં શ્રીમહાપ્રભુજીની કૃપાથી તે જ સ્વરૂપ શ્રીગિરિરાજજીની કંદરામાંથી શ્રીગોવર્ધનનાથ સ્વરૂપે પ્રગટ થયું, તે ગોપીજન વલ્લભનું સ્વરૂપ આજે પ્રત્યેક વૈષ્ણવના ઘરમાં સેવ્ય સ્વરૂપે બિરાજે છે. શ્રીમહાપ્રભુજી શ્રીસ્વામિનીજી સ્વરૂપ છે અને શ્રીકૃષ્ણ શ્રીસ્વામિનીજીનું સર્વસ્વ છે. માટે શ્રીમહાપ્રભુજી જયારે કોઇને સેવા પધરાવી આપતા ત્યારે આજ્ઞા કરતા કે, **"મારું સર્વસ્વ હું તમને સોપું છું."**

ઉપરના બધાં કારણોનો વિચાર કરતાં શ્રીમહાપ્રભુજીએ **'સિદ્ધાંતમુકતાવલિ'** માં વૈષ્ણવોને આજ્ઞા કરી કે, **"કૃષ્ણ સેવા સદા કાર્યા."** બ્રહ્મસંબંધ લીધા પછી શ્રીમહાપ્રભુજીએ પ્રત્યેક દીક્ષિત વૈષ્ણવને શ્રીકૃષ્ણ સેવા કરવાની સ્પષ્ટ આજ્ઞા કરી છે. આ આજ્ઞાનું પાલન કરવું તે વૈષ્ણવનું પ્રધાન કર્તવ્ય બને છે. સેવા કરવી એટલું જ નહીં. પણ સેવા વૈષ્ણવના જીવન સાથે વણાઇ જવી જોઇએ. સેવા વૈષ્ણવના જીવનમાં સતત ચાલવી જોઇએ. માટે સેવા સદા-સર્વદા કરવી એવી આજ્ઞા કરે છે.

જીવ ભગવાનનો અંશ છે. ભગવાનનો દાસ છે. તેથી દરેક જીવે ભગવદ્સેવા અવશ્ય કરવી જોઇએ. ભગવાન સ્વામી છે. ભગવાન પિતા છે. સ્વામીની, પિતાની સેવા દાસે, પુત્રે અવશ્ય કરવી જોઇએ. સેવા એ જ પુષ્ટિમાર્ગમાં સાધન અને ફળ છે. સેવાનું ફળ સેવા જ છે. પરમાનંદદાસજી કહે છેઃ

**સેવા મદનગોપાલકી મુકિત હૂં તે મીઠી**
**જાને રસિક ઉપાસક જિન, સુક મુખ હું તે મીઠી ।**

શ્રીમદનગોપાલની સેવા મુકિત-મોક્ષ કરતાંયે મીઠી છે. જે સુખ મોક્ષમાં નથી, તે સુખ સેવામાં છે. જે રસિક ભકતો છે તે આ રહસ્યને સમજી શકે છે. શ્રીશુકમુનિએ દશમસ્કંધમાં પ્રેમભકિતની કથા તેમના મુખથી કહી ખરી, પણ તે પ્રેમમાર્ગના પૂરા અધિકારી ન હતા. એટલે તેમના હાથથી સેવા ન થઇ શકી.

સેવા શરૂઆતમાં બહારથી સાધનરૂપે કરવામાં આવે છે. પછી ધીમે ધીમે તે આંતરરૂપા ફલાત્મિકા બને છે. સાધનરૂપા બાહ્ય સેવાનું ફલ જ ફલાત્મિકા માનસી સેવા છે. તનુ-વિત્તજા સેવા કરતાં કરતાં વૈષ્ણવને માનસી સેવાની પ્રાપ્તિ થાય છે. માનસી સેવાને શ્રીમહાપ્રભુજી પરાભકિત કહે છે. વૈષ્ણવનું આખરી લક્ષ્ય આ પરાભકિત તરફ હોવું જોઇએ. અલૌકિક સેવાની પ્રાપ્તિ અચ્યુતદાસને સીધે સીધી શ્રીમહાપ્રભુજીની કૃપાથી થઇ હતી.

શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણની સેવાની રીત પણ વૈષ્ણવને બતાવે છે. સેવા કરતાં કરતાં શ્રીઠાકોરજીમાં વૈષ્ણવનું ચિત્ત એટલું બધુ એકાગ્ર થઇ જાય કે તેને આજુબાજુના જગતનું પણ ભાન ન રહે. આવી અવસ્થાને શ્રીમહાપ્રભુજી ચિત્તની એકાગ્રતા કહે છે. ચિત્તની એકાગ્રતા વિનાની સેવા કેવળ ક્રિયાત્મિકા છે; ક્રિયાત્મિકા સેવા કંટાળાજનક બને છે. ચિત્તને રાગ અને ભોગ ગમે છે. એનાથી તે પ્રસન્ન થાય છે. જીવના મનને સમજનારા શ્રીમહાપ્રભુજીએ લૌકિક રાગ-ભોગમાં રાચતા જીવો માટે રાગ-ભોગ શૃંગારના વિનિયોગનો પ્રકાર સેવામાં વણી લીધો. લૌકિક રાગ-ભોગને બદલે પ્રભુ સંબંધી રાગ-ભોગ શૃંગારનો વિનિયોગ સેવામાં કરવામાં આવે તો વૈષ્ણવના ચિત્તની પ્રભુમાં સહજ તલ્લીનતા થાય. શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે, **"ભાવો ભાવનયા સિદ્ધઃ"** ભાવ ભાવથી સિદ્ધ થાય છે. સેવાની પ્રત્યેક ક્રિયા ભાવથી જ કરવામાં આવે તો તે પ્રભુની પ્રસન્નતા પ્રગટ કરનારી સેવા બની જાય છે. સેવા માટે ભાવ જતો રહે તો તે સેવા સેવા નથી રહેતી. સેવામાં સાધન મહત્ત્વનું નથી. પણ ભાવ મહત્ત્વનો છે. ભલે ભોગમાં મૂઠી ચણા ધરાય પણ તે જો હૃદયના ભાવથી ધરાય તો પ્રભુ તેને છપ્પનભોગ માનીને અંગીકાર કરે છે.

આવા ભાવની પ્રાપ્તિ માટે વૈષ્ણવ માટે સાધનરૂપા સેવા તનુ-વિત્તજા સેવા પ્રથમ પગથિયું છે. પોતાના તન-મનથી વૈષ્ણવે ભાવથી સેવા કરવી. વૈષ્ણવ આવી સેવા ઘરમાં જ કરી શકે. માટે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે, **'ગૃહે સ્થિત્વા સ્વધર્મતઃ'** વૈષ્ણવે પોતાના ઘરમાં ગુરુ જે સ્વરૂપ પધારવી આપે તેમની સેવા આખા પરિવારે સાથે મળીને પોતાનો ધર્મ માનીને કરવી. ઘરના બધા પરિવારે પોતાના દ્રવ્યથી અને પોતાના શરીરથી શ્રીઠાકોરજીની સેવા કરવી, જેથી પરિવારમાં શ્રઠાકોરજી માટે આત્મીયતાનો ભાવ જાગશે કે, 'આ ઠાકોરજી જ અમારું સર્વસ્વ છે.' સેવા વૈષ્ણવોએ ગોપીજનોના ભાવથી કરવાની છે.

**"સેવા રીત પ્રીત વ્રજજનકી જનહીત જગ પ્રકટાઇ."**

સેવા એટલા માટે કે પ્રભુના આપણે દાસી છીએ. તેથી સેવા એ આપણો આત્મ ધર્મ છે. સેવ્યના સુખ માટે અને સંતોષના માટે સેવા છે. સેવા સ્નેહની અભિવ્યક્તિ છે. સાચો સ્નેહ નિષ્કામ હોય. માટે સ્નેહાત્મિકા સેવા નિષ્કામ ભાવથી કરવી. સેવાના બદલામાં કશુંયે મેળવવાનો ભાવ વૈષ્ણવના મનમાં કદી ન હોવો જોઇએ. શ્રીઠાકોરજી પાસે કશી અપેક્ષા ન રાખવી જોઇએ. બસ અપેક્ષા એક જ કે પ્રભુનું સુખ એ જ સેવકનો આનંદ. માટે શ્રીહરિરાયજી ભગવદ્ભાવના પોષણ માટે કૃષ્ણની સેવાને પ્રધાન સાધન ગણે છે.

હવે આપશ્રી બીજું સાધન નિરૂપે છે કેઃ

**શ્રીમત્સ્વામિનીપરિતોષણાત્**

શ્રીસ્વામિનીજી પ્રસન્ન થાય તેવા ભાવનું વૈષ્ણવે આચરણ કરવું. તેમ કરવાથી વૈષ્ણવના ભાવનું પોષણ થશે. શ્રીસ્વામિનીજીની ઇચ્છા પ્રમાણે જ શ્રીઠાકોરજી વર્તે છે. શ્રીસ્વામિનીજીની કૃપા મેળવવા વૈષ્ણવે પ્રયત્ન કરવો જોઇએ. શ્રીમહાપ્રભુજી શ્રીસ્વામિનીજીરૂપ છે. માટે જ શ્રીહરિરાયજી શિક્ષાપત્રમાં વારંવાર શ્રીમહાપ્રભુજીના ચરણારવિંદનો દઢ આશ્રય કરવાની આજ્ઞા કરે છે. દરેક શિક્ષાપત્રમાં આ આજ્ઞા ઘૂંટી ઘૂંટીને શ્રીહરિરાયજી કરે છે તે પ્રત્યેક વૈષ્ણવે ધ્યાનથી જોવું.

પુષ્ટિમાર્ગની ગમે તે વાત હશે પણ તેના અધિકારની પ્રાપ્તિ થવી શ્રીમહાપ્રભુજીના હાથમાં છે. એટલે વૈષ્ણવમાત્રે શ્રીમહાપ્રભુજીની કૃપા મેળવવા તેમણે કરેલી આજ્ઞાનું અક્ષરસઃ પાલન કરવું. તેથી શ્રીમહાપ્રભુજીને સંપૂર્ણ સંતોષ થશે. સંતોષ થતાં તેઓની પ્રસન્નતા જીવ પ્રાપ્ત કરી શકશે. વૈષ્ણવે ચાતકપક્ષી જેટલો શ્રીમહાપ્રભુજીની આજ્ઞામાં વિશ્વાસ રાખવો.

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે, "જેનાથી આપણા અલૌકિક સ્વામી પ્રસન્ન થાય તે જ સેવા." બ્રહ્મસંબંધ લેનાર વૈષ્ણવે માનવું કે શ્રીમહાપ્રભુજીની પ્રસન્નતા થાય ત્યારે શ્રીઠાકોરજી કૃપા કરે. નિત્યલીલામાં શ્રીમહાપ્રભુજીનું એક સ્વરૂપ શ્રીસ્વામિનીજીનું છે. વૈષ્ણવની સેવાનાં તમામ બાધકો દૂર કરનારાં શ્રીસ્વામિનીજી છે. શ્રીસ્વામિનીજી જો વૈષ્ણવ પર કૃપા કરે તો વૈષ્ણવ માટે કોઇ ફળ બાકી ન રહે.

શ્રીગુસાંઇજીને જયારે વિયોગ થયો ને આપશ્રી ચંદ્રસરોવર પર બિરાજતા હતા ત્યારે આપશ્રીએ પણ શ્રીસ્વામિનીજીની કૃપા મેળવવા જ પ્રયત્ન કર્યો હતો. એટલે આપશ્રીએ રાધાપ્રાર્થના ચતુશ્લોકીમાં શ્રીસ્વામિનીજીની કૃપા મેળવવા જ સ્તુતિ કરેલી છે કે, "જો સ્વામિનીજી મારા સામે કંઇ બોલે

તો એમના મંદ હાસ્યથી શોભતી એમની દંતાવલીરૂપી ઉત્તમ મણિઓની શોભા આગળ ઉજ્જવલ મોતીની શોભા કોઇ વિસાતમાં નથી.'' વળી આપશ્રી પ્રાર્થના કરે છે કે ''શ્રીકીર્તિકુમારીનો વાર્તાલાપ સાંભળતાં એમની ઉજ્જવલ દંતપકિતઓનાં જો મને દર્શન થઇ જાય તો તેની આગળ મારે માટે મુકિતનું સુખ પણ કોઇ વિસાતમાં નથી. રસિક ભકતોને માટે શ્રીસ્વામિનીજીના કિંકરી બનવું એ જ જીવનનું અંતિમ ફલ છે. શ્રીસ્વામિનીજીની કૃપા વિના શ્યામના મિલનનું સુખ કોઇ ભકત ભોગવી શકતો નથી; કારણ કે શ્રીસ્વામિનીજી શ્યામની સંયોગીતા શકિત હોવાથી તેમની કૃપા વિના શ્યામનું મિલન શક્ય નથી.તેમના અનુગ્રહ વિના કોઇ ભકત સેવા કરવા બડભાગી બની શકતો નથી.''

૨૫૨ વૈષ્ણવની વાર્તામાં શ્રીકૃષ્ણભટ્ટનો એક પ્રસંગ છે. એક વખતે કૃષ્ણભટ્ટે શ્રીનાથજીને વિનંતી કરી કે, ''કૃપાનાથ ! મને વ્રજભકતો સહિત આપની લીલાનાં દર્શન કરાવો.'' ત્યારે શ્રીનાથજીએ કૃષ્ણભટ્ટને કહ્યું, ''ભટ્ટજી, એ દર્શન તો ત્યારે જ થાય જયારે વૈષ્ણવનો દેહ અલૌકિક બને. આ દેહથી તો કયારેય દર્શન ન થાય.'' જો કે કૃષ્ણભટ્ટને તો શ્રીનાથજી દર્શન આપી એમની સાથે વાતો પણ કરતા. તેમણે ભટ્ટને ચરણસ્પર્શ પણ કરાવેલા, પણ વ્રજભતો સહિત લીલાનાં દર્શન કરાવવાની ના પાડી, કારણ કે અલૌકિક સ્ત્રીભાવ વિના પુરુષદેહથી વ્રજભકતો સહિત લીલાનાં દર્શન વૈષ્ણવને કદી ન થાય. સ્ત્રી ભાવનું દાન તો શ્રીસ્વામિનીજીના હાથમાં છે. તેઓ કૃપા કરે ત્યારે જ સ્ત્રીભાવ પ્રાપ્ત થતાં વૈષ્ણવને લીલાનાં દર્શન થાય.

ત્યાર પછી કૃષ્ણભટ્ટે શ્રીગુસાંઇજીને લીલાનાં દર્શન કરાવવા માટે વિનંતી કરી અને કહ્યું કે, ''મહારાજ ! શ્રીનાથજી એ તો ના પાડી કે આ દેહથી એવાં દર્શન ન થાય. માટે આપ કૃપા કરીને દર્શન કરાવો તો થાય.'' શ્રીગુસાંઇજીએ કૃષ્ણભટ્ટને કહ્યું કે, ''શ્રીનાથજી તો બાળક છે. હવે તમે આ તરફ જુઓ.'' શ્રીગુસાંઇજીની આજ્ઞા પ્રમાણે કૃષ્ણભટ્ટે જોયું તો કરોડો વ્રજભકતો શ્રીનાથજીના શય્યા મંદિરની સેવા કરે છે. કોઇ શય્યા ઠીક કરે છે. કોઇ આભરણ વ્યવસ્થિત કરે છે, કોઇ પીકદાની સાફ કરે છે, તો કોઇ ઝારી-બંટા ધરે છે. કોઇ ચાદર લઇને ઉભા છે. આવા અસંખ્ય વ્રજભકતોનાં દર્શન શ્રીગુસાંઇજીએ કૃષ્ણભટ્ટને કરાવ્યાં. એ દર્શન કરતાં જ કૃષ્ણભટ્ટ દેહાનુસંધાન ભૂલી ગયા. એટલે શ્રીગુસાંઇજીએ લીલા સમેટી લીધી.

અહીં એ બતાવ્યું કે શ્રીગુસાંઇજી શ્રીસ્વામિનીજી રૂપ છે. તેમની કૃપાથી કૃષ્ણભટ્ટને અલૌકિક સ્ત્રીભાવની પ્રાપ્તિ થઇ અને તેમને લીલાનાં દર્શન થયાં.

શ્રીહરિરાયજી હરિનાં દર્શન કરવા માટે આજ્ઞા કરે છે કે, ‘‘વૈષ્ણવે શ્રીસ્વામિનીજીની પ્રસન્નતા માટે હંમેશાં પ્રયત્ન કરતા રહેવું જોઇએ.’’ શ્રીગુસાંઇજી પણ નિત્ય શ્રીસ્વામિનીજીને જ પ્રભુદર્શન કરાવવા માટે પ્રાર્થન કરતા અને તેમની શરણ ભાવના રાખતા.

રહસ્યં શ્રીરાધેત્યખિલનિગમાનામિવ ધનમ્ ।
નિગુઢં મદ્વાણી જયતુ સતતં જાતુ ન પરમ્ ॥
પ્રદોષે દઙ્મોષે પુલિનગમનાયાતિ મધુરમ્ ।
ચલત્તસ્યાશ્ચં ચચ્ચરણયુગમાસ્તાં મનસિ મે ॥

હે શ્રીરાધે ! આપ સમસ્ત વેદોના નિધિ સ્વરૂપ છો. એ રહસ્ય પરમ નિગૂઢ છે. મારી વાણી આપના નામના બે અક્ષરો રાધે નો જપ કરતી રહે. બીજા કોઇ જપની આવશ્યકતા પછી વાણીને રહેશે નહિ. જયારે સમય થાય અને પૃથ્વી અંધાર પિછોડો ઓઢી લે, ત્યારે શ્રીયમુનાજીના તટ પર આપના પ્રિયતમ શ્યામસુંદરના મિલન માટે ચંચલ ચરણોથી આપ સંચારણ કરો. તે સમયનું આપના ચરણકમલોનું હું મારા મનમાં ધ્યાન સૈદેવ કરતો રહું.

આ રીતે શ્રીગુસાંઇજી સ્વયં શ્રીસ્વામિનીજીને જ સ્તુતિ અને પ્રાર્થન કરી પોતાને શ્રીઠાકોરજીનું મિલન કરાવી આપવા વિનવે છે. વૈષ્ણવે પણ શ્રીઠાકોરજીના મિલન માટે પ્રાર્થના કરવી. શ્રીસ્વામિનીજીના તાપરૂપી ભાવના કરવાથી દીનતાની પ્રાપ્તિ થશે. શ્રીમહાપ્રભુજી શ્રીસ્વામિની સ્વરૂપ છે. માટે વૈષ્ણવે શ્રીસ્વામિનીજીને પૂર્ણ સંતોષ આપવા શ્રીસ્વામિનીજી સ્વરૂપ શ્રીમહાપ્રભુજીનાં ચરણોનો દઢ આશ્રય કરવો. ત્યારે શ્રીસ્વામિનીજીને સંતોષ થશે અને તેમને સંતોષ તથાં પુષ્ટિમાર્ગના સર્વ ધર્મો તેઓ વૈષ્ણવના હૃદયમાં પ્રગટાવશે.

શ્રીઠાકોરજીનું વિપ્રયોગાત્મક સ્વરૂપ શ્રીસ્વામિનીજીનાં હૃદયમાં બિરાજે છે. તેઓ તાપભાવ દ્વારા દ્રોપદી, ગજેન્દ્ર અને ગોપીજનોની જેમ વૈષ્ણવને ઉત્તમ દૈન્યનું પ્રદાન કરશે. માટે વૈષ્ણવે શ્રીમહાપ્રભુજીનાં ચરણોનો દઢ આશ્રય કરવો.

શ્રીહરિરાયજી ભાવના પોષણ માટે બીજું સાધન બતાવતાં આજ્ઞા કરે છેઃ

**દાસ્યભાવનયા નિત્યમ્**

બ્રહ્મસંબંધ લીધા પછી વૈષ્ણવે શ્રીઠાકોરજીની સેવા કરતાં નિત્ય દાસપણાની ભાવનાનું ભાવન કરવું, કારણ કે તે શ્રીઠાકોરજીની સન્મુખ બ્રહ્મસંબંધ-મંત્ર લેતાં પ્રતિજ્ઞા લે છે કે, ‘‘દાસોઽહં કૃષ્ણ’’ હે શ્રીકૃષ્ણ,

આજથી હું તમારો દાસ છું. જીવે પ્રભુની સમક્ષ શ્રીઠાકોરજીનું દાસપણું સ્વીકાર્યું છે. દાસ તરીકે વૈષ્ણવે મનમાં શ્રીઠાકોરજી મારા સ્વામી છે એવી ભાવના રાખવી જોઇએ. દાસ તો હંમેશાં સ્વામીના સુખનો જ વિચાર કરે. શ્રીમહાપ્રભુજી વૈષ્ણવની એ ભાવના જાળવવા, બ્રહ્મસંબંધ દીક્ષા આપ્યા પછી વૈષ્ણવમાત્રને શ્રીઠાકોરજી પધરાવી આપી આજ્ઞા કરતા હતા કે, ''હવે દાસ બની શ્રીઠાકોરજીની સેવા કરો.''

સેવક - ધર્મ બહુ કપરો છે. દામોદરદાસ સંભરવાળા શ્રીદ્વારકાનાથજીની સેવા અનન્યભાવથી કરતા. શ્રીઠાકોરજી તેમની સાથે વાતો કરતા. તેઓ આવા અનન્ય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા. છતાં એક વખત એવું બન્યું કે દામોદરદાસ શ્રીઠાકોરજીને રાજભોગ સમર્પિને શય્યા મંદિરમાં શય્યા સમારવા ગયા. ત્યાં તેમણે જોયું તો બિલાડીએ શય્યાના ગાદી-તકિયાને બગાડ કરેલો. ત્યારે તેમનાથી સહજ બોલાઇ જવાયું કે, ''શ્રીઠાકોરજી પોતાની શય્યા પણ સંભાળી શકતા નથી.''

દામોદરદાસના આ શબ્દો સાંભળતા જ શ્રીઠાકોરજીએ રાજભોગનો થાળ ચોકી પરથી લાત મારીનેં ફેંકી દીધો અને દામોદરદાસને કહ્યું કે ''સેવક તું છે કે હું છું. સેવક થઇને તારાથી આવું બોલાય ?'' શ્રીદ્વારકાનાથજી તો દામોદરદાસની બોલવામાં સહેજ ભૂલ થતાં તેના પર ગુસ્સે થઇ ગયા. દામોદરદાસે શ્રીઠાકોરજીને રાજભોગ સમર્પ્યો, ત્યારે શ્રીઠાકોરજી આરોગ્યા, પરંતુ ત્યાર પછી બે મહિના સુધી દામોદરદાસજી સાથે શ્રીદ્વારકાનાથજી બોલ્યા નહિ. આ પ્રકારે શ્રીદ્વારકાનાથજીએ દામોદરદાસ સંભરવાલાને દાસપણું કેમ થાય તેનો પાઠ ભણાવ્યો.

પ્રભુ સર્વકર્તું સમર્થ હોવા છતાં, દાસ તરીકે વૈષ્ણવે, પ્રભુ તો બાલક છે તેવી ભાવના રાખી દાસ તરીકે શ્રીઠાકોરજીની સંપૂર્ણ ટહેલ કરવી. સવામીએ તો પોતાની બધા પ્રકારની સેવા કરવાનું પોતાના દાસને સોંપ્યું છે. તેમાં ઉણપ આવે, તો વૈષ્ણવનો દાસપણાનો ભાવ ઘટી જાય. દાસપણું એ પુષ્ટિમાર્ગની સેવામાં પ્રધાન તત્ત્વ છે. માટે શ્રીમહાપ્રભુજીએ તનુજા સેવાને મહત્ત્વ આપ્યું. તનુજા સેવા કરવાથી વૈષ્ણવમાં સ્વામીના સુખની ભાવના દઢ થાય છે. વૈષ્ણવે તો દાસ તરીકે પ્રભુના સુખ સિવાય બીજું કંઇ જ પ્રભુ પાસે કદી માગવાનું હોતું જ નથી. છતાં વૈષ્ણવે પ્રભુ પાસે કંઇ માંગવું હોય તો દાસપણા વિના કશું જ ન માગવું. વૈષ્ણવનો **''દાસ્યં પરમોધર્મઃ''** દાસપણું તો પરમધર્મ છે. ભગવાન જીવનું વરણ પણ દાસપણાના ભાવથી જ કરે છે.

જે વૈષ્ણવ નિજેચ્છાથી શ્રીઠાકોરજીનું દાસપણું સ્વીકારે છે. તેનું દાસત્વ પ્રભુ સિદ્ધ કરે છે. જીવ પ્રભુનો સહજ દાસ છે, કારણ કે તે પ્રભુનો અંશ છે. જીવ જેવો હોય, જયાં હોય ત્યાં પણ તે સર્વ કાળે અને સર્વ સ્થળે ભગવાનનો અંશ તો રહે જ છે. જીવનો પ્રભુ સાથેનો અંશ અંશીનો સંબંધ સનાતન અને સહજ છે. આદિ અનાદિ કાળથી તે સંબંધ ચાલ્યો આવે છે. માટે જીવનું દાસપણું પણ સનાતન અને સહજ છે. જો જીવ પ્રભુનો દાસ બનીને રહે તો સમજવું કે તે પુષ્ટિધર્મમાં સ્થિર છે. જો જીવ દાસત્વ ભૂલે તો તે પુષ્ટિપથથી ભ્રષ્ટ છે એમ સમજી લેવું. પુષ્ટિમાર્ગમાં દરેક ભકતના નામ પાછળ "દાસ" શબ્દ મૂક્યો છે. તેનું કારણ પણ વૈષ્ણવને દાસપણાનું ભાન કરાવવા માટે છે. દામોદરદાસ, પરમાનંદદાસ, કુંભનદાસ, સૂરદાસ વગેરે.

ગોંવિદસ્વામી અષ્ટછાપ કીર્તનકાર સખામાંના એક સખા તેઓ આંતરી ગામના વતની. સંપૂર્ણ રીતે પુષ્ટિમાર્ગના ધર્મજ્ઞ અને મર્મજ્ઞ. તેઓ મૂળ ગોંવિદસ્વામી તરીકે જાણીતા. સ્વામી તરીકે તેમણે ઘણાં જીવોને પોતાના શિષ્ય બનાવેલા. જયારે તેઓ શ્રીમહાપ્રભુજીના સંબંધમાં આવ્યા ત્યારે સ્વામી મટીને દાસ બની ગયા. તેમના કેટલાક સેવકો એક વખત ગોકુળ આવ્યા અને ગોંવિદસ્વામીની શોધ કરવા લાગ્યા, પણ તેઓ તેમને શોધી શકયા નહીં. ગોકુળમાં બધાને પૂછે, "ભાઇ ! ગોંવિદસ્વામી કયાં રહે છે ?" પૂછતાં પૂછતાં તે લોકોને ગોંવિદસ્વામી જાતે જ મળી ગયા. તે વખતે ગોવિંદસ્વામીએ તેમના સેવકોને કહ્યું, "ગોવિંદસ્વામી તો કયારનાયે મરી ગયા, પણ ગોવિંદદાસ જીવે છે."

ગોવિંદદાસના દષ્ટાંતથી વૈષ્ણવોએ સમજવાનું કે લૌકિકના સ્વામી તો પ્રાકૃત જીવો હોય છે, એવા પ્રાકૃત સ્વામીઓ સેવકના દુઃખ પ્રત્યે બેદરકાર રહી શકે, સેવકની ઉપેક્ષા કરી શકે, પરંતુ પુષ્ટિમાર્ગીય જીવો સમર્પિત બન્યા છે. તેમના પ્રભુ લૌકિક પ્રભુ નથી. એટલે અલૌકિક પ્રભુ પોતાના દાસની પ્રત્યે બેદરકાર રહેતા નથી. વત્રાસુર ચતુઃશ્લોકીમાં તો પુષ્ટિભકત વૃત્રાસુરના મનમાં ભારોભાર દૈન્ય ભર્યુ છે. વૃત્રાસુર પ્રભુને સ્તુતિ કરે છે, "હે પ્રભો ! મને જન્મજન્માન્તર સુધી દાસનોએ દાસ બનાવો."

**"દાસનુદાસો ભવિતાનસ્મિ ભૂયઃ"**

વૃત્રાસુર પ્રભુ પાસે દાસપણાની માગણી નથી કરતા. તેઓ પોતાની જાતને પ્રભુના દાસપણાને લાયક પણ નથી ગણતા. તેથી તેઓ પ્રભુને પ્રાર્થના કરે છે કે ભગવાનને યોગ્ય લાગે તો તેઓ વૃત્રાસુરને પ્રભુના કોઇ દાસનો દાસ બનાવે વૃત્રાસુરદાસનાએ દાસ બનવાનું એક જન્મ માટે નથી માગતા, પણ જન્મોના જન્મો સુધી દાસના દાસ થવાનું માગે છે. દયારામભાઇ કહે છે કેઃ

**શું કરું શ્રીજી સાયુજય પામી ?**
**એકતામાં તમો ન રહો સ્વામી.**
**મારે દાસપણામાં શી ખામી ?**
**વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.**
**ત્યાં શ્રીનદકુંવર કયાંથી લાવું ?**

એકતામાં (એટલે સાયુજ્ય મોક્ષમાં) સ્વામી સેવકનો ભેદ નષ્ટ થઇ જાય છે. એકતા એટલે સાયુજ્ય મુકિત. દાસને સાયુજય મુકિત ખપતી નથી. વૈષ્ણવો ભગવાન પાસે એટલું જ માગે છે કે, "હે પ્રભો ! હું આપનો દાસ બની આપની સેવા કરું." એમાં જ પુષ્ટિજીવના જીવનની કૃતાર્થતા છે. દાસપણાનું ઉત્કૃષ્ટ દષ્ટાંત રાજા અંબરીષનું છે. તેઓ તેમની સર્વ સંપત્તિ, દેહ, ઇન્દ્રિયો અને ઇંન્દ્રિયોના વિષયોનો વિનિયોગ ભગવદ્સેવામાં જ કરતા. તેમ કરવામાં જ તેઓ જીવનની સાર્થકતા માનતા.

શ્રીગિરિરાજજી પણ શ્રીજીના ઉત્તમ ભકત હોઇ દાસોમાં શ્રીહરિદાસવર્ય ગણાય છે, તે હરિદાસ હોઇ શ્રીઠાકોરજીની, શ્રીઠાકોરજીના સેવકોની અને ગાયોની ભલીભાંતિ સેવા કરે છે. દાસ તરીકેનો ઉત્તમ ધર્મ તે બજાવે છે. પુષ્ટિભકત દાસ હોઇ તેનો મોક્ષ સાયુજયમુકિત નથી પણ ભજનાનંદ છે. પુષ્ટિજીવ તો દાસનુદાસ થવામાં આનંદ માને છે. ગોપીજનોએ પણ દાસભાવની જ કામના કરી છે. એક ભકત ગાય છે કે :

**જગમે સોઇ જીવ બડભાગી.**
**શ્રીવલ્લભકી સરન આયકે, હરિ કી સેવા માંગી.**
**શ્રી ભાગવત-રસ પાન કરત નિત, સતસંગત અનુરાગી,**
**રાખત દયા સબે જીવન પર, લોકવાસના ત્યાગી.**
**ઔર બાત મનમેં નહિ આવે, હરિસું લગની લાગી.**
**દાસકી વિનંતી હરિપદ પંકજ, પકરત સોઇ સુહાગી.**

આ જગતમાં તે જ દૈવી જીવ બડભાગી છે કે જે શ્રીમહાપ્રભુજીને શરણે આવી, બ્રહ્મસંબંધ દીક્ષા લઇ, શ્રીમહાપ્રભુજી પાસેથી માગીને ભગવાનની સેવા કરે છે, જે નિત્ય શ્રીભાગવતજીની કથાનું રસપાન કરે છે, જેને સત્સંગ કરવામાં પ્રેમ છે, જે બધા જીવો પર દયા રાખે છે, જેણે લૌકિક-વૈદિક તૃષ્ણાઓનો ત્યાગ કર્યો છે, જેને ભગવાન શ્રીકૃષ્ણની લગની લાગી છે, ભગવાનની વાત વિના બીજી કોઇ વાત જેના મનમાં આવતી નથી અને જે હરિના ચરણકમળને પકડી શકે છે. જે દૈવી જીવ આવા સ્વભાવનો છે તે જ આ જગતમાં મહાન ભાગ્યશાળી માનવો.

ભકત દયારામભાઇ દાસભાવની મહત્તા ગાતાં પુષ્ટિજીવોને કહે છે કેઃ

**દાસપણે જે આનંદ છે, તે નથી ભળ્યે જગદીશઃ**
**જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાઘ-આશે છેદાવે શીશ.**

**શીશ છેધા પછી મુકુટ ક્યાં ધારે ?**
**સહુ મુર્ખ કોઈ મનમાં ન વિચારે.**
**જળને તે શો જળપાનનો સ્વાદ ? જન જુદે રહી પામે આહ્લાદ.**
**સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.**

દાસપણામાં જે આનંદ છે તે જગદીશમાં ભળી જવામાં નથી. જગદીશ સાથે મળી જવારૂપ સુખ એક દષ્ટાંતથી દયારામભાઈ સમજાવે છે કે જગદીશમાં ભળી જવાનું સુખ તો કોઈ માણસ માથું કાપીને પછી પાઘડી બંધાવા જાય તેના જેવું છે. માથું હોય તે માથા પર પાઘડી પહેરવાનો આનંદ આવે, પણ માથું જ ન રહ્યું પછી પાઘડી પહેરવાના આનંદની વાત જ કયાં રહી ? તેમ બ્રહ્માનંદનો આનંદ લેવા જીવનું જુદું અસ્તિત્ત્વ જરૂરી છે.

બીજું દષ્ટાંત વિચારીએ. આપણે ગંગાના જળનો રસ અનુભવવો હોય તો તેમાંથી પ્યાલો ભરીને જળ પીયે તો ગંગાજળનો સ્વાદ લઈ શકીયે. આપણે ગંગાના જળમાં સંપૂર્ણ ડૂબી જઈએ તો ગંગાજળનો આસ્વાદ ના માણી શકીયે. જળનો સ્વાદ માણવા તો જીવે કિનારે બેસીને પ્યાલો ભરી જળનું પાન કરવામાં જ છે. એ માટે પણ જુદું અસ્તિત્ત્વ અનિવાર્ય છે.

તે જ રીતે બ્રહ્મજ્ઞાનીને મોક્ષ મળતાં તે અક્ષરબ્રહ્મમાં ભળી જાય છે. પછી તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્ત્વ જ રહેતું નથી. આવી સ્થિતિમાં તેને બ્રહ્મના રસાસ્વાદને અનુભવવાનો પ્રશ્ન જ રહેતો નથી. બ્રહ્મથી જુદો રહેનારો જીવ જ બ્રહ્મની લીલાનો આનંદ માણી શકે છે. પ્રભુની બધી લીલાઓનો સ્વાદ મેળવી શકે છે. તેમ જે દાસ બની પ્રભુની બધી લીલાઓનાં આસ્વાદ મેળવી શકે છે, જે જીવ પ્રભુનો દાસ બની સેવાનો આનંદ લે છે તે જ ભાગ્યશાળી. આ તો અનુભવની વાત છે. અનુભવ વિના કેવો આનંદ આવે છે તે જાણી શકાય નહી. માટે જ ભકતે કહ્યું છે કે **"મહી પડયા તે મહાસુખ માણે"** જે જીવોને અનુભવ મળ્યો હોય તે જ તેનો અવર્ણનીય આનંદ માણી શકે. બીજા કલ્પનાથી તેનું વર્ણન કરવા જાય, પણ કલ્પના એટલે કલ્પના જ. તેથી જ વેદની શ્રુતિ કહે છે કે **"સઃ અશ્નુતે સર્વાન્ કામાન્ સહ બ્રહ્મણા વિપશ્ચિતા"** તે જીવ જ ચતુર બ્રહ્મની સાથે રહીને સર્વ કામનાઓને ભોગવે છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ માટે આ ભજનાનંદ માણવા મળે એ જ શ્રેષ્ઠ ફલ છે. આથી ઉત્કૃષ્ટ ફલ બીજું કયું હોઈ શકે ?

શ્રીગુસાંઈજી પણ આવી આજ્ઞા કરે છે. **"પુષ્ટિમાર્ગે હરેઃ દાસ્યમ્"** પુષ્ટિમાર્ગમાં પ્રભુનું દાસત્વ વૈષ્ણવને પ્રાપ્ત થાય તેને જ પુષ્ટિમાર્ગનો મોક્ષ ગણવામાં આવે છે. સાચી વાત તો એ છે કે જીવ બ્રહ્મ નથી. જીવ બ્રહ્મ થઈ શકતો જ નથી અને બ્રહ્મ થવામાં જીવને આનંદ પણ ન આવે.

વૈષ્ણવનું સાચું સુખ તો ભગવાનનું દાસત્વ સ્વીકારી દાસ તરીકે શ્રીઠાકોરજીની સેવા કરવામાં જ રહેલું છે. ભકત સૂરદાસજી દાસ તરીકે શ્રીવલ્લભનું શરણ સ્વીકારી દીનતાપૂર્વક કહે છે કે:

**શ્રીવલ્લભ ભલે બુરે તોઉ તેરે ।**
**તુમ હી હમારી લાજ બઢાઇ વિનતિ સૂનો પ્રભુ મેરે ॥૧॥**
**અન્ય દેવ સબ રંક ભિખારી દેખે બહુત ઘનેરે ।**
**હરિ પ્રતાપ બલ ગિનત ન કાહુ નિડર ભયે સબ ચેરે ॥૨॥**
**સબ તજ તુમ સરનાગત આયો, દઢ કર ચરણ ગહેરે ।**
**"સૂરદાસ" પ્રભુ તુમ્હારે મિલન તે, પાયે સુખજુ ઘનેરે ॥૩॥**

હે વલ્લભ ! હું ગમે તેવો છું, પણ આપનો દાસ છું. આપશ્રીએ જ અમારો યશ વિસ્તાર્યો છે. તેથી અમારી એક વિનંતી આપ સાંભળો. અમે ઘણા દેવો જોયા છે. તે બધા આપશ્રીની આગળ તો મને રંક અને ભિખારી જેવા લાગ્યા છે. પ્રભુના બળથી તેઓ બળવાન બન્યા છે, પરંતુ આપના સેવકો તો આપના પ્રતાપથી તે દેવોના બળની કોઇ ગણતરી ગણાતા નથી. એટલા નીડર બન્યા છે. અમે તો સર્વસ્વનો ત્યાગ કરીને આપશ્રીને શરણે આવ્યા છીએ. જેથી અમને આપનું મિલન થયું તેથી અમને ઘણું સુખ પ્રાપ્ત થયું છે. આમ સેવકપણાથી અને દાસપણાની ભાવના રાખવાથી વૈષ્ણવના ભાવનું પોષણ થશે.

શ્રીહરિરાયજી ભાવના પોષણ માટે અન્ય સાધનનું નિરૂપણ કરતાં આજ્ઞા કરે છે કે :

**નિજ દૈન્ય વિભાવનાત્**

જીવ જો પોતાનામાં દીનતાની ભાવના કેળવે તો પણ જીવના ભગવદ્ભાવનું પોષણ થાય. પુષ્ટિમાર્ગનો પાયો દીનતા પર રચાયો છે. વૈષ્ણવ પુષ્ટિમાર્ગના ઘણા સિદ્ધાંતો જાણતો હોય, પુષ્ટિમાર્ગનું તેને સારામાં સારુ જ્ઞાન હોય, સેવા સ્મરણ પણ કરતો હોય, નિયમિત રીતે સંત્સગમાં પણ જતો હોય, છતાં પણ જો તેનામાં દીનતા ન હોય તો તેની ઇમારતનો આખો પાયો કાચો સમજી લેવો. દીનતા તો પૃષ્ટિમાર્ગના પાયાનું સોપાન છે. માટે જ દયારામભાઇને કહેવું પડયું કે :

**કરવા પ્રસન્ન ચાહે પ્રભુને તો, અભિમાન અળગુ નાખ,**
**શીઘ્ર દયા કેશવ તણી ઇચ્છા, તો તુ દીનતા રાખ.**
**રાખ દીનતા એક જ કરીને,**
**કરવા કૃપા મન થાશે હરિને,**
**બોત્તેર કોટિએ સર્યું ન કામ, દીનતા એક બંધાયા દામ,**
**સેવા શ્રીકૃષ્ણ કૃપાળ.**

વૈષ્ણવની ઇચ્છા જો પ્રભુને પ્રસન્ન કરવાની હોય, પ્રભુની કૃપા પ્રાપ્ત કરવાની હોય તો તેણે વહેલામાં વહેલી તકે મનમાંથી અહંકારનો ભાવ દૂર કરવો જોઇએ અને દીનતા ગ્રહણ કરવી જોઇએ. ભગવાન એવો છે કે તેને દીન વૈષ્ણવ પર જ કૃપા કરવાનું મન થાય છે. જેમ કોઇ યાચક આપણી પાસે આવી નમ્રતાથી આપણી પાસે કંઇ માંગે તો તેને આપવાનું આપણને ગમે. શ્રીકૃષ્ણે દહીં વલોવવાની ગોળી ફોડી નાખી એટલે શ્રીયશોદાજીએ તેમના પર ક્રોધે ભરાઇ, તેમને બાંધવા એક પછી એક કરી ૭૨ કોટિ દોરડાંઓ જોડયાં, છતાં શ્રીકૃષ્ણ બંધાયા નહિ. દોરડું બે આંગળ નાનું જ પડે. અંતે હારી થાકી જયારે તેઓ દીન બન્યાં ત્યારે જ શ્રીકૃષ્ણ બંધાયા. "નથી કોઇ સાધનનું રે કામ, એક દીનતામાત્રે રાજી છો." દીનતા એ જ પ્રભુને પ્રસન્ન કરવાનું ઉત્તમ સાધન છે. **"દૈન્યં તત્ તોષણસાધનમ્"** તેથી શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે

**તાપભાવઃ પરમ દૈન્ય પ્રકાશયતિ સર્વથા ।**
**દૈન્યેન દયયા દીનબધુંઃ પ્રાદુર્ભવતિ અસૌ ॥**

તાપભાવ દૈન્યનો સર્વ રીતે પ્રકાશ કરે છે. દૈન્ય કેવી રીતે પ્રગટ થાય તે અહીં બતાવ્યું છે. જયારે વૈષ્ણવના હૃદયમાં તાપભાવ પ્રગટે ત્યારે સહજ રીતે તેનામાં દીનતા આવશે. વૈષ્ણવે વિચારવું જોઇએ કે, "મારા તો અનેક જન્મો વીતી ગયા અને આ જન્મ પણ પૂરો થવા આવ્યો છે, છતાં પણ મને પ્રભુની અનુભૂતિ બિલકુલ થતી નથી." પુષ્ટિમાર્ગીય સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ ઘરમાં બિરાજતા હોવા છતાં વૈષ્ણવને તેમની અનુભૂતિ ન થાય તો તેણે સમજવું કે તેનામાં પુષ્ટિધર્મ નથી.

તાપભાવ અગ્નિ સમાન છે. વૈષ્ણવના હૃદયમાં તાપભાવ પ્રગટે તો તેનાં અનેક જન્મોનાં કાયિક, વાચનિક અને માનસિક પાપોનો ક્ષય થાય. અગ્નિ જેમ વસ્તુને બાળી ભસ્મ કરે છે, તેમ તાપાગ્નિ વૈષ્ણવનાં જન્મોજન્મનાં પાપોને બાળીને ભસ્મ કરી નાખે છે. એટલું જ નહીં પણ વૈષ્ણવના હૃદયમાં રહેલી કામ, ક્રોધાદિ વિષયોની મલિનતા અને અન્ય દોષોનો પણ નાશ કરે છે. પછી તેનામાં દૈન્ય પ્રગટે છે. વિરહ ભાવના જગાડવા માટે પણ વૈષ્ણવે દીનતાનો અંગીકાર કરવો પડશે. દીનતા એ દાસનું પ્રધાન લક્ષણ છે. દૈન્યભાવથી વૈષ્ણવના પ્રભુભાવને પોષણ મળશે.

દાસપણાના ભાવથી વૈષ્ણવ એવું વિચારતો થશે કે પોતાની સર્વશકિત અને પોતાનું સઘળું સામર્થ્ય પ્રભુનાં છે. પોતાનાં નથી. પરિણામે તેની દીનતા તેના પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક વિચારમાં અને પ્રત્યેક ક્રિયામાં દેખાઇ આવશે. જીવે સમજવું પડશે કે જે નમ્યો તે જ પ્રભુને ગમ્યો. નમનાર જીવ પર પ્રભુ પ્રસન્ન થાય છે. તેના પર પ્રુભની કૃપા ઉતરે છે. પ્રભુકૃપા જીવના

ભગવદ્ ભાવને પોષે છે.

જીવ માને કે ચાલો આજથી દીન બનીએ. તે બનવું અશક્ય છે. વૈષ્ણવ પોતાની શકિતથી, બુદ્ધિથી કે હોશિયારીથી દીન બની શકતો નથી. વાતો કરવાથી કંઇ દીનતા આવી જતી નથી. જીવ સામે કોઇ ઝઘડો કરનારું ન મળે ત્યાં સુધી તે દીન બની શકે છે. અહીં દીનતા વિષે બીજું પાસું પણ વિચારવાનું છે. દીનતાને આપણે આપણા જીવન-વહેવારની નબળાઇ, કાયરતા, બાયલાપણું કે નામર્દાઇ સમજી લેવાની નથી. દીનતામાં તો શ્રીમહાપ્રભુજીનો સેવક સાંસારિક સંઘર્ષો સામે તો અડીખમ ઊભો રહીને તેનો સામનો કરશે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ દીનતાને નામે નમાલો, રોતડ, માંદલો કે કાયર હોય તે બિલકુલ યોગ્ય નથી. સંપ્રદાયને માટે જાન ફના કરવાનો પ્રસંગ આવે તો પણ વૈષ્ણવ પાછી પાની નહિ કરે. એટલે પુષ્ટિમાર્ગીય દીનતા વીરની, શૂરવીરની, બહાદુરની જવામર્દની દીનતા છે. આવી દીનતા શ્રીગોકુલનાથજીના સેવક દેવાભાઇ સરાણિયાએ બતાવેલી.

દિલ્હીમાં જહાંગીર બાદશાહનું રાજ્ય. તે વખતે ચિદ્રુપ નામના એક સંન્યાસીએ ગોકુલનાથજીના સામા પડી વૈષ્ણવોનાં માલા-તિલક ઉતરાવવાની ઝુંબેશ શરૂ કરેલી. તે વખતે દેવાભાઇ સરાણિયો શ્રીગોકુલનાથજીનો સેવક બનેલો. વૈષ્ણવ બન્યા પછી તે ગળામાં તુલસીની માળા અને કપાળમાં તિલક કરે. દેવાભાઇને ઘણી વખત ચિદ્રુપની ગુફા આગળ થઇને નીકળવાનું થાય, પણ દેવાભાઇ ચિદ્રુપને અવૈષ્ણવ માની તેને નમસ્કાર કરતા નહિં. તેથી ચિદ્રુપ સંન્યાસીને દેવાભાઇ પર ક્રોધ આવતો.

દેવાભાઇ ચિદ્રુપની ગુફા આગળ થઇને એક વખત જતા હતા. ત્યારે ચિદ્રુપે દેવાભાઇને બોલાવી ને કહ્યું, "અલ્યા તું કોણ છે ?" દેવાભાઇએ જવાબ આપ્યો, "હું સરાણિયો છું." "તું વૈષ્ણવ થયો છે એટલે માલા-તિલક ધારણ કરે છે ?" સંન્યાસીએ પૂછયુ દેવાભાઇએ જુસ્સાથી જવાબ આપ્યો, "હા, હું વૈષ્ણવ થયો છું. શ્રીગોકુલનાથજીનો સેવક છું." ચિદ્રપે તિરસ્કારથી પૂછયું, "બાદશાહે માલા-તિલક ઉતારી નાખવાનો હુકમ કર્યો છે. તે તું જાણે છે ?" દેવાભાઇએ જવાબ આપ્યો, "મહારાજ, અમે તો માથા સાટે માલા પહેરી છે. પ્રાણ જશે તો જ માલા ઉતરશે." ચિદ્રુપે ત્યાંના હાકેમને દેવાભાઇ વિરુદ્ધ ફરિયાદ કરી. હાકેમે દેવાભાઇને બોલાવી માલા-તિલક ઉતારી નાખવાનો હુકમ કર્યો. દેવાભાઇનો એક જ જવાબ હતો, "માલા-તિલક તો પ્રાણ સાથે જ ઉતરશે." હાકેમે દેવાભાઇને હાથીના પગ નીચે કચરી મારી નાંખવા હાથી મંગાવ્યો. મહાવતે અંકુશ મારી હાથીને દેવાભાઇ પર આક્રમણ કરાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ હાથીએ ઉશ્કેરાઇને

અવળી દિશામાં દોડી બીજા લોકોને કચરી નાખ્યા. પ્રયત્ન કરવા છતાં હાથી દેવાભાઇ તરફ ન વળ્યો. દેવાભાઇ નિર્ભય અને નીડર બની હાથી સામે ઊભાં જ રહ્યા.

હાકેમને લાગ્યું કે દેવાભાઇના માલા-તિલકે જ તેમનું રક્ષણ કર્યું છે. ખુશ થઇને હાકેમે દેવાભાઇને શાલ બક્ષિસ આપી. વૈષ્ણવોની દીનતા આવી છે. નીડરતા અને નિર્ભયતા ભરેલી દીનતા છે, નાર્મદની દીનતા નથી. શ્રીમહાપ્રભુજી તો આજ્ઞા કરે છે કે "મારો સેવક તો આધિ, વ્યાદિ અને ઉપાધિ સહન કરવાની શકિતવાળો અને ધીરજવાળો દીન હોય."

શ્રીહરિરાયજી પણ દીનતાને કાયરતામાં ખપાવવા નથી માગતા. તેઓ આજ્ઞા કરે છે કે, "સેવકમાં એવા પ્રકારની દીનતા હોવી જોઇએ કે પ્રેમને કારણે વૈષ્ણવનું હૃદય સુંવાળું હોય. વૈષ્ણવની દીનતા તો તેનું પ્રભુ-પ્રાપ્તિનું સાધન હોવું જોઇએ." જીવના હૃદયમાં દીનતા કેવી રીતે જાગે તે દૃષ્ટાંતથી સમજીએ. ઉનાળામાં જોઇએ એટલી ગરમી ન પડે તો વરસાદની આશા ઓછી રખાય. ખૂબ ગરમી પડે તો બધા કહેશે કે, "આ વરસાદનો તાપ છે." જીવ આકળ વિકળ થઇ જાય તેવા તાપની શરૂઆત થતાં થોડા વખતમાં વરસાદ પડે છે. તે ન્યાયે જયારે વૈષ્ણવના હૃદયમાં તાપાત્મક ભાવ જાગે ત્યારે વૈષ્ણવની આંખોમાંથી પ્રભુ-મિલન માટે અશ્રુરૂપી વર્ષા વરસશે. વૈષ્ણવે એકાંતમાં પોતાના હૃદયને પૂછવું જોઇએ, "તને પ્રભુ દર્શનની તાલાવેલી જાગી છે ?" જો વૈષ્ણવનું હૃદય તે વાત કબૂલ કરે કે તેને પ્રભુદર્શનની તાલાવેલી જાગી છે તો પ્રભુદર્શન કરતાં તેનામાં સહજ દીનતાનો ભાવ જાગશે. પ્રભુદર્શન કરતાં તેની આંખો વરસી પડશે."

દીનતા આવતાં જીવની દશા જુદી બની જાય છે. જીવ જયારે દીન બને છે ત્યારે પ્રભુનો પ્રકાશ તેના હૃદયકાશમાં પથરાય છે. શ્રીઠાકોરજીનું એક નામ "દીનબધું" છે. એટલે દીન ભકત પર તેઓ દયા કરે જ છે. દ્રૌપદી જયારે દીન બન્યાં ત્યારે પ્રભુએ તેમની લાજ રાખવા પધારી નવસેં નવ્વાણું ચીર પૂરી તેમની લજ્જા જાળવી તેમનું રક્ષણ કર્યું. ગજેન્દ્રને મગરે પકડ્યો. જયારે તે નિરાધાર બન્યો. તેને ખાત્રી થઇ ગઇ કે, "હવે મારું કોઇ નથી." ત્યારે તે અતિ દીન બન્યો અને વ્યાકુળ થઇ જયારે તેણે પ્રભુને પોકાર કર્યો ત્યારે પ્રભુએ તેને મગરના મોંઢામાંથી છોડાવી તેનું રક્ષણ કર્યું. ગોપીજનોને સૌભાગ્ય મદ થયો. તેમણે દીનતા ગુમાવી એટલે પ્રભુ તેમની વચ્ચેથી તિરોહિત થઇ ગયા. તેમણે પ્રભુને કુંજોમાં, નિકુંજોમાં શોધ્યા. તેમણે પ્રભુની લીલાઓનું અનુકરણ કર્યું. છતાં તેમને પ્રભુ પ્રાપ્તિ ન થઇ, પરંતુ જયારે તેઓ રડયાં, દીન બન્યાં ત્યારે પ્રભુ તેમની સામે આવીને ઉભા રહ્યા.

**ઇતિ ગોપ્ય પ્રગાયન્તઃ પ્રલપન્ત્યશ્ચ ચિત્રધા ।**
**રુરુદુઃ સુસ્વરં રાજન્ કૃષ્ણદર્શન લાલસા ॥**

જયારે ગોપીજનો દીન બન્યાં, રુદન કર્યું ત્યારે પીતાંબર ધારી પ્રભુ, કામદેવના પણ કામદેવ જેવા હસતા હસતા તેમની સન્મુખ પ્રગટ થયા. અહંકારને કારણે પ્રભુ ગોપીજનોથી દૂર થયા. દીનતા આવી એટલે પ્રગટ થયા. દૈન્યયુકત વૈષ્ણવને પ્રભુ નિજાનંદનો અનુભવ કરાવે છે. સૂરદાસજી દીનતા શીખવા વૈષ્ણવને વૃક્ષનું દષ્ટાંત આપતાં એક કીર્તનમાં કહે છે કેઃ

**મન રે તું વૃક્ષન કો મત લે ।**
**કાટે તા પર ક્રોધ કરે નહિઃ સિંચે નાહિ સ્નેહ ॥૧॥**
**જો કોઇ વા પર પથ્થર ચલાવે, તાહી કો ફલ દે ।**
**આપ શિર પર ધૂપત સહત હૈ, ઔરનકું છાયાસુખ દે ॥૨॥**
**ધન ધન જડ એ પરમ પદારથ, વૃથા મનુષ્યકી દેહ ।**
**'સૂરદાસ' મનકર્મ વચન કરિ, ભકતનકો મત એહ ॥૩॥**

સૂરદાસ મનને ઉદેશીને કહે છે કે, "હે મન ! તું વૃક્ષ પાસેથી મતિ (બુદ્ધિ) લે. વૃક્ષ કેવું દીન છે તે તું જો. જે માણસ તેને કાપે છે, તેના પર પણ તે ક્રોધ કરતું નથી. જે તેને જળ રેડે છે, તેના પર તે સ્નેહ પણ કરતું નથી. તે સ્થિતપ્રજ્ઞ જેવું છે. જે તેને પથ્થર મારે છે, તેને પણ તે પોતાનો દુશ્મન નહિ ગણાતાં, તેને પણ તે ફળ આપે છે. વૃક્ષ સૂર્યનો તડકો પોતાના માથે સહન કરી તેની નીચે ઊભેલાને છાંયડાનું સુખ આપે છે. આવા જડ વૃક્ષને પણ ધન્યવાદ આપવા જેવો છે, પણ આ મનુષ્ય દેહ જ નકામો છે. અંતરમાં સુરદાસજી, જે ભકત છે તેણે તો મનથી, કર્મથી અને વચનથી આ વૃક્ષ પાસેથી શિખામણ લઇ, બીજાનું કલ્યાણ મન, વચન, અને કર્મથી કરવું જોઇએ. તેવી શિખામણ આપે છે." -૮.

આ પ્રમાણે ભાવનાપોષણ માટે શ્રીહરિરાયજી વૈષ્ણવને આજ્ઞા કરે છે કે વૈષ્ણવે

૧. હંમેશાં ભગવાન શ્રીકૃષ્ણની સેવા ભાવથી કરવી.
૨. શ્રીસ્વામિનીજીને પરિપૂર્ણ સંતોષ આપી પ્રસન્ન રાખવાં.
૩. વૈષ્ણવે મનમાં દાસપાણની ભાવના રાખવી.
૪. મનમાં દૈન્ય રાખવું.

## શ્લોક નવમો

નિજાચાર્યપદાંભોજાશ્રયાદન્યવિરાગતઃ ।
તદેકપરતાબુદ્ધ્યા દઢવિશ્વાસરક્ષણાત્ ॥૯॥

**શબ્દાર્થ :** **નિજ**-પોતાના; **આચાર્ય**-આર્યાશ્રીનાં; **પદાંભોજ**-ચરણકમળોનો; **આશ્રયાત્**-આશ્રય કરવાથી; **અન્ય**-બીજી તરફ; **વિરાગાત્**-વૈરાગ્ય રાખવાથી; **તદ્**-તે (પ્રભ તરફ); **એકપરતા**-એક પરાયણતાની; **બુદ્ધ્યા**-બુદ્ધિથી; **દઢવિશ્વાસરક્ષણાત્**-દઢ વિશ્વાસ રાખવાથી.

**શ્લોકાર્થ :** શ્રીમહાપ્રભુજીના ચરણકમળોનો આશ્રય કરવાથી, પ્રભુ સિવાય બીજી બાબતો તરફ વૈરાગ્ય રાખવાથી, પ્રભુ પરાયણતાની બુદ્ધિ રાખવાથી અને (પ્રભુમાં) દઢ વિશ્વાસ રાખવાથી વૈષ્વણના ભગવદ્ભાવને પોષણ મળશે.-૯.

**વિવરણ :** શ્રીમહાપ્રભુજીનાં ચરણકમળોનો આશ્રય કરવાથી વૈષ્ણવના ભગવદ્ભાવનું પોષણ થાય છે.

**નિજાચાર્ય પદાંભોજાશ્રયાદ્ (નિજ+આચાર્ય+પદ+અંભોજ+આશ્રયાત્)**

શ્રીમહાપ્રભુજીનાં ચરણકમળોનો વૈષ્ણવે આશ્રય કરવો એ તો પ્રત્યેક વૈષ્ણવનો પરમધર્મ છે. આશ્રય જાતે જ મહત્ત્વનો છે. પુષ્ટિમાર્ગ પ્રભુની કૃપાનો માર્ગ અને શ્રીમહાપ્રભુની કૃપાનો માર્ગ હોવાથી કૃપા મેળવવા માટે અન્ય કોઈ સાધન નહિ કરતાં શ્રીમહાપ્રભુજીનાં ચરણકમળોનો જીવે દઢ આશ્રય રાખવો, કારણ કે શ્રીવલ્લભ પોતે જ પૂર્ણ પુરુષોત્તમ છે. શ્રીહરિરાયજી સ્વયં પોતાના રચેલા એક કીર્તનમાં આજ્ઞા કરે છે કેઃ

**"પ્રીત બંધી શ્રીવલ્લભપદસોં ઓર ન મનમેં આવે હો !"**

શ્રીવલ્લભનાં ચરણકમળમાં જે જીવ પોતાની પ્રીતિ બાંધીને રહે છે તેના મનમાં લૌકિક કે વૈદિક વિચારો પ્રવેશતા નથી. આ હળાહળ કલિયુગમાં જેનું ભાગ્ય ફળ્યું હોય તે જ શ્રીવલ્લભના ચરણોનો આશ્રય કરે છે. શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે, મને સતત એવું લાગ્યા કરે છે કે, ભગવાન ઈચ્છા થાય તે જ તેમનાં ચરણોનો આશ્રય કરે છે. ભકિતના માર્ગે ચાલી વૈષ્ણવોએ પ્રભુ પ્રાપ્તિ કરવી હોય તો શ્રીમહાપ્રભુજીના ચરણકમળોનો દઢ આશ્રય રાખવો.

ગોવિંદસ્વામી પોતાના એક કીર્તનમાં ગાય છે કેઃ

**"ચરણ લગ્યો ચિત્ત મેરો શ્રીવલ્લભ ચરણ લગ્યો ચિત્ત મેરો,**
**ઈન બિન ઓર કુછ નહીં ભાવે, ઈન છાંડ ઓર જો ધાવે, સો મૂરખ ઘનેરો.**
**'ગોવિંદદાસ' કિયો યહ નિશ્ચય, સોહી જ્ઞાન ભલેરો."**

ગોવિંદસ્વામી કહે છે કે, "મારું ચિત શ્રીમહાપ્રભુજીના ચરણોમાં લાગી ગયું છે. તેથી હવે મને તે ચરણારવિંદ સિવાય બીજું કંઈ ગમતું નથી. હું

તો તેમના ચરણારવિંદનો સેવક છું. શ્રીમહાપ્રભુજીના એ ચરણારવિંદ છોડીને બીજે રસ્તે જે દોડે છે, તે મોટામાં મોટો મૂર્ખ છે.'' ગોવિંદસ્વામી તો કહે છે કે મેં એવો નિશ્ચય કર્યો છે કે મારું સર્વસ્વ શ્રીમહાપ્રભુજીના ચરણકમળ છે. મારે માટે આટલું જ્ઞાન ઘણું છે. મારે બીજા કોઈ જ્ઞાનની હવે જરૂર પણ નથી. જે વૈષ્ણવો શ્રીઆચાર્યશ્રીના યુગલ ચરણારવિંદમાં આસકત બને છે, તેમનું ચિત્ત સેવામાં એકાગ્ર બને છે. જ્યાં સુધી જીવમાં ગુરુ પ્રત્યે ભાવ જાગતો નથી ત્યાં સુધી જીવની ચિત્તવૃત્તિ સ્થિર થતી નથી. શ્રીઆચાર્યશ્રીનાં ચરણારવિંદનો પ્રભાવ શ્રીગિરિધરજીના શબ્દોમાં જોઈએ:

**શ્રીવલ્લભકે ચરણકમલકો, અતુલ પ્રતાપ ન બરન્યો જાઈ ।**
**સ્વર્ગ, મૃત્યુ, પાતાલ લોક કે, જીવત ઈન હી કે ગુન ગાઈ ॥૧॥**
**મનુજ કિયે સબ દનુજ દેવતા, દૈવી જીવ જાન અપનાય ।**
**અતિ ટેઢે ખલ બિકટ વક્રમતિ, તે તે ઉધ્ધરે પરમપદ પાય ॥૨॥**
**માયાવાદ દાવાનલ, જેસો રાખે હુતે જરાય ।**
**તે નવ પલ્લવ કિયે મૂલ તે તન, મન કો દુ:ખ દિયે નિરાય ॥૩॥**
**જો માથેં ધર ફિરત ગર્વભર નિર્ભય, કરી અસુરન સિર પાય ।**
**તાહીકે સરનાગત ગિરિધર, કરી હેં કૃપા ન ઓર ઉપાય ॥૪॥**

શ્રીઆચાર્યશ્રીનાં ચરણકમળના અતુલ પ્રભાવનું વર્ણન થઈ શકે તેમ નથી. મૃત્યુ અને પાતાળ લોકના જીવો આપનાં ગુણગાન ગાય છે. આપે બધા મનુષ્યોને દૈવત્વ આપ્યું. દૈવી જીવોને શોધીને અપનાવ્યા. અતિ ટેઢા, ખલ, જટિલ અને વિકૃત બુદ્ધિના જીવોએ પણ આપના ચરણનું શરણ લીધું. તેથી આપે તેમનો ઉદ્ધાર કર્યો. દાવાનળ સમાન માયાવાદને પણ આપે ભસ્મ કરી નાખ્યો અને જીવોને મૂળમાંથી નવપલ્લવિત કરીને તેમનાં તનનાં અને મનનાં દુ:ખો દૂર કર્યાં. જે અસુરો અભિમાની બની નિર્ભય થઈને ફરતા હતા તેમના માથે આપે ચરણ ધરીને તેમને દાબી દીધા. જેઓ શરણાગત બનીને આપને શરણે આવ્યા, તેમના પર જ આપે કૃપા કરી છે. આ સિવાય આપની કૃપા મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી.

શ્રીવલ્લભનાં ચરણકમળનું શરણ લેવાથી જીવના દોષો નિવૃત્ત થઈ જાય છે. જીવ પોતાના સાધનથી કંઈ કરવા ઈચ્છતો હોય, પરંતુ તેના સાધનથી કોઈ વસ્તુ સિદ્ધ થતી નથી, કારણ કે જીવ તો દોષપૂર્ણ છે. તેના પર જયારે ગુરૂકૃપા ઉતરે છે ત્યારે જ તેનામાં પ્રભુ પ્રત્યેનો ભાવ જાગે છે. જે જીવને શ્રીમહાપ્રભુજીનાં ચરણકમળોનો દઢ આશ્રય છે, તેના પર ભગવાન પ્રસન્ન થાય છે, દયા કરે છે અને તેને સ્વરૂપાનંદનું દાન કરે છે. માટે જીવે ફલપ્રાપ્તિ માટે અન્ય કોઈ સાધન નહિ કરતાં શ્રીવલ્લભના પદામ્બુજનો દઢ આશ્રય કરવો.

"વિવેકધૈર્યાશ્રય" ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ "આશ્રય" નું મહત્ત્વ બતાવતાં આજ્ઞા કરી છે કેઃ **"અશકયે હરિરેવાસ્તિ સર્વમાશ્રયતો ભવેત્"**

કોઈ અશકય પ્રસંગ આવી પડે તો જીવે શ્રીહરિનું શરણ લેવું. આપશ્રીની આજ્ઞા અનુસાર શ્રીમહાપ્રભુજી પણ પૂર્ણ પુરુષોત્તમ જ છે. તો તેમના ચરણનો આશ્રય પણ કલ્પવૃક્ષની જેમ આપણું બધું કાર્ય સિદ્ધ કરશે જ.

શ્રીમહાપ્રભુજી એક દિવસ નારાયણદાસના ઘેર પધાર્યા. તે વખતે એક ક્ષત્રાણી તેમનાં ત્યાં આવી. તે શુદ્ધ જીવ હતી. તેથી તેને શ્રીમહાપ્રભુજીના પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપે દર્શન થયાં. તેથી તેણે નિશ્ચય કર્યો કે, આમના શરણે જાઉં. તેણે શ્રીમહાપ્રભુજીને શરણે લેવાની વિનંતી કરી. એટલે શ્રીમહાપ્રભુજીએ તેને શરણે લીધી. પછી ક્ષત્રાણીએ શ્રીમહાપ્રભુજીને કહ્યું, "મહારાજ ! હવે મને શી આજ્ઞા છે ?" શ્રીમહાપ્રભુજીએ કહ્યું, "ભગવત્ સેવા કરો." ક્ષત્રાણીએ કહ્યું, "કૃપાનાથ ! લીલામાં તો મેં સદા આપની સેવા કરી છે, જયારે આપતો ભગવદ્ સેવાની આજ્ઞા કરો છો. ભગવદ્ સેવા તો ઘણાં જીવો કરે છે, પરંતુ આપનાં ચરણારવિંદની સેવા કરવાની મારી ઈચ્છા છે. મને આપનાં ચરણારવિંદનો આશ્રય કરવા દો." શ્રીઆચાર્યશ્રીએ કુમકુમ મંગાવીને એક વસ્ત્ર પર આપશ્રીનાં ચરણારવિંદમાં કુમકુમ લગાવી છાપ કરી તે ક્ષત્રાણીને આપી ને આજ્ઞા કરી, "આની સેવા કરજે. તારા બધા મનોરથો પૂર્ણ થશે." ક્ષત્રાણી બહુ ભાવથી શ્રીઆચાર્યશ્રીનાં ચરણોની સેવા કરતી. શ્રીઆચાર્યશ્રી તેને દર્શન આપતા અને બધા રસનો અનુભવ કરાવતા.

સૂરદાસજી અંતિમ સમયે પરાસોલીમાં અચેતન અવસ્થામાં પડયા છે. શ્રીગુસાંઈજીનાં તેમજ શ્રીગોવર્ધનનાથજીનાં સ્વરૂપમાં તેમણે મન લાગડી લીધું છે. બોલવું છોડી દીધું છે. રાજભોગની આરતી કરીને શ્રીગુસાંઈજી ત્યાં પધાર્યા.

સૂરદાસજીએ કહ્યું, "બાવા ! આપ શ્રી પધાર્યા ? હું આપની રાહ જોતો હતો. આ સમયે આવીને આપે મને દર્શન દીધાંએ આપે મારા પર મહાન કૃપા કરી છે." આ સમયે વૈષ્ણવો શ્રીગુસાંઈજીની પાસે ઊભા હતા. એમાંથી ચતુર્ભુજદાસે કહ્યું "સૂરદાસજીએ શ્રીઠાકોરજીનાં લક્ષાવધિ પદો કર્યા છે, પરંતુ તેમણે શ્રીમહાપ્રભુજીનાં યશનું વર્ણન કોઈ પદમાં નથી કર્યું." ત્યારે સૂરદાસજીએ જવાબ આપ્યો, "મેં મારાં બધાં પદોમાં મેં શ્રીઆચાર્યજીનાં જ યશનું વર્ણન કર્યું છે. જો હું શ્રીઠાકોરજીને અને આચાર્યશ્રીને ભિન્ન સમજતો હોત તો બંનેના ભિન્ન પદો રચત, પણ હું તો બંનેને એક જ સમાન ગણું છું. હવે જયારે તમે મને પૂછયું છે તો તમારી પાસે કીર્તન

કરું છું. આ કીર્તન સમાન જ મારાં રચેલાં બધાં કીર્તનો જાણજો."

**ભરોસોં દૃઢ ઇન ચરનન કેરો ।**
**શ્રીવલ્લભ નખચંદ છટા બિન સબ જુગમાંઝ અંધેરો. ॥૧॥**
**સાધન ઔર નહીં યા કલિમેં જાસોં હોત નિવેરો ।**
**'સૂર' કહા કહે દ્વિવિધ આંધરો, બિના મોલકો ચેરો. ॥૨॥**

સૂરદાસજી કહે છે કે, "મને આ ચરણકમળનો, ચરણારવિંદનો દૃઢ ભરોંસો છે." શ્રીગુસાંઇજી અને શ્રીમહાપ્રભુજી એકરૂપ છે, એક સ્વરૂપ છે. આ સમજવા માટે સૂરદાસજીએ કહ્યું "સાધન નહીં ઓર યા કલિમેં" એવું કોઇ સાધન આ કળિયુગમાં નથી, જે આપણા હૃદયના અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરે, કેવળ શ્રીવલ્લભના નખચંદ્રનો પ્રકાશ જો આપણા હૃદયમાં પથરાય, તો તેનાથી આપણને ભગવદ્‌ભાવનું અને સિદ્ધાંતોનું સાચું જ્ઞાન થાય. શ્રીવલ્લભના નખચંદ્ર એ લૌકિક ચંદ્ર કરતાં કરોડો ઘણાં અલૌકિક ઉજ્જવળ છે ભકતોએ તે નખચંદ્ર પ્રકાશની પ્રાપ્તિ માટે સદાય મનોરથ સેવ્યો છે. સૂરદાસજી કહે છે કે, "હું વધારે તો શું કહું, બિના મોલ કો ચેરો !" હું તો એમનો વગર મૂલ્યનો દાસ છું.

શ્રી હરિરાયજી શિક્ષાપત્રમાં આજ્ઞા કરે છે કે :

**"શ્રીવલ્લભપદાંભોજભજનાદરણાદપિ"**

**(શ્રીવલ્લભ+પદાંભોજ+ભજન+આદરણાદ્+અપિ)**

શ્રીવલ્લભપ્રભુનાં ચરણકમળનાં ભજનમાં આદર રાખવાથી ભગવદ્પ્રાપ્તિ થાય.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે, "જો જીવ શ્રીમહાપ્રભુજીના ચરણકમળ પકડી લે તો, તેને કોઇ ચિંતા કરવાની રહેતી નથી." ભગવાન જ તેમના હૃદયમાં આવીને બિરાજી જશે. શ્રીમહાપ્રભુજી તો અગ્નિ સ્વરૂપ છે. તેથી તેમના ચરણકમળના દૃઢ આશ્રયથી જીવના જન્મોજન્મનાં અનેક પાપો બળી જશે. જીવે પ્રભુપ્રાપ્તિ માટે અન્ય કોઇ સાધન કરવાની જરૂર નથી. ફકત તેણે શ્રીમહાપ્રભુજીના ચરણકમળરૂપી મહાનિધિનો મન, વચન અને કર્મથી આશ્રય કરવો. તેમાં બધું જ આવી જાય છે. શ્રીહરિરાયજી શિક્ષાપત્રમાં આજ્ઞા કરે છે કેઃ

**"તસ્માત્ફલં નિજાચાર્યપદાંભોજદ્વયં સદા ।"**
**હૃદિ ધાર્યં નૈવ કાર્યઃ સંશયા ચિતમાનસમ્ । (શિ.પત્ર.૨૫-૧૧)**

આપણા આચાર્યશ્રીનાં ચરણકમળ ફલરૂપ છે. માટે તેને સદા હૃદયમાં ધારણ કરી રાખવાં. તે પરત્વે મનમાં કશો પણ સંશય લાવવો નહીં.

આ પ્રમાણે શ્રીહરિરાયજી ભાવનાપોષણ માટે શ્રીઆચાર્યજીના ચરણકમળોનો આશ્રય કરવાની આજ્ઞા કરી હવે બીજા સાધનનું નિરૂપણ કરે છે.

અન્ય વિરાગતઃ

ભગવાન વિનાની બીજી બાબતો તરફ વૈરાગ્ય રાખવાથી ભગવદ્‌ભાવને પોષણ મળે છે. ભગવાને જીવને દેહની સાથે ઇંદ્રિયો પણ આપી છે અને ઇંદ્રિયોના વિષયો પણ આપ્યા છે. પાંચ જ્ઞાન ઇંદ્રિયો છે તેના પાંચ વિષયો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ. આ પાંચ વિષયોને જો જીવ લૌકિક દૃષ્ટિએ ભોગવે તો જીવનું અધઃપતન થાય છે. આ ઇંદ્રિયો દ્વારા સુખ લેવું એટલે લૌકિક ભોગ ભોગવવા. જે જીવો ભોગમાં જ આસકત રહે છે. તેઓમાં આસુરી ભાવ રહેલો હોય છે. પરમદયાળુ પ્રભુએ કૃપા કરીને મનુષ્યને એક વિલક્ષણ વિવેકશકિત આપી છે. જે દ્વારા તે સારું શું ને ખોટું શું તે સમજી શકે છે. તે ખોટાનો ત્યાગ કરી સારાનો સંગ કરી પોતાનો ઉદ્ધાર કરી શકે છે. એટલે સુધી કે જો જીવ પોતાની ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકીને વિવેકપૂર્વક વિષયોમાં વૈરાગ્ય કેળવે તો તે એટલી બધી શકિત પ્રાપ્ત કરી શકે કે તે ભગવદ્‌ભાવનું પોષણ કરી ભગવાનને પણ વશ કરી શકે.

વિષયભોગ જીવને મીઠા લાગે છે. તેથી પ્રભુએ આપેલી વિવેકશકિતનો જીવ અનાદર કરીને ભોગ ભોગવવામાં આસકત થાય છે. તે તેની પશુબુદ્ધિ છે. પશુ તો ભોગયોનિ જ છે. તેને વિવેકની સમજ નથી. તેની સામે કર્તવ્ય અકર્તવ્યનો પ્રશ્ન જ નથી, પરંતુ મનુષ્યનો પોતાનું કર્તવ્ય શું છે તેનો સભાનપણે વિવેક શકિતથી નિશ્ચય કરી શકે છે, કે ‘મહામુશ્કેલીએ ચોરાસી લાખ યોનિમાં ફરતાં ફરતાં આ મહા મોંઘો મનુષ્યદેહ તેને મળ્યો છે. તે ભોગો ભોગવવા માટે નહીં, પરંતુ તેના તરફ વૈરાગ્ય રાખી પ્રભુ મેળવવા માટે છે. જો જીવ ભોગવૃત્તિને સંયમમાં રાખી પ્રભુને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે અને એક વખત તેને પ્રભુનો રસ ચાખવમાં આનંદ આવી જાય તો પછી સંસાર તેને ફિકકો લાગશે. વિષયો તરફ તેને સહજ વૈરાગ્ય જન્મશે.’

કુતરું મોઢામાં હાડકું લઇને તેને ચાટે છે. ત્યારે હાડકું તેના મોઢાંમા વાગે છે. એટલે તેના મોઢામાંથી લોહી નીકળે છે. તેને તો એમ જ લાગે છે કે આ લોહીનો સ્વાદ હાડકમાંથી જ આવે છે. વાસ્તવમાં તેનું મોઢું જ છોલાઇ જતું હોય છે. તે જ ન્યાયે જીવ વિષયોના ભોગને ભોગવતો હોય છે, ત્યારે તે એટલું સમજતો નથી કે ભોગમાં આવતો આનંદ તેના મન, તન અને ધનનો ધ્વંસ કરે છે અને શકિતનો હ્રાસ કરે છે. માટે જ જીવે પ્રભુના માર્ગે જવું જોઇએ. તેને શ્રીહરિરાયજી સ્પષ્ટ આજ્ઞા કરે છે કે જીવે પ્રભુથી અન્ય જે કોઇ વસ્તુ હોય તેના તરફ વિતરાગી થવું જોઇએ.

જીવ એમ લાગે છે કે ભોગોમાં મીઠાશ છે, પણ તે મીઠાશ સાચી નથી, તે તો મીઠાશનો આભાસ માત્ર છે. તે મીઠાશ તો મૃગજળ સમાન છે.

દેખાતી મીઠાશ, મળતો આનંદ, સાચો નથી, પણ અલ્પ આનંદ હોઇ તે નાશવંત છે. તેમની તરફ વૈરાગ્ય કેળવવા મનને સંયમમાં રાખવું પડશે. જેમ માતેલા હાથીને વશ કરવા અંકુશની જરૂર પડે છે, તેમ મનરૂપી ગજને અંકુશમાં રાખવા સંયમરૂપી અંકુશની જરૂર છે. સંયમિત મન અનેક ગણું શકિતમાન બની શકે છે. પાણીની વરાળ નિરર્થક જવા દેવાથી કંઇ કાર્ય સરતું નથી, પણ તેને બોઇલરમાં બંધ કરી તેમાંથી ઉત્પન્ન થતી શકિતનો ઉપયોગ કર્યો તો હજારો, લાખો ટન વજન અને યાત્રિકો એક સ્થળેથી બીજે સ્થળે તે વરાળની જ શકિતથી આજે આપણે લઇ જઇ શકીયે છીએ. તે જ રીતે જીવ ભોગોમાં વહી જતી શકિતને સંયમિત કરે તો તે શકિત જીવને પ્રભુ મિલન કરાવી આપે.

માટે જીવે ભગવદ્‌ભાવનું જતન કરવા વિષયોરૂપી સર્પની ફેણ પર મનરૂપી શ્રીકૃષ્ણને નચાવવા. એટલે કાલિયનાગની એ ફેણોને શ્રીકૃષ્ણ નાથી નાખશે. શ્રીમદ્‌ભાગવતજીમાં આ પ્રસંગ આવે છે. કાલિયનાગ ઝેરી હતો. તેની ફેણોમાં ઝેર હતું આ પ્રસંગ ઇન્દ્રિયાધ્યાસનો છે. ઇંદ્રિયો વાસનાઓથી ભરેલી છે. જયાં સુધી જીવ ઇંદ્રિયોમાંથી મલિન વાસનાઓનો ત્યાગ કરે નહિ ત્યાં સુધી તેનાથી ભકિત થઇ શકે નહીં. ભકિત અને ભોગને ેર છે. ભકિત અને ભોગ અંતરરૂપી મ્યાનમાં એક સાથે રહી શકતાં નથી. ાકિતમાં વિષયો પેસી જાય તો ભકિતનો નાશ થઇ જાય. શ્રીમહાપ્રભુજીએ ાજ્ઞા કરી છે કે પૂર્ણ વિતરાગ બન્યા વિના ભકિત થઇ શકતી નથી. વાસ્તવિક રીતે તો ભકિત વિતરાગની જનેતા છે. જે જીવાત્મા સંસારનાં સુખોનો મનથી ત્યાગ કરે તે જ ભકિત કરી શકે.

**"તજો શણગાર માયાના, સજો શણગાર ભકિતના,**
**તજી ભોગો વિષય કેરા, કરો સૌ ભોગ ભકિતના,**
**હૃદયના પ્રેમ ઊલેચી, ભરી દો પાત્ર ભકિતનાં,**
**પ્રભુના સ્નેહ-સિતારે, ગજાવો નાદ ભકિતનાં,"**

શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે જીવે સેવામાં અનુરાગ રાખવો અને શરીરના ભોગોમાં વૈરાગ્ય રાખવો. તો જ તે ભકિતને માર્ગે આગળ વધી શકશે. ભકિતમાં ભગવાનને લાડ લડાવવાં, ઇંદ્રિયોને નહીં. ઇંદ્રિયોનો ગુલામ શ્રીઠાકોરજીમાં ભાવ વધારી શકશે નહીં.

જીવની દરેક ઇંદ્રિયમાં વાસનારૂપી ઝેર ભળેલું છે. ભગવાને બધા અસુરોને માર્યા, પરંતુ કાલિયને માર્યો નથી પણ નાથ્યો છે. તે ન્યાયે પુષ્ટિમાર્ગમાં શ્રીમહાપ્રભુજીએ ઇંદ્રિયોનું દમન કરવાની આજ્ઞા કરી નથી, પણ તેમને સમજાવી ને વિવેકથી તેમનો પ્રભુની સેવામાં વિનિયોગ કરવાનું કહ્યું છે. કાલિયને ભગવાને રમણીકદ્વીપમાં મોકલ્યો. તેનો ભાવ એવો છે કે

ઇંદ્રિયોને પ્રભુગામી બનાવવી અને તેમને વિષય વૈરાગ્ય કેળવવા રમણીકદ્વીપરૂપી સત્સંગ મંડળમાં મોકલવી. જયાં તેમને ભકિતરૂપી રસ પ્રાપ્ત થાય. વૈષ્ણવે ઇંદ્રિયોને મારવાની નથી પણ તેમને પ્રભુગામી બનાવવાની છે કાલિયનાગના સત્સંગનો ભાવ આવો છે કે ઇંદ્રિયોને વિતરાગ બનાવવી.

મન તો માંકડા જેવું છે, ચંચળ છે. મન ઇંદ્રિયોને અસ્થિર અને ચંચળ બનાવી વિષયોના પદાર્થે નું ચિંતન કરાવે છે. ઇંદ્રિયોના વિષયોમાં મન જાય ત્યારે વિષયોમાંથી તેને હટાવીને પ્રભુમાં જોડવું. આમ વારંવાર મનને પ્રભુમાં જોડવાથી કીટભ્રમર ન્યાયે મનનો સ્વભાવ પ્રભુમાં જોડાવાનો બની જશે.

જયાં જયાં મન જાય ત્યાં ત્યાં પ્રભુને જોવા. જેમ કે ગંગાજી યાદ આવી જાય તો ગંગાજીના રૂપમાં ભગવાનને જોવા. તે જ રીતે મનને પ્રભુમાં જોડવું. જયારે જીવ મનને પ્રભુમાં જોડવાનો અભ્યાસ કરે છે, ત્યારે તેને સાંસારની વાતો યાદ આવે છે. તેથી જીવે ગભરાવું નહીં. સંસારની વાતો યાદ આવવાનું કારણ કે મને સંસારિક બાબતોનો વિચાર કરવાનું બંધ કર્યું એટલે મનમાં પડેલી સંસારિક બાબતો જાતે જ ગભરાણી, એટલે તેઓએ મનમાંથી બહાર આવવા પ્રયત્ન કર્યો. તે વખતે જીવે મનને કહેવું, "તારે જેટલી દોડાદોડી કરવી હોય તેટલી કર. હું તો શાંત ચિત્તે પ્રભુનું સ્મરણ જ કરવાનો છું." હારી થાકીને મન શાંત થઇ જશે. આ પ્રમાણે મનને પ્રભુમાં જોડવા અને વિષયોનું ચિંતન છોડી વૈરાગ્ય રાખવા પ્રયત્ન કરવો. પરિણામે મન વિષયોનું ચિંતન કરતું અટકી જશે અને પ્રભુ તરફ વળશે.

આ પ્રમાણે શ્રીહરિરાયજી ભગવદ્‌ભાવના પોષણ માટે પ્રભુ સિવાય બીજી બધી વસ્તુઓ તરફ વૈરાગ્ય રાખવાની આજ્ઞા કરે છે.

હવે આપશ્રી ભગવદ્‌ભાવના પોષણ માટે બીજા અન્ય સાધનનું નિરૂપણ કરતાં આજ્ઞા કરે છે કે,

**તદેકપરતા બુદ્ધયા**

જીવે ભાવના પોષણ માટે પ્રભુપરાયણ બુદ્ધિ રાખવી. મનુષ્યને દેહ અને ઇંદ્રિયો ઉપરાંત પ્રભુએ અંતઃકરણ આપ્યું છે. અંતઃકરણ ચાર બાબતોનું બનેલું છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર. મનનો ધર્મ સંકલ્પ વિકલ્પ કરવાનો છે. એક વાત તો સિદ્ધ છે કે મન તો ચંચળ અને અસ્થિર છે. મનને વશ કરવું અઘરું છે. મન જ સંસારના બધા ઉધામા કરે છે, પરંતુ તે જે જે ઉધામા કરે છે તે બધા સફળ થતા નથી. શાસ્ત્રોએ કહ્યું છે કે, "ઇંદ્રિયો ઘોડા છે. એ ઘોડાની લગામ મન છે, પરંતુ સારથિ બુદ્ધિ છે, મનરૂપી રથને કયાં લઇ જવો તે કામ બુદ્ધિનું છે. બુદ્ધિ રૂપી સારથિ લગામ વડે રથને જે દિશામાં લઇ જવો હોય તે દિશામાં લઇ જઇ શકે છે." એટલે મનુષ્યના મનમાં રહેલી બુદ્ધિ તેના ઉત્થાન અને પતનનું કારણ બને છે.

લૌકિકમાં પણ આપણે જોઇએ છીએ કે કોઇ માણસની ઉન્નતિ થાય ત્યારે આપણે એમ કહીએ છીએ કે આ માણસ તો બહુ બુદ્ધિશાળી છે. કોઇ માણસ કોઇ કામ કરતાં નિષ્ફળ જાય ત્યારે આપણે તેને કહીએ છીએ કે આનામાં બુદ્ધિ જ નથી. આ ઉપરથી આપણે સિદ્ધ કરી શકીયે કે બુદ્ધિ તત્ત્વજ મનુષ્ય જીવનનું સંચાલન કરે છે. જો જીવની બુદ્ધિ પ્રભુ પરાયણ બને તો જીવ ઉર્ધ્વગામી બનતાં પ્રભુની પ્રાપ્તિ કરી શકે.

શ્રીહરિરાયજી જીવને પ્રભુ પરાયણબુદ્ધિ રાખવાની આજ્ઞા કરે છે. બુદ્ધિ સારી હોય, પવિત્ર હોય, નિર્મળ હોય તો શુદ્ધ વિચારો કરી સારા ને ખોટાનો વિવેક બતાવી શકે. પ્રભુમાર્ગે જનાર જીવે પ્રભુ વિશે વિચારવા માટે બુદ્ધિને નિર્મળ બનાવવી પડશે. સ્વચ્છ બનાવવી પડશે. શુદ્ધ બનાવવી પડશે, ત્યારે જ ભગવાન તે બુદ્ધિમાં આવીને બિરાજશે.

દુષ્ટબુદ્ધિવાળો માણસ, ખરાબ બુદ્ધિવાળો જીવ દુષ્ટ વિચારો કરશે, દુસંગ કરશે અને સતત ખોટા કામોમાં ગૂંથાયેલો રહેશે, કારણ કે તેને બુદ્ધિ લૌકિકના જ વિચારો કરે છે. તે વિષયોથી ભરેલી અને વાસનામય છે. તેથી જેવી બુદ્ધિ તેવી તે જીવની કૃતિ અને આચરણ.

શ્રીહરિરાયજી જીવને પ્રભુ માર્ગે જવા અને તેના ભગવદ્‌ભાવનું પોષણ કરવા બુદ્ધિને ભગવત્ પરાયણ બનાવવાની આજ્ઞા કરે છે.

ભગવદ્‌પરાયણ બુદ્ધિ ગોપીજનોની હતી. એટલે તેમની ઘરની બધી પ્રવૃત્તિ કરતાં કરતાં પણ ભગવાનનાં દર્શન થતાં. કોઇ વસ્તુનું નામ દેતાં દેતાં પણ તેમનાથી ભગવાનનું નામ બોલી જવાતું. તેનું સુંદર દૃષ્ટાંત એક ગોપીનું છે. ગોપી ગોરસ વેચવા નીકળી છે. "ગોરસ લો, કોઇ ગોરસ લો." એમ બૂમો પાડે છે, પણ તેની બુદ્ધિમાં શ્યામ ભરાઇ ગયેલા હતા. એટલે કોઇ ગોરસ લો એમ કહેવાને બદલે તે તો એમ બોલવા લાગી, "અરે કોઇ માધવ લો, માધવ લો." જે શેરીમાં તે આવું બોલતી હતી તે શેરીની કોઇ વ્યકિતને એમ લાગ્યું કે, "આ ગોપી માધવ વેચે છે. ચાલો માધવ કેવા હશે તે જોવા તો મળશે ને ?" એમ માનીને શેરીની વ્યકિત ગોપીને બોલાવે છે અને પૂછે છે, "ગોપી! તું માધવ વેચે છે. ? મારે માધવ લેવા છે. અહીં આવ. મને માધવ બતાવ."

માધવમય બનેલી ગોપીનું મનતો માધવમાં હતું. શેરીની પેલી વ્યકિતએ તેને માધવ બતાવવા કહ્યું. તેણે તે સાચું માની લીધું. ગોરસનું પાત્ર ઉઘાડી જેવું બતાવ્યું કે ભકતનું બિરુદ સાચવવા ગોરસપાત્રમાં શેરીની પેલી વ્યકિતને આબેહૂબ માધવનાં દર્શન થયાં અને પેલી વ્યકિત પણ દેહાનુસંધાન ભૂલી ગઇ. માટે કવિએ ગાયું છે કે,

"ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી,
સોળસહસ્ત્ર ગોપીનો વહાલો મટુકીમાં ઘાલી."

જેની બુદ્ધિ ભગવત્પરાયણ બની હોય તેને સર્વત્ર ભગવાન જ દેખાય. વાણી પણ ભગવાનનું જ નામ દે. ભગવત્ પરાયણ બુદ્ધિવાળા જીવની બુદ્ધિ ભગવાન સિવાય બીજા કશામાં કિંચિત માત્ર પણ લાગતી નથી. ગોપીઓ ગાયોને દોહતી વેળાએ, અનાજ ખાંડતી વેળાએ, દહીં વલોવતી વખતે, આંગણું લીંપતી વખતે, બાળકોને પારણામાં ઝુલાવતી વખતે, રડતાં બાળકોને શાંત કરવા હાલરડું ગાતી વખતે, તુલસીજીને જળ રેડતી વખતે, ઘરમાં બુહારી કરતી વખતે પ્રેમપૂર્વક નયનોમાં આંસુ લાવીને ગદ્‌ગદ્ કંઠે ભગવાન શ્રીકૃષ્ણની દિવ્યલીલાઓનું ગાન કરતી હતી. તેઓ શ્રીકૃષ્ણમય બુદ્ધિવાળી બની ગઈ હતી. ધન્ય છે આ ગોપીઓને !

તે જ રીતે જે જીવની બુદ્ધિ ભગવન્મય બની છે. તેની બધી ક્રિયાઓ પણ ભગવન્મય બનશે અને તેવી બુદ્ધિવાળા જીવનું મન કેવળ ભગવાનમાં જ રહેશે. તેવા જીવની પોતાની વ્યકિગત કોઈ ઈચ્છા જ રહેતી નથી. તે તો સુકાયેલા પાંદડા જેવા હોય છે. જેમ સુકાયેલા પાંદડાને પવન જે દિશામાં લઈ જાય, તે દિશામાં પાંદડું જાય છે. તેમ ભગવદ્ પરાયણ બનેલી બુદ્ધિવાળા જીવોને વ્યકિતગત ઈચ્છાઓ જ ઉત્પન્ન થતી નથી. તેઓ તો ભગવાનની ઈચ્છામાં પોતાની ઈચ્છા પરોવી દે છે.

ગીતામાં ભકતોના ચાર પ્રકાર કહ્યા છે. તેમની બુદ્ધિ તો ભગવત્ પરાયણ હોય છે. છતાં તેમની બુદ્ધિમાં થોડો થોડો ફેર છે. જેમ કેઃ

૧. અર્થાર્થી ભકત, અનુકૂળતાની ઈચ્છા કરે છે.
૨. આર્ત ભકત, પ્રતિકૂળતાને દૂર કરવાની ઈચ્છા કરે છે.
૩. જિજ્ઞાસુ ભકત પ્રભુના સ્વરૂપને જાણવાની ઈચ્છા કરે છે.
૪. ભગવત્ પરાયણ ભકતને પોતાની કોઈ ઈચ્છા કે અભિલાષા હોતી નથી. ભગવાન જે કરાવે, જેમ કરાવે તેમ કરે છે.

તેથી ભગવદ્ પરાયણ બુદ્ધિવાળા જીવો ભગવાનને બહુ ગમે છે. આ વાત સમજવા આપણે એક દષ્ટાંત જોઈએ.

એક પિતાનાં ચાર બાળકો આંગણામાં રમતાં હતાં. એ વખતે તેમના પિતા ચાર કેરીઓ લઈને આવ્યાં. તેમને જોતાં જ એક છોકરો તો કેરી માગવા લાગ્યો. જયારે બીજો છોકરો કેરી લેવા રડી પડયો. ત્રીજો છોકરો કેરીની તરફ જોઈ રહયો છે, નથી માગતો કે નથી રડતો અને ચોથો છોકરો કેરીઓ તરફ જોતો પણ નથી. તે તો પહેલાંની જેમ લંગડીની રમત રમે જ જાય છે. કૂદકા મારે જ જાય છે.

પિતાજી દરેક છોકરાને એક એક કેરી તો આપે છે, પરંતુ ચારેય છોકરાના ભાવ જુદા છે. કેરી માગવાવાળો છોકરો અર્થાર્થી છે. રડવાવાળો છોકરો આર્ત છે. કેરી જોનાર છોકરો જિજ્ઞાસુ છે. પણ કેરીની જરાએ પરવા ન કરનારો, કેવળ રમતમાં લાગી રહેલો છોકરો ભગવદ્ પરાયણ બુદ્ધિવાળો છે.

આ દષ્ટાંત સિદ્ધ કરે છે કે ભગવદ્ પરાયણ બુદ્ધિવાળો જીવ પ્રભુ પાસે કંઇ માંગતો નથી. તે તો પ્રભુની પ્રસન્નતામાં જ તલ્લીન રહે છે. તેના પર ભગવાનનો પ્રેમ વરસે છે. તેની આત્મીયતા કેવળ ભગવાનમાં જ છે. તે ભગવાન પર પ્રેમ કરે છે, પણ ભગવાન પાસે કંઇ માંગતો નથી. તે પોતાનું સર્વસ્વ પ્રભુને સમર્પણ કરે છે, પણ પ્રભુ પાસેથી કંઇ જ મેળવવાની ઇચ્છા નથી કરતો. આવો જીવ ભગવદ્ પરાયણ બુદ્ધિવાળો ગણાય. જયારે પોતાની જાતને બધી રીતે ભગવાનને સમર્પિત કરી દેવા છતાં ભગવાન પાસેથી કદી કંઇ પણ મેળવવાની અભિલાષા નથી રાખતો. તે સાચો પુષ્ટિમાર્ગીય ભગવદ્ પરાયણ ભકત કહેવાય. આવો ભકત ભગવાનને બહુ ગમે છે. તેને તો એમ જ લાગે છે કે હું કેવળ ભગવાનનો છું અને પ્રભુ મારા છે.

ભગવદ્ પરાયણ બુદ્ધિવાળા જીવોને માટે ભગવાન ગીતામાં **"મય્યાસકતમનાઃ"** કહે છે. ભગવાન કહે છે કે મારામાં જ જેનું મન આસકત થઇ ગયું છે અથવા અધિક સ્નેહને કારણે જેનું મન સ્વાભાવિક જ મારામાં લાગી ગયું છે અને ચોંટી ગયું છે, તે જીવને મારી યાદ કરાવવી પડતી નથી. તેને સ્વાભાવિક રીતે જ હું યાદ આવું છું. તેને મારી વિસ્મૃતિ કદી થતી નથી. તેનું ખેંચાણ કેવળ મારામાં જ રહે છે. તે જીવ ભગવદ્ પરાયણ બુદ્ધિવાળો બન્યો છે. તે ભગવાન શ્રીકૃષ્ણની કૃપાથી ભગવન્મય બની જાય છે. તેનું ભગવન્મય થવું નિરર્થક જતું નથી. તેની ભકિતને ભગવાન સ્વીકારે છે. તેનો આદરસત્કાર પણ કરે છે. માટે જીવે ભગવદ્ પરાયણ બુદ્ધિ રાખવી. આવી બુદ્ધિવાળા જીવને ભગવાનના સમગ્રરૂપને જાણવા માટે ભગવાનમાં ખૂબ પ્રેમ હોય છે. આમ થવું જોઇએ ને આમ ન થવું જોઇએ, તે કામના તેનામાં ન હોય. ભગવાન જે કરે છે તે જ થવું જોઇએ અને ભગવાન જે નથી કરવા ઇચ્છતા તે ન થવું જોઇએ, એવું તેની બુદ્ધિ માનતી હોય છે.

આવું માનનાર જીવથી પ્રભુનું ચિંતન સ્વતઃ અને સ્વાભાવિક થશે, તેની સઘળી ક્રિયાઓ નિષ્કામ ભાવપૂર્વક થવા લાગશે. પછી ભગવાનને જાણવા માટે તેને કોઇ અભ્યાસ નહીં કરવો પડે. આપણું સદૈવ કલ્યાણ કરનારા ભગવાનમાં તેને આત્મીયતા જાગશે. તેથી તે સતત પ્રસન્ન રહેશે. તેનામાં ભગવાનને માટે એક અલૌકિક વિલક્ષણ પ્રેમ પ્રગટ થશે. આમ જે જીવ ભગવદ્ પરાયણ બનશે, તેની બુદ્ધિ પણ ભગવદ્ પરાયણ બની રહેશે.

આ પ્રમાણે શ્રીહરિરાયજી જીવને આજ્ઞા કરે છે કે પોતાના ભગવદ્ભાવના પોષણ માટે તેને પ્રભુપરાયણ બુદ્ધિ રાખવી.

આપશ્રી હવે ભગવદ્ભાવના પોષણ માટે બીજા સાધનોનું નિરૂપણ કરે છે.

**દઢ વિશ્વાસ રક્ષણાત્**

જે જીવ ભગવાનમાં દઢ વિશ્વાસ રાખે છે તેના વિશ્વાસનું ભગવાન રક્ષણ કરે છે. પરિણામે તેના ભગવદ્ભાવનું પોષણ થાય છે. વિશ્વાસ એ જીવમાત્રનો શ્વાસ છે. શ્વાસ છે ત્યાં સુધી જીવન છે. તેથી શ્રદ્ધા છે ત્યાં સુધી જીવન છે.

શ્રીદયારામ ભાઇ કહે છે કેઃ

**ઇચ્છે રૂડું પ્રભુ જગતનું, તે કયમ ભૂડું કરે નિજદાસ ?**
**જે કરશે હરિ તે ભલું તાહ્રું, તું ધર દઢ વિશ્વાસ.**
**વિશ્વાસ રાખ, કલ્પના મૂક,**
**સેવા-સ્મરણમાં નવ ચૂક;**
**નહિ મળે ફરી અવસર આવો,**
**હરિ ભજી લો મનુષ્યા દેહ લ્હાવો. સેવા શ્રીકૃષ્ણ કૃપાળ.**

અહીં દયારામભાઇ વૈષ્ણવને પ્રભુ પર વિશ્વાસ રાખવાનું કહે છે. જગતના જીવો 'પ્રભુમાં વિશ્વાસ રાખો, વિશ્વાસ રાખો' તેવી વાતો કરે છે, પણ જ્યારે વિશ્વાસ રાખવાનો પ્રસંગ આવે ત્યારે જીવનો વિશ્વાસ ડગી જાય છે. જેનું મન ડગી જાય તેનો વિશ્વાસ ખોટો. તેવા જીવને દયારામભાઇ શિખામણ આપે છે કે, ''જે ભગવાન આખા જગતનું ભલું કરે છે તે શું પોતાના ભકતનું ભૂડું કરશે ? કદી કરે જ નહીં. માટે હે જીવ ! તું દઢ વિશ્વાસ રાખ કે પ્રભુ જે કંઇ કરશે. તેમાં તારું ભલું જ હશે. માટે અનિષ્ટની કલ્પનાઓ કરવાનું તું મૂકી દે અને સેવા-સ્મરણમાં આસકત થઇ જા. સેવા-સ્મરણમાં જરાયે ઉણપ આવવા દઇશ નહીં. આમ મોંઘો મનુષ્યદેહ મળ્યો છે. તેનો સૌથી મોટો લાભ એ છે કે જીવે પ્રભુનું ભજન કરી લેવું. આવી તક જીવને ફરી ફરી નહીં મળે.''

શ્રીમદ્ભાગવતજીમાં પણ આજ વાત કહી છે. ભગવાને દુર્લભ એવો માનવદેહ આપ્યો છે. જાણે તે સંસાર સાગરમાં તરવાની સુંદર નૌકા ન હોય ! વળી એને ચલાવવા માટે ગુરુદેવરૂપી કર્ણાધાર મેળવી આપ્યા. પછી બીજી અનુકૂળતાઓરૂપી પવનને પણ પ્રેર્યો. આટલી બધી અનુકૂળતા ભગવાને જીવને આપી છે, છતાં જો તે સંસાર સાગરને તરે નહિ તો તે અવિશ્વાસુ અને પ્રભુનો વિશ્વાસઘાતી છે.

શ્રીમહાપ્રભુજી 'વિવેકધૈર્યાશ્રય' ગ્રંથમાં આજ્ઞા કરે છે કેઃ

अविश्वासो न कर्तव्यः सर्वथा बाधकस्तु सः ।
ब्रह्मास्त्र चातकौ भाव्यौ प्राप्तं सेवेत निर्ममः ॥

વૈષ્ણવે પ્રભુમાં અવિશ્વાસ ન કરવો જોઇએ. અવિશ્વાસ બધી રીતે બાધક છે. વિશ્વાસમાં ચાતકની ભાવના કરવી યોગ્ય છે. મમતારહિત થઇ જે મળે તેનું જીવે સેવન કરવું.

અહીં શ્રીમહાપ્રભુજીએ બે વાતની આજ્ઞા કરી છે. એક તો જીવે પ્રભુમાં વિશ્વાસ રાખવો. પુષ્ટિમાર્ગમાં અવિશ્વાસ બધી રીતે બાધક છે. અવિશ્વાસ શંકા જગાડે છે. જયારે વિશ્વાસ સ્નેહ જગાડે છે. ગીતામાં પણ ભગવાને કહ્યું છે કે,

**"અજ્ઞશ્ચાશ્રદ્ધાનશ્ચ સંશયાત્મા વિનશ્યતિ ।"** (ગી. ૪-૪૦)

અજ્ઞાની, અવિશ્વાસુ અને સંશયાત્માજીવોનો નાશ થાય છે.

જે જીવમાં વિવેક નથી અને સાથે સાથે શ્રદ્ધા રહિત છે; એવા જીવનું અધઃપતન થાય છે. સંશયોને કારણે માણસની ઉન્નતિ અટકી જાય છે. લોકોમાં તેનો વ્યવહાર બગડી જાય છે, કારણ કે તેની બુદ્ધિ નિશ્ચયાત્મિકા નથી. સંશયાત્મા જીવ હંમેશાં દ્વિધામાં રહેવાનો. તે સારા ખોટાનો નિશ્ચય કરી શકતો નથી. માટે જીવે હંમેશાં સંશયરહિત અને વિશ્વાસુ બનવું.

રામાયણનો એક પ્રસંગ છે. રામદૂત શ્રીહનુમાનજી સીતાજીની શોધ કરવા માટે લંકામાં ગયા છે. રાવણના પુત્ર મેઘનાદને ખબર પડે છે એટલે તે હનુમાનજી સાથે લડવા તૈયાર થાય છે. હનુમાનજી અને મેઘનાદનું યુદ્ધ થયું છે. મેઘનાદ વારંવાર હારવા લાગ્યો. એટલે તેમણે બ્રહ્માસ્ત્ર છોડયું. એટલે હનુમાનજી બંધાઇ ગયા. બ્રહ્માસ્ત્રમાં સૂતરના તાંતણા હોય છે. સૂતરના તાંતણે બાંધેલા હનુમાનજીને લઇને મેઘનાદ રાવણના દરબારમાં આવ્યો. રાવણે જોયું કે આવો હનુમાન અને એને સૂતરને તાંતણે બાંધ્યો છે ? વાસ્તવિક રીતે હનુમાનજી સૂતરના તાંતણે નહોતા બંધાયા, પણ બ્રહ્માસ્ત્રમાં વિશ્વાસ હતો એટલે હનુમાનજી બંધાયેલા રહેલા, પરંતુ જયારે તેમને લોડાની સાંકળે બાંધવામાં આવ્યા તયારે સાંકળો તોડવી તેમને મન સહજ બની અને સાંકળો તોડી તેમણે લંકાનું દહન કર્યું. અવિશ્વાસને લીધે જ બ્રહ્માસ્ત્ર નિષ્ફળ ગયું. જો રાવણે બ્રહ્માસ્ત્રમાં વિશ્વાસ રાખ્યો હોત તો હનુમાનજી બંધાયેલા રહેત અને લંકાનું દહન ન થાત. અવિશ્વાસનું આ એક મોટું દષ્ટાંત છે. જીવનો પ્રભુમાં જોઇએ એટલો વિશ્વાસ નહીં રહેવાને કારણે જીવની ભગવદ્ભાવમાં બાધકતા આવે છે. લૌકિક દષ્ટિએ જોઇએ. બસમાં બેઠા હોઇએ, ગાડીમાં બેઠા હોઇએ કે વિમાનમાં બેઠા હોઇએ, પણ આપણે કેવા વિશ્વાસથી બેઠા હોઇએ છીએ કે હાંકનારો આપણને આપણા ગંતવ્ય સ્થળ સુધી પહોંચાડી દેશે. જો જીવ આવી લૌકિક બાબતોમાં વિશ્વાસ રાખી

શકતો હોય તો પ્રભુમાં તેને કેમ વિશ્વાસ ન ચોંટે ? માટે વિશ્વાસ એ પ્રભુના ભાવનું પોષણ કરનાર ઉત્કૃષ્ટ સાધન છે.

વિશ્વાસ માટે આપણે ચાતકપક્ષીનું ઉદાહરણ લઇએ. ચાતકપક્ષી સ્વાતિ નક્ષત્રના જળ સિવાય અન્ય જળ પીતું નથી. સ્વાતિ નક્ષત્રમાં મેઘ જળ આપશે. એવો એને મેઘમાં દઢ વિશ્વાસ છે. એ વિશ્વાસને કારણે સ્વાતિ નક્ષત્રમાં વરસાદ વરસે છે અને તેના જળથી ચાતક પક્ષી પોતાની તરસ છિપાવે છે.

શ્રીહરિરાયજી વિશ્વાસ માટે શિક્ષાપત્રમાં આજ્ઞા કરે છે કે,

**"વિશ્વાસઃ તત્ર કર્તવ્યઃ ભદ્રમેવ વિધાસ્યતિ ।"**

ભગવાનમાં દઢ વિશ્વાસ કરવો. જો જીવને ભગવાનમાં દઢ વિશ્વાસ હોય તો તે થોડું ભગવદ્ આચરણ કરે તો પણ એનું કલ્યાણ થાય છે. જીવ લોકોને બતાવવા માટે ઘણોયે ભગવદ્ ધર્મ આચરે, પણ જો તેના મનમાં પ્રભુ પર દઢ વિશ્વાસ ન હોય તો તેને ધર્મ ફલિત થતો નથી. માટે વૈષ્ણવે પ્રભુમાં દઢ વિશ્વાસ રાખવો.

શ્રીગુસાંઇજીનો એક સેવક વૈરાગી. તેને અષ્ટાક્ષર મંત્રમાં દઢ વિશ્વાસ હતો. તે એક દિવસ તેના ગામમાં જતો હતો. ત્યાં કોઇ વૈષ્ણવના દીકરાને સર્પે દંશ દીધો હતો. તે વખતે આ વૈરાગી ત્યાંથી થઇને નીકળ્યો. તેણે એક સ્ત્રીને રડતી જોઇ. તેના મનમાં દયા આવી. તેણે ત્યાં ઊભેલા લોકોને પૂછ્યું, "ભાઇઓ ! આ બાઇ આટલું બધું કેમ રડે છે ?" ત્યાં ઊભેલા લોકોએ કહ્યું કે, "વૈરાગીજી ! આ બાઇનો એકનો એક પુત્ર સર્પદંશ થવાથી મરણ પામ્યો છે. તેથી તે બાઇ એટલી દુઃખી થઇ છે કે રડયા જ કરે છે." વૈરાગીને દયા આવી. છોકરા પાસે તે ગયો અને તેણે તેની સન્મુખ ભગવત્ નામનો ઉચ્ચાર કર્યો. એટલે થોડી જ વારમાં પેલો છોકરો આળસ મરડીને ઊભો થયો. આસપાસ ઊભેલા લોકોએ પેલા વૈરાગીને પૂછ્યું, "ભાઇ ! તમે જે વિદ્યાથી આ છોકરાને જીવતો કર્યો છે તે વિદ્યા અમને શીખવો." વૈરાગીએ કહ્યું, "તમને વિદ્યા તો શીખવું, પણ તમને મારી આ વિદ્યામાં વિશ્વાસ નહીં બેસે." એટલે બધાએ કહ્યું, "વિશ્વાસ કેમ નહીં બેસે ? અમને તો તેનો પ્રત્યક્ષ અનુભવ તો થયો છે." વૈરાગી કહે, "સાંભળો, **'શ્રીકૃષ્ણઃ શરણં મમ'** એ મારી વિદ્યાનો મંત્ર છે." બધાએ કહ્યું "ભાઇ! એ તો અમે જાણીએ છીએ તમારી વિદ્યાનો સાચો મંત્ર કહો ને ?" વૈરાગીએ કહ્યું, "જોયુંને મેં નહોતું કહ્યું, તમને મારા મંત્રમાં વિશ્વાસ નહીં બેસે ?"

આ વાર્તા સમજાવે છે કે, "જો વૈષ્ણવ વિશ્વાસપૂર્વક અષ્ટાક્ષરમંત્રનો જપ કરે તો તેનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે." અવિશ્વાસ ભકિતમાં બાધક છે. માટે વૈષ્ણવે કદી અવિશ્વાસ ન કરવો.

ગીતામાં ભગવાન કહે છે કે, "ન મે ભકતઃ પ્રણશ્યતિ" મારા ભકતનો કદી નાશ થતો નથી. વૈષ્ણવે આ ભગવદ્વાકય પર દઢ વિશ્વાસ રાખવો જોઇએ. શ્રીમદ્ ભાગવતમાં હિરણ્યકશિપુએ પ્રહ્લાદને મારવા માટે અનેક પ્રયત્નો કર્યા. તેને પાણીમાં ડુબાડયો, પર્વત પરથી રગડાવ્યો, હાથીના પગ નીચે ચગદાવ્યો અને અગ્નિમાં બાળવા માટે સળગાવ્યો, પણ ભગવાનને સર્વ સ્થળે તેનું રક્ષણ કર્યું, ભરદરબારમાં હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પૂછ્યું "બતાવ તારો ભગવાન." પ્રહ્લાદે કહ્યું, "મારો ભગવાન સર્વમાં છે. જડમાં છે, તેમ જ ચેતનમાં પણ છે." ત્યારે ગુસ્સે થઇ હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પૂછયું "આ થાંભલામાં તારો ભગવાન છે? જો હોય તો બતાવ નહિં તો આ તલવારથી હું તારું માથું કાપી નાખીશ." પ્રહ્લાદનું માથું ઉડાવી દેવા હિરણ્યકશિપુએ જેવી પોતાના મ્યાનમાંથી તલવાર બહાર કાઢી. તેવો થાંભલો ફાટયો અને ભકતનું રક્ષણ કરવા નરસિંહ સ્વરૂપે પ્રભુ પ્રગટયા. વિશ્વાસની આ શકિત છે. હિરણ્યકશિપુ પ્રહ્લાદની ભકિત તો ન છોડાવી શકયો, પણ તેનો જ નાશ થયો.

વિશ્વાસ પથ્થરમાં પણ પ્રાણ પૂરી શકે છે. વિશ્વાસ અમાસને પૂનમ બનાવી શકે છે, કઠોરને કોમળ બનાવી શકે છે, સ્વાર્થીને સ્નેહી બનાવી શકે છે. વિશ્વાસની જયોતિ તો જવલંત છે. તેનો પ્રકાશ બધે પથરાયેલો રહે છે. એક કવિએ પોતાના કાવ્યમાં કહ્યું છે કે,

**"શ્રદ્ધા કેરો દીપક મારો ના કદીયે હોલવાજો."**

માટે જીવે પ્રભુમાં અવિશ્વાસ ન કરવો. જો જીવ અવિશ્વાસ કરશે તો તેનો ભગવદ્આશ્રય છૂટી જશે અને ભગવાન તેનાથી દૂર ચાલ્યા જશે. સંસારમાં પણ અવિશ્વાસને લીધે સંબંધો બગડી જાય છે, તૂટી જાય છે, જીવન સંગીત બેસુરું બની જાય છે, વહેમના વમળો ઊભાં થાય છે, શંકા કુશંકાઓ જન્મે છે અને છેવટે જીવ માર્ગ શોધી શકતો નથી. અવિશ્વાસ એ જીવનનું ઝેર છે. જીવે સમજી લેવું કે જયારે તેના મનમાં અવિશ્વાસ જાગે ત્યારે તેના પતનની શરૂઆત થઇ છે. માટે જીવે પ્રભુમાં ચાતક પક્ષી જેવો વિશ્વાસ રાખવો જેથી તેના ભગવદ્ભાવને પોષણ મળશે.-૯.

આ રીતે શ્રીહરિરાયજી ભગવદ્ભાવના પોષણ માટે નીચેનાં ચાર સાધનોનું નિરૂપણ કરે છે.

૧. જીવે શ્રીમહાપ્રભુજીનાં ચરણકમળનો દઢ આશ્રય કરવો.
૨. પ્રભુ સિવાયની બીજી વસ્તુઓ તરફ વૈરાગ્ય રાખવો.
૩. પ્રભુપરાયણ બુદ્ધિ રાખવી.
૪. પ્રભુમાં અડગ વિશ્વાસ રાખવો.

## શ્લોક દસમો

સર્વદા તદ્‌ગુણાલાપાત્ તદીયજનસેવનાત્ ।
પરમાનંદસ્તત્ર તદુકતકરણાદ્‌પિ ॥૧૦॥

**શબ્દાર્થ :** **સર્વદા**-હંમેશા; **તદ્**-તેમનાં (પ્રભુનાં); **ગુણ**-ગુણોના; **આલાપાત્**-ગાન કરવાથી; **તદીયજન**-ભગવદીયોની; **સેવનાત્**-ટહેલ કરવાથી; **પરમાનંદ**-પરમાનંદ; **તત્ર**-ત્યાં (છે તેવું સમજવાથી); **તદ્**-તેમનું (ભગવદીયોનું); **ઉકતમ્**-કહેલું; **કરણાત્**-કરવાથી; **અપિ**-પણ.

**શ્લોકાર્થ :** શ્રીહરિરાયજી પ્રેમી ભકતોને ભગવદ્ ભાવનું પોષણ કરવા આજ્ઞા કરે છે કે વૈષ્ણવે નિત્ય પ્રભુનાં ગુણગાન ગાવા, ભગવદીયની ટહેલ કરવી, તેમ કરવામાં પરમાનંદ છે તેવો ભાવ રાખવો અને ભગવદીયો જે કંઇ કહે તે અનુસાર આચરણ કરવું.-૧૦.

**વિવરણ :** શ્રીહરિરાયજી પ્રભુમાં ભાવ વધારવા ઘણાં ઘણાં સાધનો બતાવે છે. તેમાનું એક સાધન છે.

**સર્વદા તદ્‌ગુણાલાપાત્ (સર્વદા+તદ્+ગુણ+આલાપાત્)**

વૈષ્ણવે પોતાનામાં ભાવનું સિંચન કરવા યેનકેન પ્રકારે નિત્ય પ્રભુનાં ગુણોનું ગાન કરવું. શા માટે ? તેવી શંકા થાય તો તેના સમાધાન માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે ભગવાન અને ભગવાનના ગુણો સમાન છે.

ભગવાનના ગુણાનુવાદ ગાવામાં જીવને આનંદ આવવો જોઇએ. તેનાથી જીવમાં શું પરિવર્તન આવે તે જોઇએ. જીવનું જીવન ક્ષણભંગુર છે. પ્રત્યેક ક્ષણે જીવનના જીવનનો હ્રાસ થતો જાય છે. માછલી જળમાં રહે છે. ઉનાળો આવ્યો. સરોવરનું જળ ધીમે ધીમે સુકાતું જશે, પણ પેલી માછલીને ખબર પડતી નથી કે જેમ જેમ સરોવરનું જળ સુકાતું જતાં એક દિવસ સંપૂર્ણ સૂકાઇ જશે. પછી તો તેના જીવનનો પણ અંત આવશે. મનુષ્યે આ દષ્ટાંતથી સમજવું જોઇએ કે જીવનની પ્રત્યેક ક્ષણ જેમ જેમ પસાર થતી જાય છે તેમ તેમ જીવનું આયુષ્ય ઘટતું જાય છે અને એક દિવસ તે પૂરું થઇ જશે. જીવન ચાર દિવસનું ચાંદરણું છે. યુવાની વહી જતાં વાર લાગતી નથી. વૃદ્ધત્વ અવી જાય છે અને જીવનની જયોતિ બુઝાઇ જાય છે, ત્યારે બધી સંપત્તિ, સમૃદ્ધિ, વૈભવ, કીર્તિ, સત્તા એ બધું મૂકીને જીવને ચાલ્યા જવું પડે છે. જીવને તેનું ભાન છે, છતાં માયાની મધલાળ તો એવી છે કે તેનાથી જીવને તૃપ્તિ પણ થતી નથી. માયાનાં સુખ જીવને મધ જેવાં મીઠાં લાગે છે. તાવમાં ઘી ઝેર સમાન છે. એમાંથી બચવા જીવે તાવમાં ઘી ન ખાવું જોઇએ. તેમ માયારૂપી ઝેરથી બચવા જીવે પ્રભુનાં ગુણગાનરૂપી ઔષધનું સેવન કરવું જોઇએ. જયાં સુધી જીવ ભગવાનના ગુણો ગાવાનો અભ્યાસ ન પાડે, ત્યાં સુધી જીવમાં ભગવાન માટે ભાવ જાગશે નહિં.

દુનિયાના તમામ સંબંધો ખોટા છે. સાચું સગપણ એક પ્રભુનું જ છે. માટે જીવે પ્રભુ સાથે જ સંબંધ રાખવા પ્રભુનાં ગુણગાન નિત્ય ગાવા જોઇએ.

શ્રીમદ્ ભાગવતજીમાં સૂતજી શૌનકજીને કહે છે કેઃ 'શૌનકજી ! આશ્ચર્ય ન કરો. ભગવાનના ગુણો એવા મધુર છે કે તે સર્વને પોતાની તરફ ખેંચી લે છે.'

**''આત્મારામશ્ચ મનુયો નિર્ગ્રન્થા અપ્યુરુક્રમે ।**
**કુર્વન્તિ અહૈતુકી ભકિતમ્ ઇત્થમ્ભૂતગુણો હરિઃ''(ભા.૧-૭-૧૦)**

જેઓ જ્ઞાની છે, જેઓની અવિદ્યાની ગાંઠ છૂટી ગઇ છે અને જેઓ સદા આત્મમાં જ રમણ કરવાવાળા છે, તેઓ પણ ભગવાનની હેતુરહિત ભકિત કર્યા કરે છે, કારણ કે ભગવાનના ગુણો એવા મધુર છે કે તે સર્વને પોતાના તરફ ખેંચી લે છે. (ભા। ૧-૭-૧૦)

જીવને ભૂતલ પર ઉત્પન્ન કરવાનો ભગવાનનો હેતુ એ જ છે કે જીવ પ્રભુનાં ગુણગાન ગાય, પ્રભુની લીલાનું સ્મરણ કરે અને કૃતાર્થ થાય. જીવ જન્મતાં પહેલાં આ બધું જાણતો હતો. તે સ્વસ્થ હતો, પણ ભૂતલ પર જન્મ લીધા પછી ભૂતલ પરની હવાએ તેના પર માયાની અસર કરી. જેમ એક પ્રકારના વાતાવરણમાં આપણું સ્વાસ્થ્ય બરાબર રહે, પણ વાતાવરણ બદલાતાં સ્વાસ્થ્ય કથળે, તેમ ભૂતલ પરની લૌકિક માયાની અસર જીવ પર થતાં જીવ પ્રભુવિમુખ થવાથી વૃત્તિવાળો બની ગયો. જેમ જે સારા વાતાવરણમાં સારા સ્વાસ્થ્યવાળો માણસ વાતાવરણ બદલાતાં રોગમાં પટકાઇ પડે, તેમ જીવ દૈવી વાતાવરણમાંથી લૌકિક માયાવી વાતાવરણમાં આવતાં બહિર્મુખ બની ગયો. એટલે તે પ્રભુના ગુણગાન ગાવાને બદલે સ્ત્રી, પુત્ર અને સંપત્તિનાં ગાણાં ગાવા લાગ્યો.

અહીં વિચાર આવે છે કે તો પછી ભગવાને જીવોની ઉત્પત્તિ શા માટે કરી ? તેના સમાધાનમાં શ્રુતિ કહે છે કે, ''પ્રભુ એક હતા તેમને ક્રીડા કરવાની ઇચ્છા થઇ. એટલે તેઓ એકમાંથી અનેક થયા.'' આપણા પ્રભુ અંશી છે અને આપણે તેમના અંશી છીએ. અંશે અંશીના ગુણ ગાવા તે તેની ફરજ છે, પણ જીવ તે ભૂલી ગયો અને માયાના મોહમાં પડી જતાં તે પ્રભુના ગુણ ગાવાનું ભૂલી ગયો. આ માયાનું આ કાર્ય છે. ભર્તૃહરિવૈરાગ્ય - શતકમાં લખે છે કેઃ

**અજનન્ દાહાત્મ્યં પતતિ શલભો દીપદહને ।**
**સ મીનઃ અપિઅજ્ઞાનાત વડિશયુતમ શ્નાતિ પિશિતમ્ ॥**
**વિજાનન્તિ અપિ એતે વયમિહ વિષજ્જાલ જટિલાન્ ।**
**ન મુંચામઃ કામાનહઃ ગહનો મોહમહિમા ॥ (ભર્તૃહરિ વૈરાગ્ય શતકમ્)**

પતંગિયું દીપકના દાહક સ્વરૂપને ન જાણવાને કારણે તેના પર પડે છે. માછલી પણ અજ્ઞાનવશ જ કાંટા પર લાગેલા માંસના ટુકડાને ગળવા જાય

છે, પરંતુ આપણે તો આ બધું જાણતા હોવા છતાં પણ, વિપત્તિની જટિલ જાળમાં ફસાવવાની કામનાઓને નથી છોડતા. અહો ! મોહનો મહિમા બહુ ગહન છે !

જેવી રીતે લીલા ઘાસમાં રહેવાવાળાં પતંગિયાં ચોમાસાની અંધારી રાતમાં પ્રજવલિત અગ્નિ દેખતાં, તેના પર મુગ્ધ થઇને કે, 'અમને બહુ સુંદર પ્રકાશ મળી ગયો. અમે તેનો લાભ લઇએ જેથી અમારું અંધારું દુર થઇ જશે.' તેમ માની તેની તરફ બહુ જ ઝડપથી દોડે છે. તેઓનામાંથી કોઇ તો પ્રજવલિત અગ્નિમાં બળી જાય છે, છતાં પણ તેમની લાલસા તો એ અગ્નિ તરફ જ રહે છે. જો કોઇ માણસ દયા કરીને એ અગ્નિને બુઝાવી નાખે તો એ પતંગિયા બહુ જ દુઃખી થાય છે અને ઉપરથી એમ માને છે કે આ માણસે અમારુ સુખ ઝૂંટવી લીધું.

આ જ રીતે ભૂતલ પર આવેલા જીવ ભગવાનનાં ગુણ ગાવાને બદલે ભૌતિક ભોગો ભોગવવા અને સપંત્તિનો સંગ્રહ કરવામાં જ તત્પરતાપૂર્વક લાગેલા રહે છે અને મનમાં પણ ભોગોનું ચિંતન કરતા રહે છે. મનુષ્યમાત્રની આજે આ સ્થિતિ બની ગઇ છે. મોટામોટા રાજાઓ અને મનુષ્યો પણ પતંગિયાવી માફક બહુ ઝડપથી કાળચક્રના મુખમાં જઇ રહ્યા છે.

અહીં કહેવાનો ભાવ એવો છે કે જીવ પ્રભુનાં ગુણગાન ગાવાને બદલે પ્રભુ વિમુખ થઇ રહ્યો છે, ચોરાસી લાખ યોનિઓમાં પડવા જઇ રહ્યો છે.ભૂતલ પરના જીવો લૌકિક ભોગ, સુખ, આરામ, માન, આદર વગેરે પ્રાપ્ત કરવાને માટે રાત-દિવસ દોડે છે, તેમને પ્રાપ્ત કરવા જતાં તેમનું અપમાન થાય. નિંદા થાય, નુકશાન થાય, ચિંતા થાય તેની તેમને પરવા નથી. એમની પ્રાપ્તિમાં દુઃખ ભોગવતાં ભોગવતાં જીવન સમાપ્ત થઇ જાય છે. છતાં તેને સંતોષ થતો નથી.

ભૌતિક માયામાં ફસાયેલો અથવા લૌકિકમાં આસકત થયેલા જીવે પ્રભુને ન ભૂલવા જોઇએ. તે તે જાણતો હોવ છતાં, દેહનાં સગાં-સંબંધીઓમાં એવો લલચાઇ ગયો છે કે તેમાંથી છૂટવું જોઇએ તે જાણવા છતાં તે છોડવા તૈયાર નથી. ખરેખર ! આપણે કેટલા બધા અજ્ઞાની છીએ. આપણે પ્રભુના અંશ છીએ તે વાત ભગવાન શ્રીકૃષ્ણે સ્પષ્ટ કહી છે. આપણામાં જે સત્, ચિત્ અને આનંદ તત્ત્વો રહેલાં છે, તેમાંના આનંદને આપણે લૌકિક વસ્તુમાં શોધવા પ્રયત્ન કરીએ છીએ. એ આપણી દશા ખરેખર ! કસ્તુરી મૃગના જેવી છે. મૃગની નાભિમાં કસ્તુરી હોવા છતાં મૃગ જેમ કસ્તુરીની શોધમાં દોડા-દોડી કરે છે, તેમ જીવના અંતઃકરણમાં સાચો આનંદ રહેલો હોવા છતાં તે આનંદને પ્રાપ્ત કરવા માટે તે આભાસી આનંદમાં એટલો બધો આસકત થઇ જાય છે કે જાણે છે કે આ આનંદ સાચો નથી, છતાં તેમાં જ તે ગૂંથાયેલો રહે છે. બાકી તેની ઇચ્છા તો તેનામાં રહેલા આનંદ અંશને

શોધવાની જ છે. એ આનંદ તેને તો જ મળે કે જો તે લૌકિક આસક્તિ છોડીને પ્રભુના ગુણગાનમાં ખોવાયેલો રહે. વારંવાર જો તે આવું કરે તો ભગવાનનો સનાતન નિયમ છે કે પ્રભુ પ્રાપ્ત કરવા જે પ્રયત્ન કરે છે તેને તેઓ સ્વરૂપાનંદનો આનંદ આપે જ છે. ફકત ઊણપ છે જીવના પ્રયત્નની.

સૂરદાસજીએ વાત સ્પષ્ટ કરી છે કે :

**અબ મૈં નાચ્યો બહુત ગોપાલ ।**
**કામક્રોધકો પહરિ ચોલના, કંઠ વિષયકી માલ ॥૧॥**
**માયા કો સિર ફેંટા બાંધ્યો, લોભે તિલક દિયો ભાલ ।**
**દંભ મોહ કે નૂપુર પહિરે, ચલત કુસંગતિ ચાલ ॥૨॥**
**ભરમ મોહ મન ભર્યો પખાવજ, નાના બિધ દૈ તાલ ।**
**તૃષ્ના નાદ કરત ઘર ભીતર, નિંદા શબ્દ રસાલ ॥૩॥**
**લખ ચૌરાસી ભેખ બનાયે, સૂકર સ્વાન સિયાલ ।**
**"સૂરદાસજીકી" સબૈ અવિદ્યા, દૂર કરો નંદલાલ ॥૪॥**

સૂરદાસજી કહે છે કે : 'સંસારના સુખમાં પડી રહેલા જીવોને એમ લાગે છે કે આમાં આનંદ મળે છે અને મરતાં સુધી તેનો મોહ છોડતા નથી. કામ, ક્રોધ, દંભ, મોહ વગેરેના મોહમાં જીવ એટલો વિષયી બની જાય છે કે ભૂંડ અને શ્વાનની જેમ તે ઇંદ્રિયોના વિષયો પાછળ સતત દોડાદોડ કરે જ જાય છે. આ બધાનું કારણ જીવની અજ્ઞાનદશા છે. જીવ એમ સમજે છે કે મને બધું જ જ્ઞાન છે. પરંતુ તેનું લૌકિક જ્ઞાન વાસ્તવિક દૃષ્ટિએ અજ્ઞાન જ છે. તેને જે જ્ઞાન છે તે કેવળ તેનો દંભ છે. સાચું જ્ઞાન તો એ જ ગણાય કે જો જીવ લૌકિકની બધી કામનાઓને છોડીને એક પ્રભુ સાચો છે એવું તે માને તેવું જાણ્યા પછી લૌકિકનું બધું કરવા છતાં મનથી જો તે પ્રભુનાં ગુણગાન જ ગાયા કરે તો પ્રુભ તેની લૌકિક આસક્તિ છોડાવી દે.' લૌકિકમાં રહીને જીવ જે આનંદ ભોગવે છે તેનું ફળ તો ૮૪ લાખ યોનિ છે. તેમાંથી મુક્ત થવાનું જો તેને સમજાય તો તે પ્રભુના ગુણગાન તરફ વળે. તેને જ સૂરદાસજી સાચી વિદ્યા કહે છે.

સૂરદાસજી કહે છે કે ગોવિંદના ગુણગાન ગાવામાં ભકતને જે સુખ મળે છે તે કયાંય બીજે તેને નથી મળતું. તે નીચેનાં કીર્તન પરથી જોઇએઃ

**જો સુખ હોત ગોપાલે ગાયેં ।**
**સો ન હોત જપ તપ, વ્રત, સંયમ, કોટિક તીરથ ન્હાયે ॥૧॥**
**ગદ્‌ગદ્ ગિરા લોચન જલધારા, પ્રેમ પુલક તનુ છાયે ।**
**તીન લોક સુખ તૃણવત્ લેખત નંદનંદન ઉર લાયે ॥૨॥**
**દિયે નહીં લેત ચાર પદારથ, શ્રીહરિ ચરન અરુઝાયે ।**
**'સૂરદાસ' ગોવિંદ ભજન બિન, ચિત્ત નહીં ચલત ચલાયે ॥૩॥**

સૂરદાસજી પ્રભુના ગુણગાન ગ ાાની વૈષ્ણવને સમજ પાડે છે કે, "પ્રભુના ગુણગાન ગાવાથી જીવને ખૂબ સૂખ મળે છે. એટલું સુખ જીવને તપ, જપ, વ્રત, સંયમ અને ક ડો તીર્થમાં સ્નાન કરવાથી પણ મળતું નથી. પ્રભુના ગુણગાન ગાવાની રીત પણ સૂરદાસજી સમજાવે છે" જ્યારે જીવના હૃદયમાં પ્રભુનો ભાવ ાગે ત્યારે પ્રભુના ગુણાનુવાદ ગાતાં ગાતાં તેની વાણી ગદ્‌ગદ્ બની જાય. તેના લોચનમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગે અને તેના આખા તનના ેમરોમ પ્રભુ પ્રેમથી પુલકિત બની જાય. તે વખતે તેના હૃદયમાં એવો ાવ જાગે કે મારા ઘરમાં નંદનંદન પધાર્યા છે. હવે મારે મન ત્રણ લોકનું સુખ એક તણખલા બરાબર છે. અરે ! મારા ઘરમાં પ્રભુનાં પગલાં પડયાં છે. હવે મારે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પણ જરૂર નથી. સૂરદાસજી સત્ય વાણી બોલે છે કે ભકત જયારે પ્રભુના ગુણગાન ગાય છે ત્યારે તેનું ચિત્ત પ્રભુના ગુણગાન વિના તરફડે છે. ગુણગાનનો કેવો આનંદ અહીં સૂરદાસજી વર્ણવ્યો છે !

વૈષ્ણવે આવાં કીર્તનનોને આત્મસાત કરી તેમના દ્વારા પ્રભુના ગુણગાન ગાવા. કીર્તનો ગાતાં ગાતાં જીવ જગતને ભૂલી જગદીશમય બની જશે ત્યારે પ્રભુ માટેના ભાવનો તેના હૃદયમાં પાર નહીં રહે.

ભકત કવિ દયારા ભાઇ પણ 'ભકિતપોષણ' માં કહે છે કેઃ

**નામ કેશવનું કર્ણમાં પડતાં સહુ થાય પવિત્ર**
**શરદઋતુનાં સંગથી જેમ નિર્મળ નીર વિચિત્ર**
**વિચિત્ર જલ તેમ જાતિ રે જાણો,**
**સર્વ શુચિ સઘ નામે પ્રમાણો,**
**શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિથી થાય,**
**માંજે ઓપે તેવો મેલ ન જાય.**
**એવો શ્રીકૃષ્ણ કૃપાળ.**

ગમે તેવું ડહોળાઇ ગયેલુ પાણી હોય પણ શરદ ઋતુમાં તે તદ્દન સ્વચ્છ બની જાય છે. તે જ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણનું નામ જીવના કાનમાં પડતાં બધું જ તે પવિત્ર બની જાય છે. બધા જીવો પ્રભુના નામ શ્રવણથી તરત જ પવિત્ર બની જાય છે. એમ ચોક્કસ માનો. સોનાને શુદ્ધ કરવું હોય તો તેને અગ્નિમાં નાખી તપાવવું જોઇએ. ઉપર ઉપરથી ઉટકવામાંઆવે તો ચળકાટ મારે, પણ અંદર બીજી ધાતુઓનો ભેળ હોય તે નાશ ન પામે. એ તો અગ્નિમાં નાખે જ બળી જાય અને શુદ્ધ કંચન જુદું તરી આવે. પ્રભુના નામને અગ્નિ સાથે સરખાવવામાં આવ્યું છે. પ્રભુનામમાં જીવોનાં સમગ્ર પાપોને બાળી નાખવાની શકિત છે.

પ્રભુનું નામ શ્રેષ્ઠ છે તે આપણે શ્રીમહાપ્રભુજીના સેવક બુલામિશ્રની વાર્તાથી જોઇશું. તેઓ લાહોરમાં પશ્ચિમદિશામાં સારસ્વત બ્રાહ્મણના ઘેર જન્મ્યા. તેઓ દસ વર્ષના થયા ત્યારે તેમના પિતાએ કહ્યું, "કંઇ શાસ્ત્ર ભણો તો સારું, નહીંતર મૂર્ખ રહેશો." બુલામિશ્ર કાશી ભણવા ગયા. ત્રણ વર્ષ સુધી ભણ્યા, કારણ કે ત્રણ વર્ષ સુધી ભણ્યા પણ તમને કંઇ જ આવડ્યું નહીં. તેથી બુલામિશ્રને દુઃખ થયું. તેમણે નક્કી કર્યું કે, "હવે હું સરસ્વતી પર મરીશ." પછી ગંગાજીના તીરે કાશીથી દૂર જ્યાં કોઇ ન હતું ત્યાં અન્ન, જલ છોડીને બેઠા. ત્રણ રાત ને ત્રણ દિવસ વીત્યા, પણ જલ પણ ન લીધું.

સરસ્વતીએ કહ્યું, "તું મારા પર મરવાને કેમ તૈયાર થયો છે ? હું તો ભગવાનની દાસી છું. ભગવાન મને જ્યાં મોકલે ત્યાં હું જાઉં. તું ભગવાનનું ભજન કર તો ભગવાન તું ઇચ્છીશ તે આપશે."

બુલામિશ્રે કહ્યું, "હવે હું ભગવાન પર મરીશ, પરંતુ વિદ્યા આવે ત્યારે જ જલપાન કરીશ." બુલામિશ્ર ભગવાનનું નામ રાત-દિવસ લેવા લાગ્યો. તેના નામ-સ્મરણથી ભગવાન પ્રસન્ન થયા ને સરસ્વતીને કહ્યું, "તું બ્રાહ્મણ પાસે જા ને તેને વિદ્યા આપ." સરસ્વતી સ્ત્રીનું રૂપ ધરી બુલામિશ્ર પાસે આવીને કહ્યું, "બ્રાહ્મણ નેત્ર ખોલ. મને ભગવાને તને વિદ્યા આપવા મોકલી છે. તો તારે જોઇએ તેટલી વિદ્યા તું લઇ લે." બુલામિશ્રે કહ્યું, "કાલે તો તું મને કહી ગઇ કે તારા ભાગ્યમાં વિદ્યા નથી. હવે આજે વિદ્યા આપવા આવી ?" ત્યારે સરસ્વતીએ કહ્યું, "ભગવાનની ઇચ્છા હવે તને વિદ્યા આપવાની છે." બુલામિશ્રે પૂછ્યુ, "ત્રણ વર્ષ સુધી ભણ્યોને પ્રભુની ઇચ્છા વિદ્યા આપવાની ન થઇ ને હવે કેમ ઇચ્છા થઇ ?" ત્યારે સરસ્વતીએ કહ્યું, "તમે રાત-દિવસ ભગવન્નામ દીધું તેનો આ પ્રતાપ છે." બુલામિશ્રે કહ્યું, "ભગવાનથી ભગવાનનું નામ શ્રેષ્ઠ છે. તેથી હવે તો તું જા. હવે તો મારે વિદ્યા ન જોઇએ. ભગવાન આવી દર્શન આપશે ત્યારે જ હું જલ લઇશ."

ભગવાન તેના પર પ્રસન્ન થયા. તેને દર્શન આપ્યાં ને કહ્યું, "અડેલમાં શ્રીમહાપ્રભુજી બિરાજે છે. તેમના શરણે જજે." બુલામિશ્રે ભગવદનામનું માહાત્મ્ય જોયું તેથી તેમને દૃઢ વિશ્વાસ થયો. અષ્ટપ્રહાર ભગવન્નામ લેતાં તેઓ અડેલ આવ્યા ને શ્રીમહાપ્રભુજીનાં દર્શન કરી દંડવત્ કર્યા. શ્રીમહાપ્રભુજીએ તેમને નામ નિવેદન કરાવ્યું.

ગોપીજનોને જયારે પ્રભુનો વિરહ થયો ત્યારે પ્રભુની પ્રાપ્તિ માટે તેમણે ભગવદ્ ગુણગાન કર્યું. જેમ અગ્નિ મેલને બાળે છે, તેમ ગુણગાનના અગ્નિથી ગોપીજનોના દોષ દૂર થયા. તેમને ભગવાનની પ્રાપ્તિ થઇ. જે ભકત

ભગવત્કથા રૂપ ગુણગાનથી દેહધર્મ ભૂલી જાય છે તે સાચો ભગવદ્ ભકત છે. જે ભગવદ્ ગુણગાન દેહધર્મ ભુલાવી દે છે તે જ સાચાં ગુણગાન છે.

આ પ્રમાણે શ્રીહરિરાયજી ભગવદ્ભાવના પોષણ માટે ગુણાનુવાદનું સાધન બતાવી હવે ભગવદીયોની ટહેલ કરવાનું સાધન બતાવે છે.

તદીયજન સેવનાત્

તદીયો કેવા હોય ? તો શ્રી ગોકુલનાથજી જણાવે છે કે "સર્વ પર સદા કૃપાવંત રહે, કયારે પણ કોઇનો દ્રોહ ન કરે, ભકતનો અપરાધ પડે તો પણ ક્રોધ ન કરે, અન્યના અપરાધ સહન કરે. ભકત ક્રોધ કરે કે કુવચન કહે તો પણ જય બોલે. પોતાનો જ અપરાધ માને. દુર્વચન સાંભળી મનમાં માઠું ન લગાડે, પણ ક્ષમા કરે. બધાંની સાથે નિર્મળ ચિત્ત રાખે. સર્વના ઉપર ઉપકાર કરવાની વૃત્તિ રાખે. વિષયની તૃષ્ણા ન રાખે. શ્રીમહાપ્રભુજી તથા ભગવદીયો પરથી મન ન ડગાવે. ઇંદ્રિયોને જીતે. મન કોમળ રાખે. કદી પણ કઠોર ન બને. સંદેહ થાય તો દીનતાથી પૂછે. પોતે પ્રસાદનો જ અંગીકાર કરે. સ્વાર્થ માટે ઉધમ ન કરે. પ્રસાદ ન્યૂન જ લે. પ્રસાદ ઘણો લેવાથી આળસ, નિદ્રા, રોગ વગેરે થાય. આથી પ્રભુની સેવામાં અંતરાય આવે, વારંવાર શ્રીઠાકોરજીનું સ્મરણ કર્યા કરે. સદા સર્વ કાર્યમાં પ્રભુનું જ શરણ છે. જયાં બહિર્મુખ લોકો ચર્ચા કરતા હોય ત્યાં મૌન ધારણ કરે. સદા પ્રભુની સેવામાં તત્પર રહે. શ્રીઠાકોરજીનું તથા ભગવદીયનું રહસ્ય પ્રકટ ન કરે. કદી પણ ધીરજ ન છોડે." ભૂખ, તરસ, નિદ્રા, ટાઢ, તાપ, ક્રોધ, લોભ વગેરે દોષોને વશ ન થાય, પણ તેમને જીતે. અભિમાન ન કરે. સદા ભગવદીયોની સાથે મૈત્રી રાખવા પ્રયત્ન કરે. સદા શ્રીઠાકોરજીના સ્વરૂપને, ભગવદીયોના સ્વરૂપને તથા પોતાના સ્વરૂપને વિચારતો રહે. પોતાના માટે વિચારે કે, "હુ કોણ છું ?" પ્રભુની કૃપાને વિચારતો રહે. આવા ભકતને શ્રીગોકુળનાથજી તદીય કહે છે.

શ્રી હરિરાયજી શિક્ષાપત્રમાં ભગવદીયનાં બત્રીસ લક્ષણોનું નિરૂપણ કરે છે. માનોને કે ભગવદીય તદીય બત્રીસ લક્ષણોવાળો છે. તેમાંનું એક લક્ષણ આપણે જોઇએ કે જેને પ્રભુમાં દઢ શ્રદ્ધા છે. "પ્રભુ જો કરે સો ભલી." એવી દઢ ભકિત હોવાને કારણે ભગવદીયના હદયમાં કોઇપણ જાતની ચિંતા હોતી નથી. તેને પરિણામે તેના હદયમાં કોઇપણ જાતનો દોષ પણ હોતો નથી. જેથી તેમનું હદય શુદ્ધ, શાંત, સ્વસ્થ અને પ્રેમભાવથી ભરેલું હોય છે. આવા હદયવાળા ભગદીયના શુદ્ધ હદયમાં પ્રભુ પોતાની લીલાઓ સતત કરતા જ હોય છે. આવા ભગવદીયો પારસમણિ જેવા છે. તેમની ટહેલ કરવા મળે તો વૈષ્ણવને ઘણો લાભ થાય છે, કારણ કે તેમની ટહેલને પરિણામે જીવ ઉપર ભગવદ્ કૃપા ઉતરે છે. પુષ્ટિમાર્ગ કૃપામાર્ગ હોવાને

કારણે વૈષ્ણવને ભગવદીયની ટહેલનું ફળ પ્રભુ કૃપા પ્રાપ્ત થાય છે.

ભગવદીયોનો મહિમા તો ભગવાન પણ ગાય છે. પરમાનંદદાસજી કહે છે :

**દાસ અનન્ય મેરો નિજ રૂપ ।**
**દર્શન માત્ર તાપ ત્રય નાસત, છુડાવે ગૃહબંધન રૂપ ॥૧॥**
**મેરી બાંધી ભકત છુડાવે, ભકતકી બાંધી છૂટે ન મોહી ।**
**કબહૂંક લૈકે મોહિ હૂં બાંધે, તહાં કહા કૈસે ઉત્તર હોહી ॥૨॥**
**મૈં નિર્મલ સબ જગતકો જીવન, મેરો જીવન મેરો દાસ ।**
**પરમાનંદ તાહી કે હૃદય, જા કે હૃદય પ્રેમ પ્રકાશ ॥૩॥**

ભગવાન કહે છે કે મારો અનન્ય ભકત છે તે મારું જ સ્વરૂપ છે. મારામાં અને મારા અનન્ય ભકતમાં કોઈ ભેદ નથી. મારા ભકતનાં દર્શન માત્રથી જીવના આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રણે પ્રકારના તાપોનો નાશ થાય છે. વળી ઘરરૂપ બેડીના બંધનમાંથી પણ તે જીવને મુકત કરાવી શકે છે. ભકત મારી સમાન છે એટલું જ કહીને ભગવાન અટકી જતા નથી. તેથીએ આગળ વધીને કહે છે કે જે જીવને હું બાંધુ તેને મારો ભકત તો છોડાવી શકે છે, પણ જે જીવને મારો ભકત બાંધે તેને તો હું પણ છોડાવી શકતો નથી. અંબરીષ રાજાને દુભવવાથી મુનિ દુર્વાસાની પાછળ સુદર્શન ચક્ર પડ્યું. જીવ બચાવવા મુનિ દેવો પાસે ગયા, પણ દેવોએ હાથ ધોઈ નાખ્યા. ભગવાને કહ્યું કે, ભકત અંબરીષ વિના તમને કોઈ બચાવી શકે તેમ નથી. મુનિ રાજા અંબરીષ પાસે ગયા ને પોતાને બચાવવા રાજાને વિનંતી કરી. દીનતાપૂર્વક રાજા અંબરીષે મુનિને નહીં મારવા સુદર્શન ચક્રને વિનંતી કરી. તરત જ ચક્ર પાછું વળી ગયું. આવી છે ભગવદીયની શકિત. ભગવાન કહે છે કે મારો દાસ તો મને બાંધી શકે છે. આ જગતમાં જે સાચા અને નિર્મળ ભકતો છે તેમનું જીવન હું છું, પણ જે મારા દાસ છે તે પણ મારું જીવન છે. પરમાનનંદદાસ કહે છે કે જે ભકતના હૃદયમાં પ્રભુ માટે પ્રેમરૂપી પ્રકાશ પથરાઈ ગયો છે તેના હૃદયમાં ભગવાન પ્રત્યક્ષ બિરાજે છે.

તદીયની ટહેલ કરવા મળે, વૃદ્ધ અશકત, જરૂરિયાતવાળા તદીયોની ટહેલ એ પણ મોટી સેવા છે. તેમના માટે ચીજવસ્તુઓ લાવી આપવી, તેમના માટે જળ લાવવું, તેમનાં કપડાં ધોવાં, સેવા વગેરેમાં વપરાતાં વાસણો વગેરે ખાસા કરવાં. આ બધી સેવાનો અલભ્ય લાભ ભકતને મળે તે મહાન લાભ છે.

પદ્મનાભદાસના નાના જમાઈ અને પુત્રીથી સેવા બનતી ન હતી. તેઓ બહારગામથી આવતા પરદેશી વૈષ્ણવોને ઘેર પધરાવી લાવીને ખૂબ ભાવપૂર્વક એમની સેવા કરે. પદ્મનાભદાસજી પૂર્ણ ભગવદીય. પોતાનાં બાળકો પણ પ્રભુ સેવા કરે તે તેમને ગમે. તેમનાં મોટાં દીકરી તુલસાં તેઓ શ્રીમથુરેશજીને ભાવથી લાડ લડાવે અને સેવા કરે. તેનો પદ્મનાભદાસજીને

સંતોષ છે, પણ નાની દીકરીને ત્યાં સેવા બિરાજતી નથી. તેનું તેમને દુઃખ છે. એક દિવસે બપોરે પદ્મનાભદાસજી નાની દીકરીને ઘેર આવી અને તેને પૂછે છે "બેટા ! શો સમય છે ?" દીકરી કહે, "આપ અંદર પધારો." ટેરો સરકાવીને પદ્મનાભદાસજી અંદર જાય છે. તેમણે જોયું તો શ્રીઠાકોરજીને ભોગ ધર્યો છે અને શ્રીમથુરેશજી આરોગે છે. શ્રી હરિરાયજી આજ્ઞા કરે છે કે નાની દીકરી પર શ્રીમથુરેશજીએ જે કૃપા કરી તે તેમણે કરેલી વૈષ્ણવની ટહેલનું ફળ હતું.

શ્રીમહાપ્રભુજીના સેવક ઉત્તમશ્લોકદાસ હતા. તેમની દેહ છૂટ્યા પછી શ્રીગુસાંઈજીએ ઇશ્વરદુબેનું નામ ઉત્તમશ્લોકદાસ રાખ્યું. તેઓ શ્રીગોવર્ધનનાથજીની રસોઇ કરતા અને બધા સેવકોને પીરસતા. સેવકોને પોતાના ગાંઠનું ઘી મંગાવી પીરસતા. કોઇએ આ વાત શ્રીગુસાંઇજીને કહી કે, "ઉત્તમશ્લોકદાસ પોતાના ગાંઠનું ઘી મંગાવી સેવકોને પીરસે છે." શ્રીગુસાંઇજીએ ઉત્તમશ્લોકદાસ પર પ્રસન્ન થઇને પોતાની પાસે બોલાવ્યા અને પૂછ્યું, "ભાઇ ! તમે તમારી ગાંઠનું ઘી મંગાવી સેવકોને કેમ આરોગાવો છો ?" ઉત્તમશ્લોકદાસે જવાબ આપ્યો, "કૃપાનાથ ! આ સેવકોને સેવાની ટહેલ કરતાં બહુ જ પરિશ્રમ પડે છે. શ્રી ગિરિરાજજી પર ચડે છે ને ઉતરે છે. તેથી તેઓ થાકી જાય છે જો તેઓ અધિક ઘી લે તો તેમનામાં શકિત રહે. તેને કારણે તેઓ શ્રીઠાકોરજીની સેવા સારી રીતે કરી શકે." આ સાંભળીને શ્રીગુસાંઇજી ખૂબ પ્રસન્ન થયા.

શ્રીહરિરાયજી પણ ભગવદીયની ટહેલથી પ્રસન્ન રહેતા અને ભગવદીયોને જુએ ત્યારે બોલી ઉઠતા કે,

**હો વારી ઇન વલ્લભીયન પર ।**
**મેરે તકો કરો બિછોના સીસ ધરો ઇનકે ચરનન પર ।**

આ રીતે પુષ્ટિમાર્ગ ભગવદીયોની ટહેલનું ખૂબ મહત્ત્વ છે. જેવી રીતે ભાવપૂર્વક આપણો દેહ અને આપણા સર્વ પદાર્થો શ્રીઠાકોરજીને શ્રીમહાપ્રભુજીને અંગીકાર કરાવીએ છીએ તેટલા જ ભાવપૂર્વક ભગવદીયોની ટહેલ પણ વૈષ્ણવે કરવી જોઇએ. જેથી તેના ભગવદ્‌ભાવનું પોષણ થશે. આ રીતે શ્રીહરિરાયજી ભાવનાપોષણ માટે ભગવદીયોને ટહેલની સાધનનું નિરૂપણ કર્યા પછી તેવા સાધનથી શું પ્રાપ્ત થાય તે બતાવે છે.

**પરમાનંદસ્તત્ર**

ભગવદીયની ટહેલ કરવાથી વૈષ્ણવને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. નારદમુનિએ ભગવદીયોની ભાવપૂર્વક ટહેલ કરી તો તેમની સેવાનો અલભ્ય લાભ તેમના આશીર્વાદથી નારદજી પર ઊતર્યો. દાસીપુત્ર નારદ એક સામાન્ય જીવમાંથી ભગવદીયની ટહેલને કારણે નારદ મુનિ બની ગયા. ભગવદીયની

ટહેલ કરવાથી જો દાસીપુત્ર નારદ મહામુનિ બની શકે તો, ભાવથી વૈષ્ણવ તદીયોની સેવા કરે તો શું તેને પરમાનંદ પ્રાપ્ત ન થાય ? જરૂર થાય.

પરમાનંદ એ પણ એક પ્રકારનો આનંદ. આનંદનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ એ પરમાનંદ. આનંદ કે પરમાનંદ ભાવાત્મક છે. તે જીવને અંતરના ઊંડાણમાં હર્ષની લાગણી ઉત્પન્ન કરે છે. પરબ્રહ્મ પ્રભુ પૂર્ણાનંદ છે. શ્રીમહાપ્રભુજી પૂર્ણાનંદ છે. તેથી આપના સેવકો પણ આપના જેવા છે. જેમ ભગવદીય અને ભગવાન એક સમાન છે તેમ પ્રભુ પૂર્ણાનંદ, શ્રીવલ્લભ પૂર્ણાનંદ, તો તેમના ભગવદીયો પણ પરમાનંદ સ્વરૂપ હોઇ, તેમની ટહેલ કરનારને પરમાનંદનું દાન કરે છે. એટલે ભગવદીયની ટહેલ કરનારને પરમાનંદ પ્રાપ્ત થાય છે.

ટહેલ કરવામાં પણ વૈષ્ણવને આનંદ આવવો જોઇએ. ભગવદીયની ટહેલ કરવા મને મળી તેને વૈષ્ણવે પોતાનું મહાભાગ્ય માનવું. ભાવથી ટહેલ કરે તો જ પરમાનંદ પ્રાપ્ત થાય. ભાવ વિનાની ટહેલ વેઠ છે. ભગવદીયની ટહેલ મળવી બહુ દુલર્ભ છે.

એક લૌકિક પ્રસંગ છે. એક કુટુંબમાં બે દીકરા. તેમની માતા ગોલોકવાસી થયેલી. પિતા વૃદ્ધ થયેલા. મોટા દીકરાની વહુ કડક સ્વભાવની હતી. તેણે વૃદ્ધ સસરાને પોતાને ત્યાં નહીં રાખતાં દિયરને ત્યાં રાખેલા. સસરા સ્નાન કરી લે એટલે તેમના વસ્ત્ર ધોઇ સ્વચ્છ કરી એક દોરી પર સૂકવી દે. તે દોરી નીચે એક કોઠી. સસરાનાં સૂકવેલાં કપડાંમાંથી થોડું થોડું પાણી બિંદુ રૂપે ટપકી દોરી નીચેની કોઠીમાં પડે. ઘણા દિવસ સુધી ટપકેલાં પાણીનાં બિંદુ નાની વહુએ ભક્તિપૂર્વક કરેલી સસરાનાં સેવાના કારણે પ્રભુકૃપાથી સાચાં મોતી બની ગયાં. સંજોગોવશાત્ સસરાનાં સૂકાયેલાં કપડાં લેવા જતાં વહુની નજર પેલી કોઠી પર પડી. તેમાં તેને મોતી દેખાયાં. કોઠી મોતીથી ભરાઇ ગયેલી. મૂઠી ભરીને તેણે મોતી લઇ લીધાં અને પતિને બતાવ્યા. પતિએ તે જોયાં. તે તો મોતી છે એટલું જ સમજ્યો, પણ તેની બુદ્ધિમાં ભગવાન વસ્યા. તેથી તે થોડાં મોતી લઇ ઝવેરીને ત્યાં ગયો. ઝવેરીએ મોતી જોઇ પેલાને કહ્યું, "ભાઇ ! આ તો સાચાં મોતી છે. જ્યારે તમારે વેચવાં હોય ત્યારે મારે ત્યાં લાવજો હું તમને તેની સારી કિંમત આપીશ."

નાની વહુએ કરેલી વૃદ્ધ સસરાની સેવાથી તેને ત્યાં સુખ-શાંતિ આવી. તો સાચા ભગવદીયની ટહેલથી વૈષ્ણવને પરમાનંદ પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય ? માટે શ્રીહરિરાયજીછ આજ્ઞા કરે છે કે વૈષ્ણવને તક મળે તો ભગવદીયની ટહેલ ચૂકવી નહીં. ટહેલ કરતાં કોઇ લૌકિક ભાવની કે લાભની સહેજ પણ ઇચ્છા રાખવી નહીં. ટહેલ કરવા મળી એને જ પરમાનંદ માનવો.

વળી ભગવદીયની વિશિષ્ટતા પણ જોવા જેવી છે. ભગવદીયો બને ત્યાં સુધી ઉપકારનો ભાર માથે રાખતા નથી. તેઓ હંમેશાં નિરપેક્ષ હોય છે. જો તેઓ કોઈની સેવા લે છે તો તેનો બદલો તરત જ આપી દે છે.

શ્રીગુસાંઈજીના સેવક કૃષ્ણદાસ. સિદ્ધપુરના વતની ઔદિચ્ય બ્રાહ્મણ. શ્રીગુસાંઈજી પાસેથી બ્રહ્મસંબંધ લઈ એક જોડ કપડાં અને ત્રણ તુંબડાં લઈ ઘર બહાર નીકળી ગયા. વરસાદના દિવસ આવ્યા. વરસાદની હેલી થઈ. વરસાદ રહી જતાં એક ગામ આવ્યું. ત્યાં વૈષ્ણવનું ઘર શોધતા તે હરિદાસ નામના વૈષ્ણવને ઘરે આવ્યો. હરિદાસે તેમને ભગવદ્ સ્મરણ કર્યા, બેસાડયા અને વરસાદમાં પલળેલા કૃષ્ણદાસને તેલમર્દન કરી, ગરમ જળથી સ્નાન કરાવ્યું. કોરાં ધોતી - ઉપરણો પહેરાવ્યાં. મહાપ્રસાદ લેવરાવી એક ઓરડામાં સુવાડી દીધા. આરામ કરી કૃષ્ણદાસ ઉઠયા, સ્નાન કર્યું, તાજા થયા, એટલે હરિદાસે કૃષ્ણદાસની ચરણ સેવા કરી. ભગવદ્ વાર્તા થઈ. સવારે ઉઠી કૃષ્ણદાસે વિદાય માગી. આગ્રહ કરી હરિદાસે રાજભોગ સુધી રોકાઈ પ્રસાદ લઈ પછી જવા આગ્રહ કર્યો. કૃષ્ણદાસ રોકાઈ ગયા.

બપોરે જતાં પહેલાં કૃષ્ણદાસે હરિદાસને કંઈ માગવા કહ્યું, ‘વૈષ્ણવ તમે મારી ખૂબ ટહેલ કરી છે. મારે તમને કંઈક આપવું છે. તમે કંઈક માંગો.’’ ‘વૈષ્ણવરાજ ! અમારે તો કોઈ જાતની ખોટ નથી, પણ અમારા રાજાને ચાર ચાર રાણીઓ હોવા છતાં દીકરો નથી. તેમને એક દીકરો આપો.’’

‘‘એક પુત્ર શા માટે ! ચારે રાણીઓને એક એક પુત્ર થશે.’’ બન્યું પણ એમ જ. રાજાએ હરિદાસનો આભાર માન્યો. શ્રીગુસાંઈજીને પોતાને ઘેર પધરાવ્યા અને આખું ગામ વૈષ્ણવ બન્યું. આ પરમાનંદ જ છે ને!

વાર્તાનો ભાવ એ છે કે વૈષ્ણવની, ભગવદીયની ટહેલ જીવને પરમાનંદનું દાન કરનારી છે. હરિદાસને, ગામના રાજાને આ મિષે એટલે કે કૃષ્ણદાસની ટહેલ કરવાના નિમિત્તે સૌને મન આનંદ આનંદ થઈ ગયો. ગામ આખાને પરમાનંદ થયો.

વૈષ્ણવ ઘેર આવે તો તેનું ગમે તે ભોગે સમાધાન કરવું. જેટલા ભાવથી શ્રીઠાકોરજીની સેવા કરીયે એટલા જ ભાવથી ભગવદીય વૈષ્ણવની ટહેલ કરવી. ભગવદીય પ્રસન્ન થાય તો શ્રીઠાકોરજી અને શ્રીમહાપ્રભુજી પણ પ્રસન્ન થાય. ભગવદીયમાં અલૌકિક બુદ્ધિ રાખવી. તો જ પરમાનંદ પ્રગટશે.

વૈષ્ણવનો પરમ ધર્મ ભગવદીયની ટહેલ કરવાનો છે. વૈષ્ણવ ધર્મ સાચવવા લોકધર્મ છોડવો પડે, તો વાંધો નથી. તે દોષ બનતો નથી. પ્રાણના ભોગે પણ ભગવદીય વૈષ્ણવની ટહેલ અવશ્ય કરવી. તો જ પરમાનંદ પ્રાપ્ત થાય. ભગવદ્ ભાવના પોષણ માટે શ્રીહરિરાયજી બીજું સાધન બતાવે છે.

તદુકત કરણાદપિ (તદ્ + ઉકત + કરણાત્ + અપિ)

વૈષ્ણવે તાદશી ભગવદીયો જે કહે તે પ્રમાણે કરવું. તેમની આજ્ઞા અનુસારના વર્તનથી વૈષ્ણવનો ભાવ દિનપ્રતિદિન વૃદ્ધિ પામે છે. શ્રીહરિરાયજી આવી આજ્ઞા સ્વાનુભાવથી જ કરે છે, કારણ કે કૃપાપાત્ર ભગવદીયઓ પણ કહેલું કરવા જતાં ભૂલી કરી બેસે છે. એક વચનામૃતમાં એક પ્રસંગ વાંચેલો તે નીચે પ્રમાણે છે. આપણા ભાવનાપોષણ માટે તે જરૂરી હોઇ અહીં તે વર્ણવ્યો છે.

શ્રીગુસાંઇજીએ કોઇ વૈષ્ણવને આજ્ઞા કરી કે, "શ્રીજીનો પાઘ રંગાવવો છે. ગામનો અમુક રંગરેજ પાઘ સારો રંગે છે. તેને આપી આવ. કાલે લઇ આવજે." ગુરુની આજ્ઞા પ્રમાણે વૈષ્ણવ પેલા રંગરેજને પાઘ રંગવા આપી આવ્યો. બીજે દિવસે તે પાઘ લેવા ગયો. ત્યાં વૈષ્ણવે જોયું કે રંગરેજ પોતાના મોઢામાં પાણી ભરીને પાઘના વસ્ત્ર પર ફૂંક મારતો હતો. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે આ જોયું તો તેને મહાઅનાચાર લાગ્યો.

વૈષ્ણવ તો પાઘ લીધા વિના પાછા આવ્યા. તે દિવસે શ્રીજી ઘણા અપ્રસન્ન થઇ ગયા. શ્રીગુસાંઇજી સમજી ગયા કે કંઇક ખોટું થઇ ગયું છે. આપશ્રીએ પેલા વૈષ્ણવને પૂછ્યું, 'વૈષ્ણવ ! શ્રીજીનો પાઘ લઇ આવ્યા?" વૈષ્ણવે જેવું જોયું હતું તેવું કહ્યું અને તેઓ પાઘ લીધા વિના પાછા આવ્યા છે તે પણ જણાવી દીધું.

આપશ્રીએ પેલા વૈષ્ણવને ટકોર કરી, "અરે વૈષ્ણવ ! મેં તને રંગેલો પાઘ લાવવાનું કહ્યું હતું. રંગેરજ પાઘ કેવી રીતે રંગે છે તેની તપાસ કરવા નહોતો મોકલ્યો. જા, એ જ પાઘ લઇ આવ. શ્રીજીને એ રંગરેજે રંગેલો પાઘ જ ગમે છે."

પ્રસંગ સમજાવે છે કે ગુરુ, ભગવદીય, તાદશી જે કહે તે કરવાનું છે. સિદ્ધાંતનું તાત્પર્ય એ છે કે ક્રિયા અંગે વૈષ્ણવે ચીકાશ ન કરવી. ગુરુ શું કહે છે તે વિચારી આચરણ કરવું. તે જ પુષ્ટિજીવ માટે ઇષ્ટ છે. ભગવદીયનું વચન માનવું એ જ શ્રેષ્ઠ પુષ્ટિધર્મ **"અપેક્ષતા સ્વામીસુખે પુષ્ટિમાર્ગઃ સઃકથ્યતે"** આવી ભાવના જ ભાવનું પોષણ કરી શકે. જે વૈષ્ણવો શ્રી હરિગુરુ વૈષ્ણવનાં વચન અનુસાર કાર્ય કરે છે તેમના પર શ્રીઠાકોરજી કૃપા કરે જ છે. તેમની લાજ જવા દેતા નથી. દિવ્ય સામર્થ્ય તાદશી ભકતોમાં જ છે. ભગવાન પણ તેમને વશ છે, કારણ કે ભગવાન ભકત પરાધીન છે. ભકતનું વચન સત્ય કરનાર છે. તે જ ન્યાયે વૈષ્ણવે પણ ભગવદીય અને તાદશીની આજ્ઞા અનુસાર આચરણ કરવાથી તેનું જીવન કૃતાર્થ બને.

ભગવદીઓએ જે આજ્ઞા કરી હોય તેને જ વૈષ્ણવે અનુસરવું. મનકલ્પિત આચરણ ન કરવું. આ રીતે વૈષ્ણવ જો આચરણ કરશે તો સહજ રીતે તેના ભાવનું પોષણ થશે. ભાવનું પોષણ થવામાં તદીયની વાણી જળસિંચન જેવું કામ કરે છે. ભગવદીયનું કહેલું ભાવનું પોષણ એટલા માટે કરે છે કે તેમની વાણીનો કોઈપણ શબ્દ વૈખરીવાણીનો નથી. તે તો પશ્યંતીવાણી છે. શ્રીઠાકોરજીનએ સાંભળેલી વાણી છે. જો વૈષ્ણવ તેમનું કહેલું કરે તો તેનું કલ્યાણ થાય છે. કોઈને શંકા થાય કે ભગવદીયનુ ંકહેલું કરવાની શ્રીહરિરાયજી શા માટે આજ્ઞા કરે છે ? શંકાના સમાધાનમાં સૂરદાસજી સ્વયં બતાવે છે કેઃ

**હરિ કે જનકી અતિ ઠકુરાઈ ।**
**મહારાજ ઋષિરાજ મહામુનિ દખેત રહે લજાઈ. ॥**
**દૃઢ વિશ્વાસ કિયોં સિંહાસન, તા પર બૈઠે ભૂપ ।**
**હરિગુન વિમલ છત્ર સિર રાજત શોભા પરમ અનૂપ ॥**
**નિસ્પૃહ દેસકો રાજ કરે, તાકો લોક પરમ ઉત્સાહ ।**
**કામ ક્રોધ મદ લોભ મોહ તહાં, ભયે ચોર તે સાહ. ॥**
**બને વિવેક વિચિત્ર પોરિયા, ઔસર કોઉ ન પાવે ।**
**અર્થ કામ તહાં રહે દૂરિ દૂરિ, મોક્ષધર્મ સિર નાવે. ॥**
**અષ્ટસિદ્ધિ નવનિધિ દ્વારેં ઢાઢી, કર જોરેં ઉર લીની ।**
**છડીદાર વૈરાગ્ય વિનોદી, ઝટકી બાહર કીની ॥**
**હરિપદપંકજ પ્રેમ પરમ રુચિ, તાહી સો રંગ રાતે ।**
**મંત્રી જ્ઞાન ઔસર નહીં પાવત કરત બાત સકુચાતે ॥**
**માયા કાલ વ્યાપે નહીં કબહૂં જો યા રીતિ જાને ।**
**"સૂરદાસ" યહ નર તન પાયો, ગુરુપ્રસાદ પહચાને. ॥**

જે ભગવદીય છે તેની મોટાઈનું વર્ણન કરી શકાય તેમ નથી. મોટા રાજા મહારાજાઓ, ઋષિજનો અને મહામુનિઓ પણ તેમની મહત્તા આગળ શરમાઈ જાય છે. તેઓ તો રાજાથી પણ મહાન છે. જેમ કોઈ રાજા કોઈ સિંહાસન પર બેસે અને તેના માથા પર છત્ર ધરી રાખ્યું હોય તેમ ભગવદીય તો દૃઢ વિશ્વાસરૂપી સિંહાસન પર બેઠા હોય છે. તેમના મસ્તક પર હરિના ગુણોનું ગાન અનુપમ છત્રરૂપે શોભા આપી રહ્યું હોય છે. જેમ કોઈ દેશનો રાજા હોય તેમ ભગવદીય તો નિસ્પૃહી દેશના રાજા છે. પ્રભુ પ્રત્યેનો પરમ ઉત્સાહ તેની પ્રજા છે. રાજાના પ્રભાવથી કામ, ક્રોધ, મદ, લોભ, અને મોહરૂપી ચોર નાસી નથી જતા પણ સુધરી શાહુકાર બની જાય છે. વિવેક અને વિનય તો ભગવદીયના બે દ્વારપાળ બનીને રહે છે. જેથી

કોઈ અયોગ્ય વ્યકિત તેમના ગૃહમાં પ્રવેશી શકતી નથી. ભગવદીયને તો ચાર પુરુષાર્થની પણ પડી નથી. અર્થ અને કામ પુરુષાર્થ તો ભગવદીયની આગળ મસ્તક નમાવીને ઊભા હોય છે. રાજાને દ્વારે ઢાઢી કર જોડીને વિનય કરી ઊભો રહે છે. તેમ અષ્ટસિદ્ધિ અને નવનિધિ ભગવદીયના સામે આવીને હાથ જોડીને ઊભાં રહે છે, પણ વૈરાગ્યરૂપી વિનોદી છડીદાર તો તેમને ધમકાવીને બહાર કાઢી મૂકે છે. ભગવદીયોનો વાસ તો પ્રભુના ચરણ કમળમાં છે. તેઓ તો ભગવદ્ પ્રેમથી જ રંગાયેલો હોય છે. જ્ઞાનરૂપી મંત્રી તો તેમની સામે વાત કરતાં પણ સંકોચાય છે. માયા અને કાળ તેમને કંઈ કરી શકતાં નથી.

ભગવદીયો આવા ઉત્તમ કોટીના હોય છે પણ જો ગુરુની કૃપા હોય તો જ વૈષ્ણવ આવા ભગવદીયને ઓળખી શકે તેવું સૂરદાસજી માને છે.

આવા ભગવદીયોના કહ્યા પ્રમાણે જો વૈષ્ણવ કરે તો તેના ભાવનું પોષણ થાય. પારસમણિ તો લોઢાનું સોનું જ કરે છે. કંઈ લોઢાને પારસમણી બનાવી શકતો નથી. જયારે ભગવદીય તો વૈષ્ણવને બરાબર પોતાના જેવો ભગવદીય બનાવી તેના ભાવનું પોષણ કરી તેને છેક પ્રભુ સુધી પહોંચાડી શકે છે. - ૧૦.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે ભગવદીયોને પોતાના ભાવનું પોષણ કરવું હોય તેમણે હંમેશાં

૧. પ્રભુના ગુણગાન ગાવા.
૨. ભગવદીયજનોની સેવા અને ટહેલ કરવી.
૩. ભગવદીયોની સેવાથી વૈષ્ણવને પરમાનંદની પ્રાપ્તિ થશે.
૪. ભગવદીયોના કહેવા પ્રમાણે કરવાથી જીવના ભગવદ્‌ભાવનું પોષણ થશે.

## શ્લોક અગિયારમો

**અતદીયપરિત્યાગાદનન્યજનસંગતઃ ।**
**તદુત્કર્ષપરિસ્ફૂર્તેરિતરત્રાલ્પ બુદ્ધિતઃ ॥૧૧॥**

**શબ્દાર્થ :** **અતદીય**-અવૈષ્ણવ; **પરિત્યાગત્**-સંપૂર્ણ ત્યાગ કરવાથી; **અનન્યજન**-ભગવદીય; **સંગત**-સંગ કરવાથી; **તદ્**-તેના(ભગવદીયના); **ઉત્કર્ષ**-ઉન્નતી; **પરિસ્ફૂર્તે**-વિચાર કરવાથી; **ઈતરત્ર**-બીજા (ભગવદીયો સિવાયના); **અલ્પબુદ્ધિત**-અલ્પબુદ્ધિના છે તેવો વિચાર કરવાથી.

**શ્લોકાર્થ :** શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે વૈષ્ણવે ભગવદ્ ભાવના પોષણ માટે અવૈષ્ણવનો ત્યાગ કરવો, અનન્ય ભગવદીયનો સંગ કરવો, તેમના ઉત્કર્ષનો વિચાર કરવો અને ભગવદીયો સિવાયના અન્યજનોમાં અલ્પબુદ્ધિ છે તેવું વિચારવું. - ૧૧.

**વિવરણ :** શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે જો વૈષ્ણવે ભગવદ્‌ભાવનું પોષણ કરવું હોય તો તેણે અવૈષ્ણવનો ત્યાગ કરવો.

**અતદીય પરિત્યાગાત્ :**

આપ શ્રી અવૈષ્ણવનો એકલો ત્યાગ કરવાનું નથી કહેતા પણ 'પરિત્યાગ' કરવાનુ કહે છે. 'પરિત્યાગ' શબ્દમાં **પરિ** અને **ત્યાગ** બે શબ્દો છે. 'પરિ' એટલે સંપૂર્ણ અને 'ત્યાગ' એટલે અવૈષ્ણવનો છાંયો પણ વૈષ્ણવે ન લેવો. આનું નામ પરિત્યાગ. આવો ત્યાગ શા માટે કરવાનું આપશ્રી કહે છે તે આપણે વિચારીએ.

કોઈ વૈષ્ણવને ધન પ્રાપ્ત થયું હોય, તો એ ધનનું ચોર વગેરેથી રક્ષણ કરશે. વૈષ્ણવને પણ કંઈ એકદમ ભગવદ્ ભાવનો નિધિ પ્રાપ્ત થયો હોતો નથી. તેણે ઘણો શ્રમ કરીને ભાવ સંચિત કર્યો હોય છે. હવે તેને જો અવૈષ્ણવનો સંગ થઈ જાય અને પોતે દઢ વૈષ્ણવ ન બન્યો હોય તો તે અવૈષ્ણવની વાતોમાં આવી જતા તે એ વાતોને માનવા લાગશે કે આ કહે છે તે સાચું છે. તેનું પરિણામ એ આવશે કે તેણે ઘણા સમયથી સંગ્રહ કરેલા ભગવદ્ ભાવમાં ધીમે ધીમે ઓટ આવવા માંડશે અને એક દિવસ કદાચ તેનો એ ભાવ નષ્ટ પણ થઈ જશે. શ્રીહરિરાયજી ભગવદ્‌ભાવને અગ્નિ સ્વરૂપ ગણે છે. 'વન્હિવત્ ભગવદ્‌ભાવઃ' હવે પ્રજવલિત અગ્નિ ઉપર જો જળ રેડવામાં આવે તો અગ્નિ ઓલવાઈ જાય. તે ન્યાયે અવૈષ્ણવના સંગથી અવૈષ્ણવમાં રહેલું પુષ્ટિમાર્ગીય જલ વૈષ્ણવના ભાવ પર રેડાતાં તેનો ભાવો સંપૂર્ણતા નષ્ટ થઈ જશે. જેમ કોઈ જીવ પરાણે પશ્રિશ્રમ કરી કરીને ધન એકઠું કરે, પણ કોઈ ઠગારો તેનું ધન ચોરી જાય. તો તે નિર્ધન બની જાય. તેવી જ સ્થિતિ વૈષ્ણવની અવૈષ્ણવના સંગથી થઈ જાય.

અવૈષ્ણવ પાસેથી જીવને દુ:સંગ જ પ્રાપ્ત થાય છે. શ્રીહરિરાયજી અવૈષ્ણવના દુ:સંગને રાક્ષસ સાથે સરખાવે છે. જો એ રાક્ષસના પંજામાં સાધન અવસ્થાનો ભકત સપડાઇ ગયો તો તેના ભગવદ્ભાવનો સંપૂર્ણતઃ નાશ થઇ જશે. ભગવદ્ભાવ પ્રાપ્ત કરવો બહુ જ કઠિન છે. તે પર્વત પર ચઢવા જેટલું મુશ્કેલ છે. ચઢવું અઘરું છે, પણ ઉતરવું સહેલું છે. તદ્દન સરળ છે. નેવાનાં પાણીને અદ્ધર ચઢાવવાં ઘણા મુશ્કેલ છે. બાકી તે નીચે તો સહજ ઢળી જાય છે. તે જ રીતે એક વખત જો વૈષ્ણવને અવૈષ્ણવનો સંગ થયો તો સમજી લેજો કે ક્ષણવારમાં તેનો વૈષ્ણવભાવ નાશ પામી જશે.

કપાસનું એક જીન છે. તેમાં લાખો રૂપિયાનો કપાસ ભર્યો છે. ત્યાં સાવધાની માટે એક મોટું બોર્ડ પણ ચીતરાવીને રાખ્યું છે કે, "આ જગાએ કોઇએ બીડી પીવી નહીં." પણ એક વખતે તે જગાએ અજાણ્યો માણસ અભણ હોવાને લીધે બીડી પીવા લાગે અને સળગતી બીડીનો એક નાનો તણખો હવાની લહેરમાં ભૂલથી કપાસમાં પડી જાય તો લાખો રૂપિયાનો માલ તેની અજ્ઞાનતાને કારણે નાશ પામશે. ભૂલથી પડેલો સળગતી બીડીનો એક નાનો તણખો લાખો રૂપિયાના કપાસના માલનો નાશ કરી નાખે છે, તેમ લાખો રૂપિયા આપે પણ જેનું મૂલ્ય ન થાય એવો અમૂલ્ય ભગવદ્ભાવ અવૈષ્ણવના દુ:સંગના તણખાથી અલ્પસમયમાં નાશ પામી જાય છે.

અવૈષ્ણવ લૌકિકના જળ જેવો છે. જળ જેમ અગ્નિનો નાશ કરે તેમ અવૈષ્ણવનો સંગ ભગવદ્ભાવનો નાશ કરે છે. શ્રીહરિરાયજી શિક્ષાપત્રમાં આજ્ઞા કરે છે કે :

**મૂલતઃ નાશયેત્ ભાવં યથા વૈશ્વાનરં જલમ્ ।**

અવૈષ્ણવ એવો હોય છે કે તે હંમેશાં શ્રીમહાપ્રભુજીના વચનથી વિપરીત વચનો જ બોલે. અહંતા-મમતાત્મક સંસારમાં આસકિત થાય એવી જ પ્રેરણા તે વૈષ્ણવને આપતો રહે છે. માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે વૈષ્ણવે એવા વૈષ્ણવથી દૂર રહેવું. એવો અવૈષ્ણવ સાધન અવસ્થાના વૈષ્ણવને શ્રીમહાપ્રભુજીના માર્ગથી વિરુદ્ધ ઉપદેશ જ આપશે અને આપણા સર્વભાવનો નાશ કરાવશે.

અવૈષ્ણવનો સંગ વૈષ્ણવને કેટલો બધો હાનિકારક છે તે શ્રીગુસાંઇજીના સેવક ધણિ-ધણિયાણીની વાર્તા પરથી સમજીએ.

શ્રીગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા હતા. તે વખતે એક દંપતીએ આપશ્રી પાસેથી બ્રહ્મસંબંધ લઇ સેવા પધરાવી તેઓ સારી રીતે સેવા કરવા લાગ્યાં. તેમની પડોશમાં એક અવૈષ્ણવ રહે. તેની સ્ત્રી આ અવૈષ્ણવની સ્ત્રીને એક દિવસ પોતાને ત્યાં લઇ ગઇ. વૈષ્ણવની સ્ત્રીએ તેના ઘરમાં ઘણો વૈભવ

જોયો, ત્યારે સ્ત્રીસહજ સ્વભાવથી પેલી વૈષ્ણવ સ્ત્રીએ અવૈષ્ણવ સ્ત્રીને પૂછ્યું, "તમારે ત્યાં આટલો બધો વૈભવ કયાંથી થયો ?" અવૈષ્ણવ સ્ત્રીએ જવાબ આપ્યો, "બેન, તમે તો શ્રીઠાકોરજીની સેવા કરો છો. તેને બદલે જો તમે દેવીની પૂજા કરો તો તમને પણ અમારો જેવો વૈભવ મળે." પેલી અવૈષ્ણવ સ્ત્રી એટલે થી અટકી નહીં. પણ તેણે તો પેલી વૈષ્ણવ સ્ત્રીને દેવીની એક પૂતળી આપી ને કહ્યું કે, "બહેન ! જો તમે આ દેવીની પૂજા કરશો તો તમને મારા જેટલો જ વૈભવ મળશે."

પેલી વૈષ્ણવ સ્ત્રીએ તો આ પૂતળી લાવી, તેને દેવી તરીકે એક ગોખલામાં બેસાડી દીધી. એટલામાં તેનો પતિ બહારથી આવ્યો અને પૂછ્યું, "તે હજી ઉત્થાપન નથી કર્યા ?" પેલી સ્ત્રીએ પતિને કહ્યું, "હું એક કુળદેવી લઇ આવી છું. તેની પુજા કરવા તમે બજારમાં જઇ પૂજાપો લઇ આવો. પેલો પુરુષ તો પૈસાની થેલી લઇ પૂજાપો લેવા ગયો. પૂજાપો લીધા પછી તે પૈસાની થેલી પૂજાપો આપનારની દુકાને ભૂલી અને તેની દુકાનમાં રૂપિયાની થેલી પડી હતી તે ભૂલથી લઇને ચાલવા માંડ્યો. પેલા વેપારીને લાગ્યું કે, પૂજાપો લેવા આવનાર ઘરાક રૂપિયાની થેલી લઇને ચાલ્યો ગયો છે." તે દોડચોને પેલા ઘરાકને પકડયો અને તેને ચોર ઠરાવી કચેરીમાં લઇ ગયો. પેલા ઘરાકે પોતાની વાત સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ અમલદારે તેની વાત માની નહીં. તેને ગધેડા પર બેસાડી આખા ગામમાં ફેરવ્યો.

પેલી સ્ત્રીના પતિએ ઘેર આવી દેવીના પૂજાપાનો સમાન પત્નીને આપી કહ્યું કે, "સાંભળ, તે અવૈષ્ણવનો સંગ કર્યો. તેની વાત સાંભળીને તેણે કહ્યું તે પ્રમાણે તે કર્યું, તો મારે ગધેડા પર બેસીને આખા ગામમાં ફરવાનું અપમાન સહન કરવું પડયું."

આ વાર્તા બોધ આપે છે કે ગમે તેવા સંજોગો હોય, પણ સાધન અવસ્થાના વૈષ્ણવે કદી અવૈષ્ણવ પાસે જવું નહીં. તેનો ત્યાગ કરવો, કારણ કે અવૈષ્ણવનો સંગ ભગવદ્‌ભાવમાં બાધક છે.

સૂરદાસજી પણ વૈષ્ણવોને અવૈષ્ણવનો સંગ ન કરવા શિક્ષા આપે છે.

**તજ મન હરિવિમુખનકો સંગ. ।**
**જાકો સંગ કુબુધિ ઉપજત, પરત ભજનમેં ભંગ; ॥**
**ખરકો કહા અરગજા લેપન, મરકટ ભૂષન અંગ; ।**
**કાગકો કહા કપૂર ચુગાવત, શ્વાન ન્હવાવત ગંગ. ॥**
**કહા ભયો પયપાન કરાવત, વિષ નહીં તજત ભુજંગ; ।**
**"સૂરદાસ" પ્રભુ કારી કામરી પર, ચઢત ન દૂજો રંગ. ॥**

સૂરદાસજી કહે છે કે, "હે મન, હરિથી વિમુખ હોય તેનો સંગ તું ત્યજી દે. હરિથી વિમુખનો સંગ એ જ દુ:સંગ." એવા જનોના સંગથી કુબદ્ધિ ઉપજે છે અને પ્રભુની સેવા, સ્મરણ, કીર્તન અને સત્સંગમાં વિઘ્ન આવે છે. ગધેડાને અરગજા લેપન કરવાથી શો ફાયદો ? વાંદરાને આભૂષણ પહેરાવવાથી શું લાભ ? કાગડાને કપૂર ખવડાવવાથી શો ફાયદો ? શ્વાનને ગંગાજળ વડે નવરાવવાથી શો લાભ ? સાપને દૂધ પાઈએ, તો પણ તે એનું ઝેર છોડતો નથી. એવી રીતે દુર્જનમાં રહેલાં દુષ્ટ તત્ત્વો કદી જતાં નથી. માટે જ સૂરદાસજી કહે છે કે, "જેમ કાળી કામરી પર કોઈ પણ રંગ ચઢાવીએ તો તે ચઢે જ નહીં, તેમ દુર્જનને હરિભકતનો સંગ થાય તો એના દુષ્ટ તત્ત્વનો રંગ તો વૈષ્ણવને જરૂર લાગે જ. તે તેના ભગવદ્ ભાવનો નાશ કરે."

આ રીતે અવૈષ્ણવનો ત્યાગ ભગવદ્‌ભાવના પોષણ માટે અનિવાર્ય છે. હવે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે,

**અનન્યજન સંગત :**

વૈષ્ણવે અનન્ય ભગવદીયોનો જ સંગ કરવો. ભગવદીયો પોતે જ તીર્થરૂપ છે, કારણ કે ભગવદીયો ભગવાન જેવા છે. તેમના હૃદયમાં ભગવાનનો સદા સર્વદા વાસ છે. ભગવદીયો તીર્થરૂપ એટલા માટે છે કે તીર્થમાં જવાથી અને તીર્થના જળનું સ્નાન કરવાથી જીવ પવિત્ર બને છે. જયારે અહીં તો ભગવદીયનાં દર્શન કરતાં જ જીવ પવિત્ર બને છે.

શ્રીમહાપ્રભુજી ઉત્તમ ભગવદીય વિશે સ્પષ્ટ આજ્ઞા કરે છે કે, "ભગવદીયો તો સર્વસ્વનો - પતિ, પત્ની, પુત્રી, સંપત્તિ વગેરેનો ત્યાગ કરીને સદા પ્રભુમય બની પ્રભુના ગુણાનુવાદ ગાવામાં જ મગ્ન રહે છે. આથી ભગવદીયો તો ભગવાન જેવા જ છે." ઉદ્ધવજીને ભગવાન સ્વમુખે કહે છે કે, "હે ઉદ્ધવ ! મારા ભકતો તો મારા વિના કોઈની અપેક્ષા રાખતા નથી. તેઓ તો સતત મારા જ ગુણાનુવાદ ગાતા હોય છે. આવા મારા ભગવદીયોની પાછળ પાછળ હું ફરું છું. જેથી તે ભગવદીયોની ચરણરજ મારા પર પડે તો મારામાં રહેલા વિશ્વના અનંત જીવોને તે પવિત્ર કરે."

શાસ્ત્રોએ તો વૃક્ષોને પણ વૈષ્ણવ ગણ્યા છે. લઘુરાસ વખતે શ્રીઠાકોરજી ગોપીજનો વચ્ચેથી તેમના સૌભાગ્યમદને કારણે અંતધ્યાર્ન થઈ ગયા, ત્યારે તે ગોપીજનો ભગવાનને શોધવા વિરહથી વ્યાકુળ બનીને વૃક્ષોને પૂછવા લાગ્યાં, "હે વૃક્ષો ! તમે ભગવાનને જોયા ?" માટે **'વૃક્ષાઃ વૈષ્ણવાઃ ઈતિ ।'** વૃક્ષો પણ વૈષ્ણવો જ છે.

દયારામભાઇ ભગવદીયોના લક્ષણ નીચેના ધોળમાં બતાવે છેઃ

**તે ભગવદીયનાં દર્શનદુર્લભ, જેનું ભાગ્ય હોય તેને તે ભેટે રે;**
**અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટે રે-તે.........૧.**
**પ્રેમ ભકિતમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કોની રે;**
**અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે.તે.........૨**
**સર્વસ્વ જેનું શ્યામ સુંદર તેનું, નિશદિન ધ્યાન ન મૂકે રે;**
**શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચૂકે રે.તે.......૩**
**ક્ષમા દયા સમદ્દષ્ટિ જેમાં, સત્ય પ્રથા એ ચાલે રે;**
**સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે.તે.........૪**
**જેનું સરવ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે;**
**દ્દઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે.તે.........૫**
**અન્ય પ્રસાદી અન્યાશ્રય વરજે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે;**
**પ્રાણીમાત્રતણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે.તે.........૬**
**ઇંદ્રજિત અભિમાનરહિત શુચી, મોહ માયાથી અળગા રે;**
**જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે.તે.......૭**
**તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મુને કરજો રે;**
**"દયો" ભણે તેના ચરણની રજ, મારા શિર પર સાદ કર જો રે.તે...૮**

દયારામભાઇ ભગવદીયોનું માહાત્મ્ય વર્ણવતાં કહે છે કે જે વૈષ્ણવ મહાભાગ્યશાળી હોય તેને જ ભગવદીયોનો મેળાપ થાય, કારણ કે ભગવદીયો તો તેમની દ્દષ્ટિએ ભગવાનથી પણ અધિક છે. ભગવાનની તો સેવા કરીએ ત્યારે પાપ નાશ પામે, પણ ભગવદીયોનાં તો દર્શન કરતાં જ પાપ નાસી જાય છે અને ત્રિવિધ તાપ શાંત થઇ જાય છે. તેઓ પ્રેમ લક્ષણાં ભકિતમાં નિમગ્ન રહે છે. તેમના અંતઃકરણમાં અવિનાશી ભગવાન વસેલા હોવાને લીધે તેમની જાતિ નિર્મળ હોય છે. એટલે તેઓ કોઇની નીંદા પણ કરતા નથી. તેમનું સર્વસ્વ શ્યામસુંદર છે એટલે તેમનું ધ્યાન તેઓ જરાપણ ચૂકતા નથી. પોતાના પ્રત્યેક શ્વાસોચ્છશ્વાસે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ'નો ઉચ્ચાર કરતા હોય છે. જેમ શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે કે રાઇનો દાણો ગાયના શીંગડા પર ટકે તેટલીવાર પણ વૈષ્ણવે ભગવદ્ નામ ન ચૂકવું. તે આજ્ઞા અનુસાર તેઓ સતત પ્રભુના નામનું સ્મરણ કરે જ જાય છે. તેમની દ્દષ્ટિમાં આપણને કેવળ ક્ષમા, દયા સમદ્દષ્ટિ અને સત્યનાં જ દર્શન થાય છે. તેઓ સંતોષી, સાત્વિક અને વિવેકી હોઇ ભજનાનંદમાં જ મહાલતા હોય છે. તેઓ પોતાનું સર્વસ્વ સમર્પણ કરીને સ્નેહપૂર્વક પ્રભુ સેવા કરે છે અને પોતાના સ્વામી એવા પ્રભુ પર દ્દઢ વિશ્વાસ ધરાવે છે. તેમની બુદ્ધિ પરિપક્વ થયેલી હોય છે. તેઓ ગુરુ અને વૈષ્ણવ પર બહુ

હેત રાખે છે અને પ્રાણીમાત્રનું હિત ઇચ્છે છે. તેઓ પરગજુ હોઇ સ્નેહથી અન્યને મદદરૂપ બને છે. તેઓ ઇંદ્રિયજીત, અભિમાનરહિત, પવિત્ર અને મોહમાયાથી દૂર રહે છે. તેઓ જ્ઞાની, ત્યાગી અને સુખ-દુઃખને સમાન ગણનારા હોય છે. સૌદેવ સત્સંગમાં લાગેલા રહે છે. દયારામભાઇ ઠાકોરજીને પ્રાર્થના કરે છે કે હે પ્રભુ ! મને આવા ઠાકોરજીના દાસનોયે દાસ બનાવની કૃપા કરે. આવા ભગવદીયોની ચરણરજ સદાયે મારા શિર પર પડતી રહે તેવી મારી ઇચ્છા છે. દયારામભાઇનો ભગવદીયો પ્રત્યે કેટલો બધો ભાવ હશે ?

શ્રીગુસાંઇજીના સેવક નારાયણદાસને ઘેર બે ઠગ વૈષ્ણવ બનીને આવ્યા. નારાયણદાસે તેમને આવકાર્યા. નારાયણદાસ તેમની સાથે રોજ ભગવદ્‌વાર્તા કરે. ઠગોની ઇચ્છા તો ચોરી કરવાની હતી. એક દિવસ નારાયણદાસ રાજદરબારે ગયા ત્યારે પેલા ઠગોએ નારાયણદાસનાં પત્ની વીરાંને એકાંતમાં ભગવદ્‌વાર્તા કરવાને મિષે લઇ જઇ તેના ગળામાં ફાંસો નાખી, તેને મારી. પછી તેના ઘરેણાં લઇ જયારે તેઓ ઘર તરફ નાસી જતા હતા. ત્યારે નારાયણદાસ તેમને સામા મળ્યા અને તેમણે કહ્યું, ‘‘વૈષ્ણવો ! પ્રસાદ લીધા સિવાય તમારાથી જવાય જ નહીં.'' તેવો આગ્રહ કરીને તેમને પોતાને ઘેર પાછા લાવ્યા. દાસીને પૂછ્યું, ‘‘દાસી ! વીરાં કયાં છે ?'' દાસીએ નારાયણદાસને મરેલાં પડેલા વીરાંને બતાવ્યાં. નારાયણદાસ તો ભગવદીય હતા. તેમણે વીરાં પર ભગવદ્‌નામ લઇને જેવું ચરણોદક છાંટ્યું કે વીરાં ઊભાં થયાં.

ઠગ નારાયણદાસને પગે પડ્યા. નારાયણદાસે તેમનો વાંક ન જોયો અને કહ્યું ‘‘આ તો વીરાંનો કોઇ દોષ હશે તેમાંથી તેને તમે છોડાવી, તેને દોષમાંથી નિવૃત્ત કરી.'' ભગવદીય એનું નામ કે જે સામેની વ્યકિતનો ભયંકરમાં ભયંકર દોષ હોય પણ તે ન જોતાં તેને ગુણમાં ફેરવી નાખી સામેની વ્યકિત તરફ જરાયે કુભાવ ન લાવે. તેનામાં તો સૌદેવ પ્રેમ અને અલૌકિક બુદ્ધિ જ ભર્યા હોય. નારાયણદાસના સંગથી ઠગો પણ વૈષ્ણવ બન્યા.

આ માર્ગમાં ભગવદીયોનો સંગ જ મુખ્ય છે. તેનાથી આપણું અને આપણા ભકિતભાવનું પોષણ થાય છે. ભગવદીયની કૃપાથી જ વૈષ્ણવને શ્રીમહાપ્રભુજી અને શ્રીઠાકોરજીની કૃપા પ્રાપ્ત થાય.

પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ-ભાવ રાખવાનો કહ્યો છે. ત્યાં અન્ય વૈષ્ણવો પ્રત્યે દઢ પ્રેમ રાખવો એ તો વૈષ્ણવનું એક મુખ્ય કર્તવ્ય બની જાય છે. વૈષ્ણવનું સ્વરૂપ અલૌકિક જાણવું. એ દરેક વૈષ્ણવ માટે જરૂરી છે. વૈષ્ણવમાં અલૌકિક બુદ્ધિ રાખવાથી વૈષ્ણવને પુષ્ટિમાર્ગ ફલિત થાય છે.

સર્વ કંઇ ભગવાનની લીલા છે અને ભગવાનની ઇચ્છાથી આપણું પ્રારબ્ધ પણ ઘડાય છે. મનુષ્ય તો નિમિત્તમાત્ર છે. ઉપરની વાર્તામાં આવો ભાવ બતાવ્યો છે. આખા જગતના કર્તા હર્તા તો ભગવાન શ્રીહરિ છે. સારા કે નઠારા પ્રત્યેક જીવમાં વૈષ્ણવે ભગવાનને જોવાનો ભાવ રાખવો.

**"વૈષ્ણવ આવે આંગણે હસી નામવે શીશ,**
**વા કે મનકી વે જાને, અપને મન જગદીશ."**

આવો નિર્મળ ભાવ રાખવાથી વૈષ્ણવના ભગવદ્ભાવનું પોષણ થશે. માટે વૈષ્ણવે ભગવદીયોનો જ સંગ કરવો.

હવે શ્રીહરિરાયજી ભગવદીયના ઉત્કર્ષનો વિચાર કરવાથી વૈષ્ણવના ભગવદ્ ભાવને પોષણ મળે તે વિશે આજ્ઞા કરે છે કે,

**તદ્ ઉત્કર્ષ પરિસ્ફૂર્તે :**

શ્રીહરિરાયજી વૈષ્ણવને આજ્ઞા કરે છે કે વૈષ્ણવે ભગવદીયના ઉત્કર્ષનો વિચાર કરવો. પહેલાં આપણે ઉત્કર્ષ શબ્દને સમજીએ. ઉત્કર્ષમાં બે શબ્દ છે. "ઉત્" એટલે ઉચે અને કર્ષ એટલે ખેંચવું. ઊંચે ખેંચવું એટલે ઉત્કર્ષ. આ શબ્દાર્થ થયો. ઉત્કર્ષ શબ્દ વિશે આચાર્યશ્રીનો કહેવાનો ભાવ એવો છે કે વૈષ્ણવે ભગવદીયની ઉર્દ્વગતિ થાય, ઉન્નત અવસ્થાએ તે પહોંચે, તેનાં સ્મરણ, સેવા સત્સંગમાં પ્રગતિ થાય તેવું હંમેશાં વિચારવું ! આનું નામ ભગવદીયનો ઉત્કર્ષ વિચાર્યો ગણાય.

હવે અહીં શંકા થાય કે ભગવદીય તો ભગવાન બરાબર છે. તેના ઉત્કર્ષનો આપણે શું વિચાર કરી શકવાના ? ભગવદીય સ્વયં ઉત્કર્ષ પામેલો છે. પછી વૈષ્ણવ તેના ઉત્કર્ષ માટે શું વિચાર કરી શકવાનો ? કયાં વૈષ્ણવ અને કયાં ભગવદીય ? છતાં શ્રીઆચાર્યશ્રીએ વૈષ્ણવને આવી આજ્ઞા કેમ કરી હશે ? ખૂબ ગહન વાત છે. ખૂબ વિચાર કરવા જેવો મુદ્દો છે. આ શંકાનું સમાધાન આ રીતે કરી શકાય. શ્રીઆચાર્યશ્રી વૈષ્ણવના ભાવનું પોષણ કરવા આજ્ઞા કરે છે.

સમજો કે વૈષ્ણવ કોઈ ભગવદીયને ઘેર ગયો. ભગવદીય અકિંચન છે. સેવા સુંદર રીતે કરે છે, પણ તેની સેવામાં સાધનો ટાંચા છે, છતાં તેનો ભગવાનની સેવામાં ભાવ એટલો ઉત્કૃષ્ટ છે કે સાક્ષાત્ પ્રભુ તેણે ધરાવેલો ભોગ આરોગવા પધારે છે. હવે આપણે તે ભગવદીયને ત્યાં દર્શને ગયા અને તેનાં ટાંચાં સાધન જોયાં. તો આપણે તેને સારાં સાધનો તેના વગર કહ્યે પહોંચાડવા વિચાર કરીએ. તેને ખબર પણ ન પડે તે રીતે. તો આવું કરવાની ભગવદીયની સેવામાં સુવિધા થતાં તે સુંદર રીતે સેવા કરતો થશે. તેનાથી તે વિશેષ ભાવથી સેવા કરી શકશે. આનું નામ ભગવદીયના

ઉત્કર્ષનો વિચાર કર્યો કહેવાય.

ભગવદીય તો ભગવાન જેવો છે. તેને કોઇ વાતની ઉણપ નથી. તે તો ભગવન્મય છે. સંતોષ તો તેનું ધન છે. છતાં વૈષ્ણવનો એ પરમ ધર્મ બને છે કે તેણે તેવા ભગવદીયના ઉત્કર્ષનો વિચાર સમયે સમયે કરવો. એવા વિચારમાત્રથી તેના ભગવદ્ભાવનું અવશ્ય પોષણ થશે.

બીજી વાત અચાનક ભગવદીય આપણે ત્યાં આવ્યા. હવે આપણે તો લૌકિકમાં ગૂંથાયેલા વૈષ્ણવ છીએ, પણ ભગવદીય આપણે ત્યાં આવ્યા છે. એટલે આપણે આપણી લૌકિકતાને તિલાંજલી આપી, આવેલા ભગવદીય સાથે કેવળ સત્સંગની ભગવદ્ વાતો જ કરવી જોઇએ. ભગવદીયને એમ લાગવું જોઇએ કે આ વૈષ્ણવને ત્યાં મારું આવવું સાર્થક થયું. સારું થયું કે આજે હું અહીં આવ્યો. તો આટલી ઘડી જીવાયું. આનું નામ વૈષ્ણવે ભગવદીયનો ઉત્કર્ષે વિચાર્યો કહેવાય.

હવે આપણી પડોશમાં કે ગામમાં કોઇ ભગવદીય વસે છે. સત્સંગનો બહુ પ્રેમી છે. ખૂબ ભગવદ્નામ, ભગવદ્વાર્તા અને ભગવદ્પ્રસંગો જાણે છે. તેના હૃદયમાં રહેલા ભગવદ્ભાવને તે વૈષ્ણવની આગળ રજૂ કરવા ઇચ્છા રાખે છે. તો આપણે તેને એ સારી રીતે સત્સંગ કરી શકે, ભગવાનના પ્રસંગો બધાને કહી શકે અને તેના હૃદયમાં રહેલો ભાવ તે સર્વને આપી શકે તેવી વ્યવસ્થા કરવી જોઇએ. આવું વૈષ્ણવ વિચારે જેથી ભગવદીયને ભગવદ્ વાતો કરવાની સારી તક મળે. આનું નામ પણ વૈષ્ણવે ભગવદીયનો ઉત્કર્ષ કર્યો કહેવાય. આવી રીતે ઘણા પ્રસંગોએ ભગવદીયમાં રહેલા ભાવોને ઝીલી લઇને ભગવદીયને અનુકૂળતા કરી આપના મનમાં વિચાર કરીયે તે પણ વૈષ્ણવના ભગવદ્ભાવનું પોષણ કરવાનું સાધન બને છે.

કોઇ ભગવદીય આપણે ત્યાં આવ્યા. આપણે તેની સાથે ભગવદ્ વાર્તા કરતા હોઇએ અને તે ભગવદીય વિશે આપણે કંઇ ખોટું સાંભળ્યું હોય તો પણ તે વિચાર આપણે કદી મનમાં ન લાવવો. એ વળી વૈષ્ણવના આચાર -વિચાર વિશે પણ વૈષ્ણવે કદી વિચારવું નહીં. જો તેવું વિચારીયે તો વૈષ્ણવનો ભગવદ્ભાવ ખંડિત થઇ જશે. જીવે તો વૈષ્ણવના ઉત્કર્ષનો જ વિચાર કરવાનો છે.

શ્રીગુસાંઇજીની સેવકિની કાન્હબાઇનું દૃષ્ટાંત જોઇએ. શ્રીગુસાંઇજી કાન્હબાઇના ત્યાં મહાપ્રસાદની પાતળ નિયમિત મોકલતા. શ્રીકૃષ્ણરાયજી તે પાતળ કાન્હબાઇને ત્યાં લઇ જતા. એક દિવસે પાતળ લઇને જતાં કૃષ્ણરાયજીના પગ નીચે એઠું પત્તું આવ્યું કૃષ્ણરાયજીએ તે જોયું પણ ખરું, પણ તેમણે તે વિશે મનમાં ખેદ ન કર્યો. એટલું જ વિચાર્યું કે

"કાન્હબાઇમાં તો કશો આચાર-વિચાર નથી." તેવું વિચારીને તેઓ તેને ત્યાં પાળત મૂકી આવ્યા. કાન્હબાઇએ પાતળ જેવી શ્રીઠાકોરજી આગળ ધરી કે તરત જ શ્રીઠાકોરજીએ કાન્હબાઇને કહ્યું કે "પાતળ તો છોવાઇ ગઇ છે, તેથી હું આરોગીશ નહીં." કાન્હબાઇએ તરત જ બીજી સામગ્રી તૈયાર કરી શ્રીઠાકોરજીને આરોગાવી.

બીજે દિવસે જયારે કૃષ્ણરાયજી પાતળ લઇને કાન્હબાઇને ત્યાં આવ્યા, ત્યારે કાન્હબાઇએ તેમને સંભળાવી દીધું, "ગઇ કાલે તમે મારે ત્યાં છોવાયેલી પાતળ ધરી ગયા. તેથી મારા લાલજી ભૂખ્યા રહ્યા. માટે હવે તમે મારે ત્યાં પાતળ લાવશો નહી." શ્રીકૃષ્ણરાયજીને ત્યારે જ ખબર પડી કે કાન્હબાઇ તો મોટાં ભગવદીય વૈષ્ણવ છે. શ્રીઠાકોરજી તેમની સાથે સાક્ષાત્ વાતો કરે છે.

કાન્હબાઇની વાર્તા ભગવદીયનું માહાત્મ્ય સમજાવે છે. ભગવદીયના સ્વરૂપને સમજવું બુહ જ દુર્લભ છે. કાન્હબાઇ સાથે શ્રીઠાકોરજી વાતો કરે છે. એવી ભગવદીયા કાન્હબાઇનું સ્વરૂપ પેલો ભીતરીયો શું સમજી શકે ? પણ ઠાકોરજી સ્વયં ભગવદીયને ત્યાં અનાચાર થવા દેતા નથી. શ્રીઠાકોરજી પોતે જાતે જ કંઇ આચાર અશુધ્ધિ થતી હોય તો ભગવદીયને જણાવી સુધરાવે છે. માટે વૈષ્ણવે હંમેશાં સમજાય કે ન સમજાય પણ ભગવદીય માટે તેના ઉત્કર્ષનો જ વિચાર કરવો. બીજું કંઇ વિચારવું નહીં.

વાર્તાનો સાર એવો છે કે વૈષ્ણવે ભગવદીયના આચાર-વિચાર કદી જોવા નહીં. પરંતુ ભગવદીયનો ભગવાન સાથે કેટલો ભાવ છે તે જ વિચારવું. પુષ્ટિમાર્ગમાં પ્રભુ જીવની કૃતિ જોતા નથી, પણ તેનો સ્નેહ જુએ છે. પુષ્ટિપ્રભુ કોઇ સાધનથી વશ થતા નથી, કેવળ સ્નેહથી વશ થાય છે. જ્યાં સાચો સ્નેહ હોય ત્યાં કૃતિની ન્યૂનતા દોષરૂપ બનતી નથી. પુષ્ટિમાર્ગમાં પ્રભુ પોતાના પ્રમેય બળથી જીવનો ઉદ્ધાર કરે છે. જીવનો ઉદ્ધાર સાધનબળથી થતો નથી. જો વૈષ્ણવના હૃદયમાં સાચો સ્નેહ ન હોય તો વૈષ્ણવે કરેલી ઉત્તમ કૃતિ પણ અલૌકિક ફળ આપતી નથી. સ્નેહના આવશેમાં દહેનું ભાન ન રહે. અપરસ ન સચવાય તો તે દોષરૂપ નથી, વૈષ્ણવની કૃતિ ન જોવી, પણ તેની વૃત્તિ જોવી.

એક દિવસ શ્રીગુસાંઇજી દાંત ખોતરતા હતા. તેમાંથી જુવારનો દાણો નીકળ્યો. તે વખતે ચાચાહરિવંશજીએ આપશ્રીને પૂછ્યું, "એ શું છે ?" ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું, "અમુક દેશમાં એક રજપૂત વૈષ્ણવ છે. તેણે જુવારના પોંકનો ભોગ ધર્યો છે. તેનો દાણો છે." ચાચાજીએ પૂછ્યું, "કૃપાનાથ ! એવો તે કેવો ભોગ ધર્યો કે દાણો આપના દાંતમાં ભરાઇ ગયો ?" શ્રીગુસાંઇજીએ ચાચાજીને આજ્ઞા કરી, "તમે જાતે જઇને ખાતરી

કરી આવો.''

ચાચાજી રજપૂતને ઘરે આવ્યા અને રજપૂતને પૂછ્યું, ''રજપૂત, તમારા શ્રીઠાકોરજીને કયો સમય છે.'' રજપૂતે કહ્યું, ''રાજભોગ આવ્યો છે.'' ચાચાજીએ પૂછયું, ''રસોઈ કોણ કરે છે અને ભોગ કોણ સમર્પે છે.'' રજપૂતે કહ્યુ, ''સ્ત્રી રસોઈ કરે છે અને ભોગ પણ તે સમર્પે છે. આપ ચાલો ને જુઓ.'' રજપૂત અને હરિવંશજી બંને શ્રીઠાકોરજીના મંદિરમાં ગયા અને ટેરો સરકાવીને જોયું તો ઠાકોરજી વાંકા વળીને લાંબા થઈને ભોજન આરોગે છે, કારણ કે ચોકી દૂર હતી. રજપૂતે મંદિરમાં જઈ ચોકી શ્રીઠાકોરજીની નજીક સરકાવી. તેણે પાંચે કપડાં પહેરેલાં હતાં અને ચોકી સરકાવી તે હરિવંશજીએ જોયું. તેમને આ રજપૂતનું આચરણ ગમ્યું નહીં. રજપૂતનો આગ્રહ છતાં તેમણે મહાપ્રસાદ લીધો નહીં, પણ જાતે રસોઈ કરી શ્રીઠાકોરજીને ભોગ ધરાવી પછી પ્રસાદ લીધો.

હરિવંશજીએ રજપૂતને પૂછ્યું કે, ''અમુક મહિનામાં અમુક દિવસે તમે ઠાકોરજીને શો ભોગ ધર્યો હતો ?'' રજપૂત કહ્યું કે, ''જુવારનો પોંક ધર્યો હતો.''પછી રજપૂતથી વિદાય લઈ ચાચાજી શ્રીગુસાંઈજી પાસે આવ્યા. શ્રીગુસાંઈજીએ તેમને પૂછ્યું, ''તમે રજપૂત ભગવદીયને જોયો ?'' ચાચાજીએં કહ્યું, ''જોયો, પણ તેને ત્યાં મે મહાપ્રસાદ ન લીધો.'' ''શ્રીગુસાંઈજીએ પૂછયું, મહાપ્રસાદ કેમ ન લીધો ?'' ચાચાજીએ કહ્યું, ''તેનામાં કશો આચાર ન દેખાયો.'' શ્રીગુસાંઈજીએ કહ્યું, ''તમે આચાર સિવાય રજપૂતમાં બીજુ કશું જોયું ? એનો સ્નેહ, એનું પ્રભુ માટેનું વાત્સ્લ્ય, એ કંઈ ન જોયું ? આપણે તો વૈષ્ણવમાં પ્રેમ, પ્રીતિ અને દીનતા જ જોવાનાં છે. તેનો આચાર નહીં.''

આ વાર્તામાં શ્રીગુસાંઈજી ચાચાજીને એ બોધ આપે છે કે વૈષ્ણવે ભગવદીયની કૃતિ ન જોવી પણ તેનો ભાવ જોવો, પ્રીતિ જોવી, કારણ કે સ્નેહ સર્વોપરી છે. જો વૈષ્ણવ ભગવદીયોનો સ્નેહ ભાવ જૂએ, તો જ તેણે ભગવદીયના ઉત્કર્ષનો વિચાર કર્યો કહેવાય અને તેવું વિચારે તો જ તેના ભાવનું પોષણ થાય.

હવે શ્રીહરિરાયજી ભાવના પોષણ માટેનું બીજું સાધન બતાવતાં આજ્ઞા કરે છે.

**ઈતરત્રાલ્પબુદ્ધિત :**

ભગવદીયો સિવાયના જીવોમાં અલ્પતા છે એવી બુદ્ધિ રાખવી. ''અલ્પતા'' શબ્દ સમજવા જેવો છે. ભગવદીયની સરખામણીમાં અન્ય જીવોમાં અલ્પતા એટલે સામાન્યપણું જ હોય. ભગવદીયમાં રહેલું ભગવાનનું બળ, ભગવાનની શકિત, અલ્પ જીવ કયાંથી લાવી શકવાનો? ગમે તેવો

બળવાન જીવ હશે પણ ભગવદીયના સામર્થ્ય આગળ તે ઝાંખો પડી જવાનો.

ભગવદીયોમાં ભગવાનના જેવા જ ગુણો હોય છે. જેમ ભગવાનમાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય ગુણો રહેલા છે. તે જ ગુણો ભગવદીયોમાં પણ હોય છે. શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે, ભગવદીય સિવાયના અન્ય જીવોમાં અલ્પતા છે તેવી વૈષ્ણવે બુદ્ધિ રાખવી, પણ તેવું વિચારવમાં અહંની ગંધ સરખી પણ ન હોવી જોઇએ. ભગવદીયનું સ્વરૂપનું અલૌકિક હોય છે.

કાશીના શેઠ પુરુષોત્તમદાસને જોઇને તેમના પુત્રને એવો વિચાર આવ્યો, "મારા પિતા હવે વૃદ્ધ થયા છે. હવે તેમને સ્થાને મારે શ્રીઠાકોરજીની સેવા કરવી જોઇએ." શેઠ તો ભગવદીય હતા એટલે તેઓ પુત્રના મનની વાત જાણી ગયા. તેમણે તેને પોતાની પાસે બોલાવી પોતે તેની સામે ઊભા રહ્યા તો પુત્રને પિતાનો દેહ વીસ પચીસ વર્ષનો જાણે ન હોય ! એવા દર્શન થયાં. શું લૌકિક જીવ આવું કરી શકશે ! હરગીઝ નહીં. તેથી ભગવદીયોના પ્રમાણમાં લૌકિક જીવો અલ્પ શકિતવાળા હોય છે એવું વૈષ્ણવે નિત્ય વિચારવું.

ભગવદીયોમાં તો ભગવાને કરેલા નિશ્ચયને પણ ફેરવવાની શકિત હોય છે. પદ્મનાભદાસે એક ક્ષત્રાણીને સંતાન ન હતું. તેને પોતાનું ચરણામૃત આપ્યું અને આશીર્વાદ આપ્યા કે "તેમને પુત્ર થશે." અને તે ક્ષત્રાણીને પુત્ર થયો. અહીં શંકા થાય કે પદ્મનાભદાસે ભગવાનનું ચરણોદક આપવાને બદલે પોતાનું ચરણોદક કેમ આપ્યું ? તો સમજવાનું કે પુત્રાદિકની તુચ્છકામના માટે ભગવાનના ચરણોદકનો ઉપયોગ કરવો તે તેમને યોગ્ય ન લાગ્યું. તેથી તેમણે પોતાનું ચરણોદક આપ્યું.

આ પ્રસંગ સમજાવે છે કે પ્રારબ્ધ બળને ય બદલાવવાની શકિત ભગવદીયમાં હોય છે. તેથી વૈષ્ણવે ભગવદીય સિવાયનામાં અલ્પતા છે તેમ સમજવું.

ભગવદીય સર્વ કરવા સમર્થ હોય છે. શ્રીગુસાંઇનો સેવક એક મોચી તે પોતાના કપાળમાં તિલક કરે. વૈષ્ણવની જેમ ધોતી ઉપરણાં પહેરે. બ્રાહ્મણની જેમ રહે. ગામના બ્રાહ્મણોએ વિચાર્યું કે "આ વૈષ્ણવ મોચી બ્રાહ્મણની જેમ રહે છે." બધા બ્રાહ્મણો એક દિવસ તેને ત્યાં ગયા અને તેને પ્રશ્ન કર્યો, "અલ્યા, મોચી ! તું શુદ્ર થઇને બ્રાહ્મણની જેમ કેમ વર્તે છે." મોચી એ કહ્યું, "હું પણ બ્રાહ્મણ જ છું." બધા બ્રાહ્મણોએ પૂછયું, "તું છાશનું દૂધ બનાવી શકીશ ?" મોચીએ કહયું, "પ્રભુની કૃપા હોય તો છાશનું પણ દૂધ થાય ખરું." મોચીએ શ્રીગુસાંઇજીની કૃપાથી છાશનું

દૂધ બનાવીને બધા બ્રાહ્મણોને તેનો આસ્વાદ કરાવ્યો.

આ વાર્તા સમજાવે છે કે ભગવદીયોમાં આવું સામર્થ્ય હોય છે. અલ્પજીવોમાં આવું સામર્થ્ય નથી હોતું. ભગવદીયોમાં તો એટલા બધા ઊંચા લક્ષણો હોય છે કે જેને અલ્પ જીવો કદી પ્રાપ્ત કરી શકશે નહીં.

ભગવદીય સદા સૌના પર કૃપા રાખશે. ભગવદીયનો કોઇ અપરાધ વૈષ્ણવથી થઇ જાય તો પણ તેઓ કદી જીવ પર ક્રોધ કરતા નથી. અપરાધ તેઓ સહન કરી લે છે. ભગવદીયોની વાણી પણ મધુર હોય છે. તેઓ હંમેશાં સત્ય જ બોલે છે. તેમની બુદ્ધિ નિર્મળ હોય છે. તેઓ સદા અન્યનું કલ્યાણ કરવાની ભાવના જ રાખતા હોય છે. તેઓ અસમર્પિત લેતા નથી. મહાપ્રસાદ પણ તેઓ ઓછા પ્રમાણમાં લે છે કે જેથી સેવા સ્મરણમાં તેમને આળસ આવે નહીં અને શાંતિથી ભગવદ્ ભજન કરી શકે. તે જિતેન્દ્રિય હોવાને લીધે શ્રીઠાકોરજીની સેવામાં તેમને અંતરાય નડતો નથી. તેઓ સેવા પ્રેમથી કરે છે. સેવામાં તેઓ સાવધાન રહે છે. તેમને દેહાધ્યાસ નડતો નથી. તેઓ નિરભિમાની હોય છે. ભગવદીય વૈષ્ણવનો તેઓ સદા આદર કરે છે.

આવાં તો અનેક લક્ષણો ભગવદીયોમાં ભરેલાં હોય છે. જેનો સામાન્ય જીવોમાં અભાવ હોય છે. માટે વૈષ્ણવે ભગવદીયો સિવાયના જીવોમાં અલ્પતાનો જ વિચાર કરવો - ૧૧.

શ્રીહરિરાયજી ભગવદ્ ભાવના પોષણ માટે વૈષ્ણવોને આજ્ઞા કરે છે કે :

૧. અવૈષ્ણવનો ત્યાગ કરવો.
૨. અનન્ય ભગવદીયનો સંગ કરવો.
૩. ભગવદીયોના ઉત્કર્ષનો વિચાર કરવો.
૪. ભગવદીયો સિવાયના જીવોમાં અલ્પતા છે એવી બુદ્ધિ રાખવી.

## શ્લોક બારમો

**એવં ભાવાચ્ચ સતતં વિહિતશ્રવણાદિભિઃ ।**
**સર્વદોષવિનિર્મુકત્યા ભવેત્ ભાવોદ્‌ગમો હૃદિ ॥૧૨॥**

**શબ્દાર્થ :** **એવં**-આ પ્રમાણે; **ભાવત્**-ભાવથી, **ચ**-અને; **સતત**-હંમેશા; **વિહિત**-જાણીતા કે પ્રસિદ્ધ; **શ્રવણાદિભિઃ**-શ્રવણ, કીર્તન વગેરેથી; **સર્વ**-બધા; **દોષ**-દોષો; **વિનિર્મુકત્યા**-નિવૃત્ત થવાથી; **ભવેત્**-થાય છે; **ભાવ**-ભાવ; પ્રેમ કે સ્નેહ; **ઉદ્‌ગમ**-ઉત્પન્ન; **હૃદિ**-હૃદયમાં.

**શ્લોકાર્થ :** શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે વૈષ્ણવ ભાવથી ભરેલાં પ્રભુનાં ગુણગાન શ્રવણ કરે અને તેનાં કીર્તનો કરે તો તેના બધા દોષોની નિવૃત્તિ થાય અને તેના હૃદયમાં ભગવદ્‌ભાવ પ્રગટે.-૧૨

**વિવરણ :** શ્રીહરિરાયજી ભાવના પોષણ માટે અહીં બે કાર્યો કરવાની આજ્ઞા કરે છે. એક તો વૈષ્ણવે ભગવાનનાં ગુણગાન શ્રવણ કરવાં અને શ્રવણ કર્યા પછી તેનાં કીર્તનો કરવાં. સાંભળેલું બીજા વૈષ્ણવને સંભળવાવું એટલે કીર્તન કર્યું કહેવાય.

**એવં ભાવાત્ ચ સતતં વિહિતશ્રવણાદિભિઃ**

ભગવાનના ભાવપૂર્વક નિત્ય ગુણગાન સાંભળવાં અને તેનાં કીર્તનો કરવાં. પ્રભુના ગુણ સાંભળવાથી અને કીર્તનો કરવાથી શું થાય ? તો આપ શ્રી આજ્ઞા કરે છે કે

**સર્વદોષ નિવૃત્તિઃ**

વૈષ્ણવના સર્વદોષની નિવૃતિ થઇ જાય. દોષોની નિવૃત્તિ માટે વૈષ્ણવે ભાવથી પ્રભુનાં ગુણગાન સાંભળવા અને પછી તેનાં કીર્તનો કરવાં. એવી આપશ્રી આજ્ઞા કરે છે.

હવે આપણે શ્રવણ કરવું એટલે શું તે સમજીએ.

વાસનાસહિત પરિગ્રહનો પરિત્યાગ કરીને ભગવાનના સ્વરૂપ, ગુણ અને લીલાનું શ્રવણ કરવું. સ્વમાર્ગીય ભગવદ-ધર્મનું શ્રવણ કરવું. સ્વમાર્ગીય ગ્રંથોમાં જેવું ભગવદ્ ધર્મનું નિરૂપણ કર્યું છે તેનું શ્રવણ કરી તે ધર્મોનું સ્વરૂપ બરાબર સમજવું. આવું શ્રવણ પ્રભુ માટે પ્રેમ વધારે છે અને તેથી જીવને આનંદ મળે છે. જે ભગવાનના ગુણગાનથી આનંદ થાય તેના ગુણગાનનું શ્રવણ એ જ ખરું શ્રવણ. આત્મસુખ એ ખરું સુખ છે જે ભગવાનનાં ગુણગાનથી પ્રાપ્ત થાય છે.

પ્રભુ સર્વાનંદમય છે, તો પણ તેમનો કૃપારૂપી આનંદ અતિ દુર્લભ છે. નિરોધલક્ષણ ગ્રંથમાં શ્રીઆચાર્યશ્રી આજ્ઞા કરે છે **"કૃપાનંદો સુદુર્લભઃ"** ભકતો પ્રભુનાં ગુણોનું ગાન કરતા હોય ત્યારે હૃદયસ્થ પ્રભુ પોતાના ગુણો ગવાતા સાંભળીને પોતાના ભકતોને આનંદમાં નિમગ્ન કરે છે.

ભગવદ્‌નામ શ્રવણ અગ્નિની ચિનગારી જેવું છે. અગ્નિની ચિનગારી સૂકા ઘાસના ઢગલે ઢગલા થોડા જ સમયમાં ભસ્મસાત્ કરી નાંખે છે. તેમ ભગવાનના નામનું, કથાનું શ્રવણ જીવના સર્વ દોષોનો નાશ કરી અંતઃકરણને એટલું બધું શુદ્ધ કરે છે કે પછી અંતઃકરણમાં પ્રભુનું સ્વરૂપ બિરાજે છે. શ્રવણથી પ્રભુમાં પ્રેમ, વિશ્વાસ અને આસકિત ઉત્પન્ન થાય છે અને દેહાનુસંધાન ભુલાતાં સંસારની વિસ્મૃતિ થાય છે. આવું શ્રવણ જ ફલદાયી છે. માટે જ ભકત કવિ દયારામભાઈ કહે છે કેઃ

**"નામ કેશવનું કર્ણમાં પડતાં સહુ થાય પવિત્ર,**
**શરદઋતુના સંગથી જેમ નિર્મળ નીર પવિત્ર."**

જેમ શરદઋતુ આવતાં નદીઓનાં ડહોળાયેલા જળ નિર્મળ બને, તેમ શ્રીકૃષ્ણનું નામ કાનમાં પડતાં આપણુ હૃદય પવિત્ર બને છે.

પુષ્ટિમાર્ગીય જીવે શ્રવણ પણ તાદશી વૈષ્ણવના મુખથી જ સાંભળવું શ્રીહરિરાયચરણે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે કે જેમ ભગવદ્-સ્વરૂપ અલૌકિક છે, એ છોવાતું નથી તેમ ભગવદ્‌નામ પણ અલૌકિક છે. એ પણ છોવાતું નથી. પછી ભગવદ્‌નામ વૈષ્ણવના મુખથી જ સાંભળવું અને અવૈષ્ણવના મુખે ન સાંભળવું તેનું કારણ શું ? શ્રીહરિરાયજી ત્યાં આજ્ઞા કરે છે કે જેમ આપણે બીજાનું એંઠું ખાતા નથી આપણે કેવળ પ્રભુનું અધરામૃત અને વલ્લભકુળનું અધરામૃત લઈએ છીએ. અન્યનું નહીં. તેવી રીતે જે ભગવદીયના હૃદયમાં પ્રભુ બિરાજ્યા છે તેના મુખની વાણી જો આપણા કાનમાં થઈ હૃદયમાં ઉતરે તો તે ફલાત્મક બને છે પણ અવૈષ્ણવના મુખની વાણી એ જૂઠણ છે. માટે તાદશી વૈષ્ણવના મુખથી જ ભગવદ્‌વાર્તાનું શ્રવણ કરવું જોઈએ.

ભગવદ્‌વાર્તા શ્રવણ કરવાની જિજ્ઞાસા દિનકરદાસ શેઠ જેવી હોવી જોઈએ. શ્રીમહાપ્રભુજીના સેવક દિનકરદાસ શેઠ કથા શ્રવણ કરવાના એટલા બધા જિજ્ઞાસુ હતા કે, શ્રીમહાપ્રભુજીએ કથા કહેવાની શરૂઆત કરી છે. એવા શબ્દો જલઘરિયાના મુખેથી સાંભળતાં જ કાચી અંગાખરી ખાઈને તરત જ કથા સાંભળવા દોડી ગયા.

ભગવદ્‌વાર્તાનું શ્રવણ કર્યા પછી તેનું ચિંતન, મનન અને નિદિધ્યાસન કરવું. જેથી શ્રવણ કરેલું યાદ રહે.

રાજા પરિક્ષિતે શ્રીમદ્‌ભાગવતજીનું સાત દિવસ જ શ્રવણ કર્યું ને મોક્ષપદ પામ્યા.

વેણુનાદનું શ્રવણ તો ગોપીજનોએ કર્યું અને તેમને ભજનાનંદ પ્રાપ્ત થયો.

ભગવાનના કીર્તનોનું ગાન પણ ભાવપૂર્વક કરવું જોઈએ. શ્રીકૃષ્ણનું કીર્તન જ્યાં નિત્ય થાય છે, ત્યાં કોટી તીર્થ આવીને ભકતને પવિત્ર કરે છે. પુષ્ટિમાર્ગમાં અષ્ટસખાઓએ પ્રભુની જે લીલાઓ પ્રત્યક્ષ નિહાળી તે તેમણે

કીર્તનોમાં ગાઇ છે. આ કીર્તનોનું ગાન અને ચિંતન પુષ્ટિજીવોએ ભાવાત્મક રીતે કરવું જોઇએ. કીર્તન પણ એવું ભાવવાહી અને પ્રભુના સ્વરૂપનું ચિત્રણ કરનારું હોવું જોઇએ કે કીર્તન ગાતાંની સાથે જ પ્રભુના ધર્મોની સ્ફૂર્તિ વૈષ્ણવને હૃદયમાં થાય. સાથે સાથે શ્રોતાના ભાવનું પણ પોષણ થાય. આવું કિર્તન શ્રોતા અને ગાનાર બંનેના અંતઃકરણમાં અસર કરે છે, ત્યારે જ તે પૂર્ણ ફલદાયી બને છે. કદાચ કોઇ શંકા કરે કે પુષ્ટિમાર્ગના કીર્તનોમાં રાગ-રાગીણિ ખૂબ જ છે. હવે જેને સંગીતનું જ્ઞાન નથી, તેણે આવાં કીર્તનો કેવી રીતે ગાવાં. તો સમજવાનું કે પુષ્ટિમાર્ગમાં રાગ કરતાં ભાવનું મહત્ત્વ વધુ છે.

શ્રીગુસાંઇજીનો સેવક રૂપો પોરિયો રોજ શ્રીઠાકોરજી પોઢયા પછી ધોળ - કીર્તન ગાતો. તેનો રાગ સારો નહીં હોવાથી ગોંવિસ્વામીએ તેને કીર્તન ગાવાની ના પાડી. તેથી તેણે તે રાત્રે ધોળ-કીર્તન કર્યાં નહીં. આથી શ્રીનાથજીબાવાને આખી રાત નિદ્રા આવી નહીં. જેથી તેમના નેત્રો બીજે દિવસે લાલચોળ થઇ ગયાં. શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીબાવાને પૂછ્યું, ''બાવા ! આપનાં નેત્રો લાલ કેમ થયાં છે ?'' શ્રીજીએ ઉત્તર આપ્યો, ''ગઇ રાત્રે રૂપાએ ધોળ-કીર્તન ન ગાયાં એટલે મને નિદ્રા ન આવી.'' શ્રીગુસાંઇજીએ રૂપા-પોરિયા પાસેથી હકીકત જાણી કે ગોવિંદસ્વામીએ તેને ગાવાની ના પાડી હતી. આપશ્રીએ ગોવિંદસ્વામીને રૂપાને કીર્તન નહિ ગાવા દેવાનું કારણ પૂછ્યું, ગોવિંદસ્વામીએ કહ્યું, ''તેનો રાગ સારો નથી. એટલે મેં તેને ગાવાની ના પાડી હતી. મને ખબર નહીં કે અહીં ખાંડ અને ગોળનો એક જ ભાવે છે.'' શ્રીગુસાંઇજીએ ગોવિંદસ્વામીને સમજાવ્યા કે ''કર્મ અને કૃપામાં આટલો ફેર છે.'' રૂપો પોરિયો ગમે તેવા રાગથી ધોળ ગાતો હતો, છતાં શ્રીજીને નિદ્રા આવતી. જો કે પ્રભુનાં કીર્તન મધુર રાગથી ગાવાં જોઇએ, પરંતુ પુષ્ટિમાર્ગમાં તો ભાવ, રાગથી પણ અધિક છે.

ભકત કવિ દયારામભાઇ ભકિતપોષણમાં કહે છે કે :

**''નામ કીર્તન શ્રીકૃષ્ણનુ કલિમાં સૌ સાધન તાજ,**
**ભવસાગર તરવા તણી, સહુને એ સુખપથ પાજ.''**
**પાજ પ્રગટ શ્રમ નહીં ઘણું સહેલું,**
**દામ વિના ફળ થાય સહુ પહેલું,**
**સર્વ અવસ્થામાં ને સૌ ઠોર,**
**અધમ ઉત્તમ સૌને અધિકાર. - સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.**

વળી આગળ કહે છે :

**''સતયુગે જે ફળ ધ્યાનથી થાતું, ત્રેતામાં યજ્ઞથી જેહ;**
**દ્વાપરે પૂજન પામતાં, સહુ કલિ હરિ કીર્તને તે.''**

અષ્ટ સખાઓનાં કીર્તનોનો ભાવ સમજીને કીર્તન કરવાથી વૈષ્ણવના હૃદયમાં પ્રભુ માટેના ભાવની જાગૃતિ થાય છે. જો વૈષ્ણવ પ્રભુના ગુણગાનનું શ્રવણ કરે, કીર્તનોનું ગાન કરે, તેનું ચિંતન કરે અને મનન કરે તો શું ફળ મળે ? શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે :

**સર્વદોષનિવૃત્તિઃ**

વૈષ્ણવના બધા દોષો તેના અંતઃકરણમાંથી દૂર થઇ જાય છે અને તેનું હૃદય શુદ્ધ થઇ જાય. જયારે વૈષ્ણવનું અંતઃકરણ શુદ્ધ થાય ત્યારે તેના હૃદયમાં પ્રભુ આવીને બિરાજે છે. તેથી જ શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે દોષો નિવૃત્ત થતાં.

**ભવેત્ ભાવ ઉદ્‌ગમઃ હૃદિ**

વૈષ્ણવના હૃદયમાં તરત જ ભગવદ્‌ભાવ પ્રગટે છે. જેમ આકાશમાં વાદળો હોય તો સૂર્યદર્શન થતું નથી. દોષો વાદળો જેવા છે. દોષો ઘરમાં પડેલા કચરા જેવા છે. ઘરમાં કચરો પડયો હોય તો જયાં સુધી તે સાફ ન કરીએ ત્યાં સુધી આપણને ચેન પડતું નથી. તે જ ન્યાયે વૈષ્ણવના હૃદયમાં દોષો ભરેલા હશે ત્યાં સુધી તેને અંતઃકરણમાં પ્રભુદર્શન નહિ થાય. પ્રભુને તેવા કચરાવાળા હૃદયરૂપી ઘરમાં વસવું નહિ ગમે.

હૃદયમાં રહેલા દોષો દૂર કરવાનું સાધન શ્રીહરિરાયજીએ આપણને બતાવ્યું કે જો વૈષ્ણવને હૃદય શુદ્ધ કરવું હોય તો તેણે પ્રભુના ગુણગાન સાંભળવા અને પ્રભુનાં કીર્તનોનું ગાન કરવું. તેનાથી વૈષ્ણવનું હૃદય શુદ્ધ વિશુદ્ધ બનશે. એ પવિત્ર અને નિર્મળ હૃદયમાં પ્રભુના ભાવનું પ્રાગટ્ય થશે.

પુષ્ટિમાર્ગ આખો ભાવત્મક છે. પુષ્ટિપ્રભુ પણ ભાવાત્મક છે. ભાવ એ જ પ્રભુ. વૈષ્ણવના હૃદયમાં ભગવદ્‌ભાવનું પ્રાગટ્ય થયું એટલે વૈષ્ણવને અંતઃકરણમાં ભાવાત્મક પ્રભુનાં દર્શન થશે, કારણ કે હૃદયશુદ્ધ થતાં વૈષ્ણવ અંતર્મુખ બને છે. શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે "પુષ્ટિમાર્ગમાં મુખ્ય સાધન ભાવ છે. એ ભાવને તમે બરાબર સમજો અને હૃદયમાં ધારણ કરી રાખજો."

ભાવ એટલે શું તે સમજીએ. લૌકિકમાં વાતવાતમાં આપણે એવું બોલીએ છીએ કે આ ચીજ મને ભાવે છે. બહુ ભાવે છે. અહીં ભાવે નો અર્થ એ થયો કે વસ્તુ આપણને ગમે છે. પ્રિય લાગે છે. તેનો ઉપયોગ કરવામાં આપણને આનંદ આવે છે. ઉનાળો આવ્યો દુકાનમાં આફૂસ કેરી જોઇ. જીભને કેરી ભાવે છે. સ્વાદેન્દ્રીયને તેમાં આનંદ આવે છે. આ જે વાત કરી તે લૌકિક ભાવના કરી. આવો જ ભાવ અલૌકિકમાં પણ છે. હૃદયમાં પ્રભુના ગુણગાન સાંભળીએ અને કીર્તન કરીયે તો તે દ્વારા પ્રભુનું સ્વરૂપ અંતઃકરણમાં પધારતાં પ્રભુ આપણને પ્રિય લાગે છે. ગમવા માંડે છે. પછી તો ધીમે ધીમે પ્રભુમાં આપણો સ્નેહ વૃદ્ધિ પામતો જાય છે.

પ્રભુમાં પ્રેમ થવો તેને આપણે ભાવ કહીએ છીએ અર્થાત હવે પ્રભુ આપણને ભાવતા થયા, ગમતા થાય.

આવી રીતે પ્રભુ પ્રત્યેની પ્રીતિ, પ્રભુ પ્રત્યેનો નિષ્કામ સ્નેહ તે જ અલૌકિક ભાવનું સ્વરૂપ છે. તે અલૌકિક ભાવ જયારે હૃદયમાં પ્રગટ થાય ત્યારે વૈષ્ણવને પોતાના સાચા સામર્થ્યનું ભાન થાય છે કે, ''મારામાં તો કોઇ સામર્થ્ય કે શકિત નથી, પણ મારામાં જે સામર્થ્ય છે તે તો પ્રભુએ આપેલું છે. હું તો કેવળ પ્રભુની કઠપૂતળી જેવો છું. તે નચાવે છે તેમ હું નાચું છું.'' દયારામભાઇ કહે છે કે,

**''જેવો જંત્ર વગાડે જંત્રી એવો સૂર નિસરે.''**

આવો ભગવદ્ભાવ એ વૈષ્ણવના નિધિરૂપ છે. આ ભાવ એ સાક્ષાત્ ભગવત્ સ્વરૂપ છે. અલૌકિક પ્રેમનો ભાવ એ જ ભગવત્ સ્વરૂપ છે. આ ભાવ એ આપણા માટે અલૌકિક નિધિ છે. ખજાનો છે. માટે વૈષ્ણવે તેનું રક્ષણ કરવું. કેવળ રક્ષણ કરવું એટલું જ નહીં, પરંતુ એ ભાવનું સારી રીતે સમજપૂર્વક રક્ષણ કરવું અને તેનું પોષણ થાય તેમ કરવું.

શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે, આ ભગવદ્ભાવરૂપી નિધિ શ્રીમહાપ્રભુજીની કૃપાથી આપણને પ્રાપ્ત થયો છે. તે તો દુર્લભ ખજાનો છે. જો આપણે તેને સાચવવા બેદરકાર રહીશું તો કયાંક ચોરાઇ જશે અને આપણે નિર્ધન બની જઇશું. એવું ન થાય તે માટે ભગવદ્ભાવથી વિરુદ્ધ જે કાંઇ હોય, જે કોઇ બાબતો ભગવદ્ભાવના રક્ષણમાં અને પોષણમાં પ્રતિબંધક હોય, તે બધાને દઢતાથી આપણે છોડી દેવી.

આપણે ઉપર જોયું કે ભાવ એટલે સ્નેહ. ભગવાનમાં સ્નેહ એનું નામ ભાવ. સ્નેહનું લક્ષણ શું ! પ્રભુમાં સ્નેહ થયો છે તેવું કયારે માનવું ? જયારે પ્રભુ વિનાની બધી બાબતોમાંથી આપણો રાગ, આપણો ગમો, આપણો પ્રેમ નાશ પામે, ત્યારે પ્રભુમાં સ્નેહ થયો છે તેમ સમજવું.

**''ગિરિધર હી ગુણગાન, મેરે તો ગિરિધર હી ગુણગાન.''**

આવો ભાવ દઢ થવા માટે બુદ્ધિની નિશ્ચયાત્મકતા જરૂરી છે.

લૌકિકમાં આપણે ફરતા હોઇએ છીએ. ત્યારે ઘણા લોકો આપણું મન ફેરવવા ઘણા પ્રયત્નો કરતા હોય છે. આપણે ત્યાં આપણા બાળકનો જન્મદિવસ ઉજવવાનો હોય છે. તો તેની ઉજવણી કેવી રીતે કરવી તેની સલાહ આપનારાં ઘણા મળી આવે છે. હવે આપણે આ પ્રસંગ કેમ ઉજવવો તે છેવટે તો આપણે જ નક્કી કરવાનું છે. જો પારકાની બુદ્ધિએ ચાલીશું તો દુઃખી થઇશું. શ્રી હરિરાયજી શિક્ષાપત્રમાં અને ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં આજ્ઞા કરે છે કે, ''બુદ્ધિને જો તમારે સ્થિર કરવી હોય તો તમારે નિશ્ચય કરવો પડશે કે મારે મારી રીતે જ બધું કરવું છે.'' જેની બુદ્ધિમાં આવો

નિશ્ચય છે. તે જ હૃદયમાં પ્રભુના સ્વરૂપની ભાવના કરી શકશે અને પ્રભુ પ્રત્યેનો ભાવ વધારી શકશે. દયારામભાઇ પોતાના એક પદમાં પ્રભુ કયાં બિરાજે છે તે ગાતાં કહે છે કે,

**"નિશ્ચયના મહેલમાં વસે મારો વ્હાલો,**
**વસે વ્રજલાડીલો રે લોલ."**

પ્રભુ બીજે બધે ભલે વસતા હશે, પણ બીજા બધાં સ્થાનો કરતાં નિશ્ચયનો મહેલ પ્રભુને વસવા માટે ઉત્તમ છે. ભકતના નિશ્ચયના પરિણામમાંથી પ્રગટેલું આ ધામ છે. ભકતે પોતાની નિશ્ચયરૂપી હૃદય નિકુંજમાં પ્રભુને પધરાવ્યા છે. વૈષ્ણવનું હૃદય એ જ પ્રભુનો મહેલ છે. તેથી જ વૈષ્ણવ પ્રભુને કહે છે કે "પ્રભુ મારા હૃદયમાં પધાર્યા છો તો હવે સદાને માટે આપ અહીં જ બિરાજો."

**"અનત ન જઇએ પિય, રહીયે મેરે હી મહલ"**

"હવે આવ્યા જ છો તો મારું આતિથ્ય માણો. હું આપને જરાયે તકલીફ નહીં પડવા દઉં. તમે જે જે ટહેલ કહેશો તે બધી હું કરીશ." આ છે વૈષ્ણવનો ભાવ. તેથી પ્રભુ તેના હૃદયમાં ભાવાત્મક રીતે આવીને બિરાજી જાય છે.

શ્રીમહાપ્રભુજીએ કૃપા કરીને બ્રહ્મસંબંધ મંત્ર દ્વારા આપણા હૃદયમાં ભાવનું બીજ રોપ્યું છે. બીજ જમીનમાં વવાય એ પૂરતું નથી હોતું. તે બીજમાંથી અંકુર ફૂટે, મોટું વૃક્ષ થાય, પુષ્પ અને ફળ આવે. તે માટે ખેડ, ખાતર અને પાણી એ ત્રણેની જરૂર પડે છે. તેમ આપણા હૃદયમાં વાવેલા ભાવરૂપી બીજને અંકુરિત કરવા માટે શ્રવણ અને કીર્તનરૂપી જળસિંચનની જરૂર છે. તેનાથી ભગવદ્‌ભાવનું વર્ધન, પોષણ અને સંરક્ષણ કરતાં કરતાં વૈષ્ણવ આસકિતરૂપી પુષ્પ અને વ્યસનરૂપી ફળને પ્રાપ્ત કરી શકશે.

શ્રીહરિરાયજી આપણને આ માટે ભગવદ્ ભાવના પોષણ માટે અંતમાં ભગવદ્ ગુણાનુવાદનું શ્રવણ કરવાની અને કીર્તનોનું ગાન કરવાની આજ્ઞા કરે છે. જેનાથી વૈષ્ણવના ભગવદ્‌ભાવનું પોષણ થશે અને અંતે તે પ્રેમ, આસકિત અને વ્યસન અવસ્થા સુધી પહોંચી શકશે.

પુષ્ટિમાર્ગમાં ભાવનું જ પ્રાધાન્ય છે. આપશ્રીએ આ ગ્રંથમાં બતાવેલાં સાધનોનું સાવધાનીપૂર્વક આચરણ કરવાથી વૈષ્ણવના ભગવદ્‌ભાવનું એવું સુંદર પોષણ થશે કે તેની સેવાનું ફળ તેને સહજ પ્રાપ્ત થશે. - ૧૨.

આ પ્રમાણે શ્રીહરિરાયજી ભગવદ્‌ભાવના પોષણ માટે અંતિમ બે સાધન બતાવે છે :

૧. વૈષ્ણવે પ્રભુના ગુણગાન શ્રવણ કરવા અને તેમનાં કીર્તનનું ગાન કરવું. જેનાથી તેના દોષોની નિવૃત્તિ થશે.
૨. શ્રવણ-કીર્તનથી વૈષ્ણવના હૃદયમાં ભગવદ્‌ભાવનું પ્રાગટ્ય થશે.

## શ્લોક તેરમો

**તસ્મિન્ સિદ્ધે ભાગ્યવશાત્ અન્યત્ ન અપેક્ષ્યમ એવ હિ ।**
**પુષ્ટિમાર્ગે ભાવ એવ ફલં સર્વોત્તમં મતમ્ ॥૧૩॥**

**શબ્દાર્થ :** **તસ્મિન**-તે; **સિદ્ધે**-સિદ્ધ થતાં; **ભાગ્યવશાત્**-ભાગ્યને વશ થઈને; **અન્યત્**-બીજા કશાની; **ન**-નથી; **અપેક્ષ્યમ્**-જરૂર; **એવ્**-જ; **હિ**-નકકી (માનવું); **પુષ્ટિમાર્ગે**-પુષ્ટિમાગમાં; **ભાવ**-પ્રેમ; **એવ**-જ; **ફલં**-ફળ; **સર્વોત્તમમ્**-સર્વોત્તમ; **મતમ્**-મનાય છે.

**શ્લોકાર્થ :** ભાગ્યવશાત્ ભગવદ્ભાવ સિદ્ધ થઈ જતાં, વૈષ્ણવને પછી બીજા કશાની જરૂર રહેતી નથી. પુષ્ટિમાર્ગમાં ભાવ જ સર્વોત્તમ ફલરૂપ માનવામાં આવે છે. - ૧૩.

**વિવરણ :** શ્રીહરિરાયજીએ ભાવની પ્રધાનતા સમજાવી. હવે આપશ્રી ભાવના ફલની સમજ આપે છે. ભાવ સિદ્ધ થવો ઘણો જ દુર્લભ છે. વાતોએ વડાં ન થાય, તે ન્યાયે શ્રીહરિરાયજી ભાવ સિદ્ધ કેમ કરવો તે વાત સમજાવે છે :

**ભાગ્યવશાત્ તસ્મિન સિદ્ધે**

ભગવાન કૃપા કરે અને વૈષ્ણવનુ ભાગ્ય હોય તો તેનો ભાવ સિદ્ધ થાય. ભાવ સિદ્ધ થવા માટે શ્રીહરિરાયજીએ આજ્ઞા કરી છે કે આ ગ્રંથમાંના બારે શ્લોકમાં બતાવેલાં બધાંએ સાધનો જો વૈષ્ણવ સાવધાનીથી આચરણમાં મૂકે તો પણ તેના પર પ્રભુની કૃપા થાય. તો જ તેના હૃદયમાં ભાવ પ્રગટે. માટે શ્રીહરિરાયજી 'ભાગ્યવશાત્' શબ્દ વાપરે છે. નસીબયોગે જો વૈષ્ણવનો ભાવ પ્રભુ કૃપાએ સિદ્ધ થાય તો પછી તે ભાવ જાળવવા તેણે સાવધાન રહેવું. કારણ કે વૈષ્ણવના ભાવની સિદ્ધિ થઈ તે જ પુષ્ટિમાર્ગનું સર્વોત્તમ ફલ છે. 'ભાગ્યવશાત્' શબ્દથી વૈષ્ણવ એમ માને કે જો મારા ભાગ્યમાં હશે તો મારામાં ભાવ પ્રગટશે. એમ સમજીને ભાગ્યને ભરોસે રહી જો વૈષ્ણવ તેના હાથપગ ન હલાવે તો ? તેનો ભાવ સિદ્ધ થાય ? ના. વૈષ્ણવ જાતે જ પોતાના ભાગ્યનો વિધાતા છે. પ્રભુની કૃપા સર્વ પર વરસે છે, પણ પ્રયત્ન આપણા હાથમાં છે. એક મુકતકમાં કહ્યું છે કે

**બેઠેલાનું બેસતું ઉભાનું રહે ઊભું;**
**નસીબ સૂતાનું સૂએ ચાલે ચાલતા સંગ.**

વૈષ્ણવ બ્રહ્મસંબંધ લઈ લીધા પછી પોતે માને કે પ્રભુ કૃપા કરશે ત્યારે સેવા કરીશું, પ્રભુના ગુણગાન ગાઈશું અને પ્રભુની પ્રાપ્તિ કરીશું; પરંતુ તેની તે માન્યતા તદન ખોટી છે. બ્રહ્મસંબંધ ગ્રહણ કર્યા પછી તેણે સ્વયં સેવા પધરાવી તનુ-વિત્તજા સેવા ભાવથી કરવી જોઈએ. સેવાના અનોસરમાં ભગવદ્ સ્મરણ, સત્સંગ, કથાશ્રવણ, કીર્તન, દર્શન, ભગવદીયોની ટહેલ વગેરે ભાવથી કરવાં જોઈએ. તેથી તેના દોષો નિવૃત્ત થતાં તેનું હૃદય શુદ્ધ થશે.

પછી તેને ભાવાત્મક પ્રભુનાં તેના હૃદયમાં દર્શન થશે. પ્રભુનાં દર્શન એટલાં સહેલા નથી. પ્રભુ તો અંતર્યામી છે. વૈષ્ણવના હૃદયના ભાવને સમજે છે કે મારો ભકત ભોળો છે કે દંભી છે સકામી છે કે નિષ્કામી છે. તેણે કરેલું સર્વસ્વનું અર્પણ સાચું છે કે બનાવટી છે તે બધાની કસોટી કર્યા પછી વૈષ્ણવના હૃદયના ભાવને જોઈને પ્રભુ તેના પર કૃપા કરે છે.

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભાવ જ મુખ્ય છે. સૂરદાસજી ભાવ વિશે કહે છેઃ

**ભાવ બીન માલ નફા નહિ પાવે ।**
**ભાવ બીજ ભકત ન કો સર્વસ્વ ભાવ હી હૃદય બઢાવે ॥**
**ભાવ ભકિત સેવા સુમરન કર પુષ્ટિપથમેં ધાવે ।**
**સૂર ભાવ સબહી કી કારન ભાવહી મેં હરિ ભાવે ॥**

ભાવ નકકી કર્યા વિના વેપારી માલ વેચશે તો તેને નુકશાન જશે, તેમ વૈષ્ણવ ભાવ વિના ભકિત કરે તો તેની ભકિત વ્યર્થ જશે. તેને કશું મળશે નહીં. ભાવરૂપી બીજ જ ભકતનું સર્વસ્વ છે. ભાવ જ ભગવદ્ પ્રેમને વધારનારો છે. માટે પુષ્ટિમાર્ગીય ભકતે ભાવપૂર્વક ભકિત, સેવા અને સ્મરણ કરવાં જોઈએ. એ રીતે તેણે પુષ્ટિમાર્ગમાં ધીમે ધીમે આગળ વધવું જોઈએ. સૂરદાસજી કહે છે કે ભાવ જ બધાનું કારણ છે. ભગવાનને પણ ભાવ જ ગમે છે. માટે વૈષ્ણવે તેનો ભગવદ્ભાવ કેમ વધે તેનો જ પુરુષાર્થ સતત કરવો જોઈએ.

ભગવાનની સેવા, ભગવાનનું સ્મરણ અને સત્સંગ ભાવપ્રધાન છે. તે બધામાં ભાવ અને પ્રેમ મુખ્ય છે. તે માટે સૂરદાસજી એ ગાયું છેઃ

**સબસે ઊંચી પ્રેમ સગાઈ ।**
**દુર્યોધન કો મેવા ત્યાગી, સાગ વિદુર ઘર પાઈ ॥**
**જૂઠે ફલ સબરી કે ખાયે, બહુ વિધિ પ્રેમ લગાઈ ।**
**પ્રેમ કે બસ નૃપ સેવા કીની, આપ બને હરિ નાઈ ॥**
**રાજસૂય યજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂઠ ઉઠાઈ ।**
**પ્રેમ કે બસ અર્જુનરથ હાંકયો, ભૂલ ગયે ઠકુરાઈ ॥**
**ઐસી પ્રીત બઢી વૃંદાવન, ગોપિન નાચ નચાઈ ।**
**સૂર ક્રૂર ઈસ લાયક નાહીં, કહઁ લગિ કરૌં બડાઈ ॥**

જગતના બધા સંબંધોમાં પ્રેમનો સંબંધ શ્રેષ્ઠ છે. શ્રીકૃષ્ણ પાંડવો માટે સમાધાન કરવા હસ્તિનાપુર ગયા, ત્યારે દુર્યોધનને તેમનું શ્રેષ્ઠ આતિથ્ય કરવાના હેતુથી ભગવાનને પોતાને ત્યાં પધારવા આગ્રહ કર્યો, પણ દુર્યોધનને ત્યાં ન પધારતાં આપ પોતાના સ્નેહી વિદુરજીને ઘેર પધારી સાદુ ભોજન આરોગ્યા. શબરી ભીલડીનાં જૂઠા બોર આરોગ્યા. રાજા અંબરીષની સેવા સ્વીકારી અને ભકતની લાજ રાખવા ભકતની ગેરહાજરીમાં ભકતને બદલે પોતે હજામ બની રાજાની હજામત કરી આવ્યા. યુધિષ્ઠિર રાજાના રાજસૂર્ય યજ્ઞમાં જમનારાઓનાં એઠાં પતરાળાં ઉપાડવાની સેવા કરી. મહાભારતના યુદ્ધમાં આપ

દ્વારકાના રાજા છે, એ ભૂલી જઇને અર્જુનના સારથિ બન્યાં. વૃંદાવનમાં તનિક માખણ લેવા માટે ગોપીઓએ આપને નાચવાનું કહ્યું તો આપ નાચ્યા. સૂરદાસજી કહે છે કે ઉપરના સેવકોમાં ભગવાનની સેવા કરવાની જે લાયકાત હતી તેવી યોગ્યતા મારી નથી, તેથી પ્રભુ મારી એવી સેવા કરે નહીં. પ્રભુની મોટાઇની વાર્તા તો કરી શકાય તેમ નથી.

માટે વૈષ્ણવે ભાવથી ભગવાનનું સ્મરણ, સત્સંગ, સેવા કરવાં. તેમ કરતાં કરતાં ભાગ્યવશાત્ જો તેમના અંતઃકરણમાં ભાવનું વૃક્ષ ઉગી નીકળે તો પછી તેને કશું કરવાનું રહેશે નહીં. પછી તો તેનાં માટે સેવા, સ્મરણ અને સત્સંગ વગેરે સહજ બની જશે.

"સહજ પ્રીત ગોપાલે ભાવે"

વૈષ્ણવને ભગવાનમાં સહજ પ્રેમ થશે, કરવો નહીં પડે. જેમ કોઇ દાતા તેના આંગણે કોઇ યાચક આવીને ઉભો રહે, તો યાચકને કાકલૂદી નહીં કરવી પડે. દાતા તેને સહજ દાન આપશે. તેમ જે વૈષ્ણવના હૃદયમાં પ્રભુ માટે ભાવ જાગશે, તેની ભકિત સહજ બની જશે. ભકતમાં ભાવ જાગશે તે પછી તો તેને બીજા કશાની જરૂર રહશે નહિ તેથી શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે :

અન્યત્ ન અપેક્ષ્યમ્ એવ હિ ।

પછી તો વૈષ્ણવ ને બીજા કશાની જરૂર નહિ રહે તો ગોપીની જેમ ગાવા લાગશે.

**મૈં અપનો મન હરિ સોં જોર્યો, હરિ સોં જોરી સબનસોં તોર્યો ।**
**નાચ નચ્યો તબ ઘૂંઘટ કેસો, લોકલાજ ડર પટકિ પિછાર્યો ॥૧॥**
**આગે પાછે સોંચ મિટયો જિયકો, બાટ માંઝ મટુકા લઇ ફોર્યો।**
**કહનો હોઇ સો કહૌ સખીરી, કહા ભયો કાહૂ મુખ મોર્યો ॥૨॥**
**નવલલાલ ગિરિધરન પિયા સંગ, પ્રેમરંગ મેં યહ તન બોર્યો ।**
**'પરમાનંદ' પ્રભુ લોક હંસનિ દૈ, લોક વેદ તિનુકા જયો તોર્યો ॥૩॥**

પરમાનંદદાસ અહીં ગોપીના ભાવની વાત કહે છે. ગોપીએ પોતાનું મન ભગવાનની સાથે જોડી દીધું છે અને લૌકિકના બધા સંબંધોને તોડી નાખ્યા છે. જયારે જીવ લોકોની વચ્ચે જઇ પ્રભુને પ્રસન્ન કરવા નૃત્ય કરવા લાગે, પછી એને લોક લાજ ધરવાની જરૂર રહેતી નથી. ગોપીએ તો લોકલાજની બીક સંદરત છોડી દીધી છે. ગોપી આગળ પાછળનો પણ વિચાર કરતી નથી. તેણે લોકલાજરૂપી મટુકી તોડી ફોડી નાખી છે. હિંમતથી બુલંદ અવાજે તે બધાંને કહે છે. "જેને મારા વિશે જે કહેવું હોય તે ભલે કહે. જેને મારાથી મોઢું વાકું કરવું હોય તો પણ ભલે કરે, તેની મને જરાયે પરવા નથી. મેં તો મારો આ દેહ, પ્રાણ સર્વને પ્રભુના પ્રેમરંગે રંગી દીધા છે. લૌકિક વૈદિકને તો મેં તણખલાની માફક તોડીને ફેંકી દીધા છે. જગતના લોકોને મારી હાંસી કરવી હોય તો ભલે કરે. મને તેની જરાયે પરવા નથી." પરમાનંદસ્વામી ગોપીનો આ ભાવ અને જુસ્સો જોઇને પ્રસન્ન થઇ જાય છે. તે જ ન્યાયે

જયારે ભકતના હૃદયમાં સહજ ભગવદ્ ભાવ પ્રગટે છે. ત્યારે તેનું બંધુયે ભાવમય બની જાય છે.

તેથી જ શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે,

**પુષ્ટિમાર્ગે ભાવઃ એવ ફલં સર્વોત્તમં મતમ્ ।**

પુષ્ટિમાર્ગમાં ભાવને સર્વોત્તમ ફલ માનવમાં આવે છે. શ્રીહરિરાયજી વૈષ્ણવોને આ માટે જ ભાવનો નિધિ સંચય કરવાની આજ્ઞા કરે છે. ભાવ હશે તો વૈષ્ણવની પાછળ પાછળ ભગવાન ફરશે. ભગવાન ભકતની પાછળ પાછળ ફરે તેનાથી વિશેષ ફળ આ વિશ્વમાં શું હોઈ શકે ?

પુષ્ટિમાર્ગની વિશિષ્ટતા તો જુઓ. પુષ્ટિભકિતના ભાવની ઉચ્ચ ભૂમિકા તરફ દૃષ્ટિ તો કરો. જયારે પુષ્ઠિભકત પ્રભુનાં દર્શન માટે ઉત્સુક થાય છે, ત્યારે પ્રભુ સ્વયં પુષ્ટિભકતનાં દર્શન કરવા ભકતથી એ વધારે ઉત્સુક બને છે. દયારામભાઇ ગોપીના ભકતહૃદયને પોતાના અનુભવથી મૂલવે છે. ગોપી કહે છેઃ આજ તો પ્રભુનાં મને દર્શન થયાં, પણ આજનાં દર્શન જુદી જાતનાં હતાં. સામાન્ય દર્શનમાં તો ભકત જ પ્રભુના મુખારવિન્દમાં બદ્ધદષ્ટિ જોઇ રહે છે, પણ અહીં તો પ્રભુને જ ભકતમાં એટલી બધી આસકિત થઇ ગઇ છે કે ભગવાન ભકત તરફ પોતે જ જોઇ રહે છે. આમ જોવા છતાં પ્રભુને જાણે તૃપ્તિ થતી ન હોય તેમ વારંવાર પ્રભુ ભકતના મુખ તરફ દૃષ્ટિ નાખીને ભકતના સૌંદર્યને અવલોકે છે. તેથી ભકત મનને પ્રશ્ન કરે છે કે "મને કંઇ સમજ પડતી નથી કે પ્રભુ મારામાં શા માટે આટલા બધા આસકત થયા હશે ?"

ખરી રીતે આ ભકત પ્રભુમાં આસકત થાય. ભકતને પ્રભુના સ્વરૂપમાં આસકિત થવી જોઇએ, પણ પુષ્ટિમાર્ગમાં તો તેથી ઉલટો ક્રમ જોવા મળશે. પુષ્ટિપ્રભુ જ ભકતના મુખ તરફ જોઇ રહેશે. આ બતાવી આપે છે કે પુષ્ટિમાર્ગમાં ભકતનાં સાધન તદન નિરુપયોગી છે. જીવ પોતે પ્રભુ માટેનો પ્રેમ હૃદયમાં ટકાવી રાખવા સમર્થ નથી. પ્રભુની સહાય હશે તો જ પ્રભુપ્રેમ ભકતના હૃદયમાં ટકી શકશે. પોતાના અંતરંગ ભકતની પ્રીતિ પોતાનામાં ટકી રહે માટે પ્રભુ જાતે જ તેની મદદે આવે છે. જો કે પુષ્ટિજીવ આ પ્રીતિ ટકાવી રાખવામાં પ્રુભની સહાયની અપેક્ષા રાખતો નથી કારણ કે જો તે તેવી અપેક્ષા રાખે. તો પ્રભુને પરિશ્રમ પડે તેવું તે માને છે. છતાં પણ પુષ્ટિ પ્રભુ તો તેની સહાયમાં આવે જ છે. જીવ પોતાની જીવબુદ્ધિથી કદાચ પ્રભુથી વિમખુ થઇ જતો પ્રભુને લાગે તો પણ જેણે પુષ્ટિભકિતનો અંગીકાર કર્યો છે તેવા ભકતને પ્રભુ કદી પણ તરછોડતા નથી. પુષ્ટિભકિતની વિશિષ્ટતા, તેનું સૂક્ષ્મ રહસ્ય આમાં જ સમાયું છે. બિલાડી જેમ બચ્ચાનું રક્ષણ કરે છે તેમ પુષ્ટિ પુરુષોત્તમ ભકતના હૃદયનો ભાવ જોઇ ભકતના ભાવનું રક્ષણ કરે છે, કારણ કે પુષ્ટિમાર્ગમાં **"ભાવ એ જ સર્વોત્તમ ફલ છે"** તે નક્કી માનવું - ૧૩.

## શ્લોક ચૌદમો અને પંદરમો

ભગવાન શ્રીકૃષ્ણને શ્રીસ્વામિનીજી અને વ્રજાંગનાઓને મથુરા બિરાજીને ભાવ-આર્તિનું જે દાન કરવું હતું એ દાન કરવા માટે પોતાના અંતરંગભકત ઉદ્ધવજી જેવાને ગોકુળ મોકલ્યા, કારણ કે ત્યાં બિરાજીને તેમણે પોતાના ભકતોનો વિરહ આર્તિ કરાવી તેમના ભાવનું પોષણ કરવું હતું. તે વાત હવે શ્રીહરિરાયજી સમજાવે છે.

**સ્વામિનીનાં સ્વરૂપેણ લીલાભિઃ ચ કૃપાનિધિઃ ।**
**ભાવ એવ સ્વરૂપાત્મા તાદગ્ લીલાસુસંયુતઃ ॥૧૪॥**
**વિહાય મથુરાં ગત્વા પૂર્વરૂપેણ વૈ હરિ ઃ ।**
**સ્વયમ્ એવ આદદાત્ આર્ત્યાપોષયત્ દૂત વાક્યતઃ ॥૧૫॥**

**શબ્દાર્થ :** **સ્વામિનીનાં**-સ્વામિનીઓનાં; **સ્વરૂપેણ**-સ્વરૂપથી; **લીલાભિઃ**-લીલાઓથી; **ચ**-અને; **કૃપાનિધિ**-કૃપાનિધિ; **ભાવ**-ભાવ; **એવ્**-જ; **સ્વરૂપાત્મા**-સ્વરૂપથી; **તાદગ**-તેવી; **લીલાસુસંયતઃ**-લીલાઓ સહિત; **વિહાય**-છોડીને; **મથુરાં**-મથુરા; **ગત્વા**-જઇને; **પૂર્વરૂપેણ**-પૂર્વરૂપથી; **વે**-જ; **હરિ**-હરિ; **સ્વયમ્**-પોતે; **એવ**-જ; **આદદાત્**-દાન કર્યું; **આર્ત્યાપોષયત્**-આર્તિના ભાવનું પોષણ કર્યું; **દૂત વાક્યત**-દૂતના વાક્યો દ્વારા.(ઉધ્ધવજી દ્વારા)

**શ્લોકાર્થ :** સ્વામિનીઓનાં - વ્રજાગંનાઓનાં સ્વરૂપથી અને લીલાઓથી ભાવસ્વરૂપ કૃપાનિધિ શ્રીકૃષ્ણ લીલાઓ કરતા કરતા વ્રજ છોડીને મથુરા પધાર્યા અને પૂર્વરૂપે જ હરિએ પોતે જ શ્રીસ્વામિનીજી અને વ્રજાંગનાઓને આર્તિનું દાન કર્યું. આર્તિનું દાન કરવા ઉધ્ધવજી જેવા દૂતને પ્રભુએ મથુરાથી વ્રજમાં મોકલીને ભાવનું પોષણ કર્યું. - ૧૪ - ૧૫.

**વિવરણ :** શ્રીકૃષ્ણે ગોકુળમાં વ્રજાંગનાઓની સાથે અનેક પ્રકારની લીલાઓ કરી હતી. એ બધી લીલાઓ વ્રજાંગનાઓનાં હૃદયમાં એવી દઢ થઇ હતી કે શ્રીકૃષ્ણના મથુરા ગયા પછી પણ તેઓએ તે લીલાઓની મધુર સ્મૃતિ દ્વારા પોતાના પ્રાણ ટકાવી રાખ્યા હતા.

શ્રીકૃષ્ણનો હેતુ પણ આવી લીલાઓ દ્વારા વ્રજાંગનાઓનાં મનનો નિરોધ કરવાનો હતો. બાહ્ય દષ્ટિએ જોતાં શ્રીકૃષ્ણની લીલાઓ બાળલીલાઓ વગેરે સામાન્ય લીલાઓ જેવી જ લાગે. ઓછી સમજવાળાને એમ પણ લાગે કે આમાં શ્રીકૃષ્ણની લીલાનું શું મહત્ત્વ હશે ! પણ ભગવાન શ્રીકૃષ્ણની દષ્ટિએ તેમની આ લીલાઓ તેમણે અમુક ઉદ્દેશોને લક્ષમાં રાખીને કરી હતી.

શ્રીહરિરાયજી તેથી જ આજ્ઞા કરે છે કે :

**સ્વામિનીનાં સ્વરૂપેણ લીલાભિઃ ચ કૃપાનિધિઃ ।**
**ભાવ એવ સ્વરૂપાત્મા તાદગ્ લીલાસુસંયુતઃ ॥૧૪॥**

શ્રીસ્વામિની - શ્રીવ્રજાંગનાઓના સ્વરૂપથી અને લીલાઓથી ભાવરૂપ કૃપાનિધિ શ્રીકૃષ્ણે ઘણી બધી લીલાઓ શ્રીગોકુળમાં કરી. ભગવાન જે કોઇ ક્રિયા કરે તે કંઇ રમત રોભિયાં જેવી નથી હોતી, પરંતુ તેમાં વિચારવા જેવો હેતુ સમાયેલો હોય છે.

ભગવાનને સાંઝી લીલા કરી. આ લીલા દ્વારા પ્રભુ અને શ્રીસ્વામિનીજી અને વ્રજાંગનાઓ અનેક સ્થળે અને પોતાને ઘરે એકબીજાને મળી શકતાં. તે દ્વારા તેમના સ્નેહભાવનું સિંચન થતું. લીલાનો હેતુ જ સ્નેહનું ચિંતન કરવાનો છે.

સાંઝીલીલા ભાદરવા સુદ પૂનમથી ભાદરવા વદ અમાસ સુધી ચાલે છે. આ દિવસો વર્ષાના છે. વર્ષાના દિવસોમાં જેમ આકાશમાંથી વરસાદ વર્ષે છે. તેમ ગોપીઓ પર પ્રેમનું વર્ષણ કરવા સાંઝી લીલાનું પ્રભુએ આયોજન કર્યું છે. આ લીલાની સ્મૃતિ તરીકે આજે પણ વ્રજમાં અને રાજસ્થાનમાં સ્ત્રીઓ ફૂલ વીણી લાવી ફૂલોથી અને રંગોથી ઘરમાં રોજ નવીન આકૃતિઓનું ચિત્રાંકન કરે છે. ધૂપદીપ કરે છે. તેની પૂજા કરે છે.

સારસ્વત કલ્પમાં ભગવાન શ્રીકૃષ્ણ આ લીલામાં ભાગ લેવા ગોપીજનો માટે સ્ત્રીવેશ ધારણ કરીને પધારતા તેવા એક પ્રસંગને આપણે અહીં જોઇએ. એક વખત બધાં ગોપીજનો શ્રીરાધાજીની આગેવાની નીચે બગીચામાંથી ફૂલ વીણીને આવતાં હતાં. પ્રભુ તેમને સામા મળ્યા અને પૂછ્યું, "શું કરી આવ્યાં ?" ગોપીઓએ કહ્યું, "આજ અમે રાધાજીને ત્યાં સાંઝી પૂરવાના છીએ." પ્રભુએ પૂછ્યું, "હું આવું ?" ચંદ્રાવલિજીએ કહ્યું, "ના, તેમાં તો બધી સ્ત્રીઓ જ હોય." આ સાંઝી લીલામાં ભાગ લેવા માટે માલણનો વેશ ધારણ કરી પ્રભુ રાધિકાજીને ત્યાં પહોચી ગયા. વેશ તો આબેહૂબ સ્ત્રી જેવો જ ધારણ કર્યો હતો. લલિતાજીએ માલણને બોલાવી ને તેના ટોપલામાં સુંદર ફૂલ જોઇ તેને કહ્યું "તમારી કલાનું દર્શન અમને કરાવો." ભગવાને રાધિકાજીને એવાં શણગાર્યા કે રાધાજી ખુશ થઇ ગયાં અને માલણને કહ્યું કે, "તમે આજની રાત અહીં જ રોકાઇ જાવ." તેમને છેતરવા માલણ તરીકે ભગવાનને એવો તો દેખાવ કર્યો કે જાણે તેમને ઉતાવળ છે. એટલામાં કીર્તિજી આવી ચઢ્યાં. રાધાજીને શણગારેલાં જોઇ કીર્તિજી પણ ખુશ થઇ ગયાં. તેમણે પણ માલણને રાત્રે રોકાવા આગ્રહ કર્યો, પ્રભુ રોકાઇ ગયાં. સુંદર સાંઝી પૂરી તેનું પૂજન કર્યું.

સુરદાસજી સાંઝીલીલાનું વર્ણન કરતું સુંદર કીર્તન ગાય છે કે :

**રાધાપ્યારી કહ્યો સખિનસો સાંઝી ધરો રી માઈ;**
**બિટિયાઁ બહુત અહીરનકી મિલઃ ગઇ જહાઁ ફૂલ અથાઈ.**
**યહ બાત જાની મનમોહન, કહૌ સખન સમુઝાયઃ**
**મૈયા બછરા દેખે રહિયો, મૈયા છાક ધરાય.**

ઐસે કહિ ચલે શ્યામ સુંદરવર, પોંહોચે જહાં સબ આઇ;
સખી રૂપ હૂવે ચિલે લાડિલે, ફૂલ લિયે હરખાઇ.
કર સોં કર રાધા સંગ સોભિત સાંઝી ચીતી જાય;
ખટરસ કે બિંજન અરપે, તબ મન અભિલાખ પુજાય.
કીરતિ રાની લેત બલૈયા, બિધિ સોં વિનય સુનાય;
"સૂરદાસ" અવિચલ યહ જોરી સુખ દેખત ન અઘાય.

શ્રીરાધાપ્યારીજી સખીઓને કહે છે, "સખીઓ ! સાંઝી ધરો" આજ્ઞા થતાં જ ઘણી ગોપકુંવરીઓ ભેગી થઇને ગઇ, જ્યાં અઢળક ફૂલ હતાં.

આ સમાચાર અંતર્યામી શ્રીમદનમોહનજીએ જાણ્યા. તેમણે સખાઓને સમજાવીને કહ્યું, "ભૈયા, હું આવું છું. તમે વાછરડાનું ધ્યાન રાખજો ને મૈયાં છાક મોકલે તો સાચવીને રાખજો." આમ કહી શ્રીગોપીજનવલ્લભ જ્યાં ગોપીજનો ફૂલ વીણતાં હતાં, ત્યાં જઇ પહોંચ્યા. તેમણે સખીસ્વરૂપ ધારણ કર્યું. શ્રી લાડલીજીને મળ્યા. તેમના સંગમાં હરખાતાં હરખાતાં ફૂલ ચૂંટવા લાગ્યા.

શ્રીરાધાજીના હસ્તમાં હસ્ત રાખી શોભતાં બંનેએ સાંઝી ચીતરી. છ પ્રકારની રસપૂર્ણ વિવિધ સામગ્રીઓનો ભોગ ધર્યો. મનની અભિલાષા સિદ્ધ થાય તે માટે પૂજા કરી. શ્રી રાધિકાજીના માતા કીર્તિજી વિવેક-વિનયથી સૌને આવકારતાં ઓવારણાં લેવા લાગ્યાં. સૂરદાસજી કહે છે, "આ જુગલ જોડી અવિચલ બિરાજો. એમનું સુખ જોઇ સંતોષ નથી થતો."

એક ગોપીજન જાણી જોઇને સખીઓથી અટૂલાં પડ્યાં છે. ત્યાં શ્રીકૃષ્ણચંદ્ર તેમને મળે છે. તેઓ કહે છે :

મુરલીવારે સૉંવરે નેક મારગ મોહિ બતાવ રે;
સંગ ન સહેલી ફિરૌં એકલી, કિત નંદીસુર ગૉંવ રે;
ભલી પરી સંકેત સઘન બન, હૌં અબલા કિત જાઉં રે;
મૃગનયની કે બચન સુનત હી, આઇ મિલે તિહિ ઠાંઉ રે.
મારગ મિલે, અંક ભરિ ભેંટે, ભલો બન્યો હૈ દાઉ રે;
કહિ ભગવાન હિત રામરાય પ્રભુ રાધારમન જાકો નાઉં રે.

એક ગોપિકા કહે છે, હે સાંવરે મુરલીવારે ! મને જરા રસ્તો બતાવશો? મારા સંગમાં મારી કોઇ સહેલી સખી નથી. હું રસ્તો શોધવા એકલી ફરું છું. નંદીસુર ગામ કઇ બાજુ આવ્યું ? હું આ સઘન (ગાઢ) સંકેત વનમાં ભૂલી પડી છું. હું એકલી અબળા ક્યાં જાઉં ? હરિણી જેવાં સુંદર નેત્રોવાળા ગોપિકાનાં વચન સાંભળી, શ્રીરાધા-રમણજી ત્યાં જ તેમની પાસે પધાર્યા.

પરસ્પરનું માર્ગમાં મિલન થયું. બંને હરખાતાં હરખાતાં, મનોમન કહેવા લાગ્યાં, મિલન માટે આજે સુંદર તક મળી. આ લીલાનાં દર્શન કરનાર ભગવદીયે કહ્યું કે પ્રભુનું નામ આમ રાધારમણ પડ્યું. ભગવાને કરેલી અનેક લીલાઓમાં એક પનઘટલીલા જોઇએ.

ભગવાન અને ગોપીજનો એકબીજાને મળવા માટે પ્રસંગો શોધતાં. દુનિયાની દષ્ટિએ વિચારીએ તો ગોપીજનોને એમ લગાતું કે લાલો ગમે તેવો છે, પરંતુ વારંવાર તો નંદભવનમાં તેમનાં દર્શન કરવા તો ન જ જવાય ને? શ્યામસુંદર ગોપીજનોના આ ભાવને સમજીને શ્રીયમુના નદીના ઓવારે જ્યાં ગોકુળની ગોપીઓ વારંવાર જલ ભરવા આવતી ત્યાં તેમના મનોરથ પૂરા કરવા પહોંચી જતાં. આવી એક ગોપીને ભગવાનને મળવાની મૂંઝવણ છે. એટલે કે શ્રીયમુના ઘાટે જલ ભરવા જાય છે. ત્યાં અતંર્યામી શ્યામસુંદર તેને મળવા પહોંચી જાય છે.

**જલકો ગઇ સુઘટ નેહ ભર લાઇ પરી હૈ ચટપટી દરસકી।**
**ઇત મોહનગાસ ઉત ગુરુજન ત્રાસ ચિત્ર ઠાઠી નામ ધરત પરસ કી।**
**ટૂટે હાર ફાટે ચીર નયનન બહત નીર, પનઘટ ભઇ ભીર સુઘી ન કલશ કી।**
**નંદદાસ પ્રભુ સોં ઐસી પ્રીત બાઢી ગાઢી હેલ પર ચાયન સરસ કી॥**

એક ગોપી શ્રીયમુનાજીના ઘાટ પર જલ ભરવા ગઇ છે. જલ ભરીને ઘડો પોતાના માથા પર મૂકવા જતાં તેની દષ્ટિ શ્યામસુંદર પર પડી. દષ્ટિ પડતાં જ નેત્રોના સ્નેહ દ્વારા તે મનોહર મૂર્તિને પકડીને, પોતાના હૃદયરૂપી ઘડામાં તેણે તેમને બેસાડી દીધા. શ્યામસુંદર વ્યવસ્થિત રીતે તેના હૃદયરૂપી ઘડામાં બિરાજી પણ ગયા. આમ ગોપી ગઇ છે તો જળ ભરવા પણ ભરી લાવી છે સુદઢ સ્નેહ. ગોપીના ભૌતિક ઘડામાં શ્રીયમુનાજીનું ભૌતિક જળ તો છે, પરંતુ તેના આધ્યાત્મિક હૃદયરૂપી ઘડામાં સ્નેહરૂપી આધ્યાત્મિક જલ ભેરલું છે. જીવ જે ભાવથી શ્રીયમુનાજીની આરાધના કરે છે તે ભાવ તેને પ્રાપ્ત થાય છે. આમ ગોપીના હૃદયરૂપી ઘડામાં શ્યામસુંદર વસી જતાં. તેના હૃદયરૂપી ઘડાની સાર્થકતા થઇ.

સ્નેહરૂપી બંધનથી સ્વરૂપ તો બદલાઇ ગયું. સ્નેહરૂપી વીજળીનો સંચાર પણ ગોપીના આખા શરીરમાં પ્રસરી જવાથી ગોપીને વારંવાર શ્યામસુંદરનાં દર્શનથી ચટપટી થવા લાગી. હવે ગોપી જ પનઘટ પરથી હૃદય ભરીને શ્યામસુંદને લાવી હતી. તે જ સ્થાન પર જાણે શ્યામસુંદર ઊભો હશે તેમ માનીને ફરીથી તે પનઘટ પર ગઇ. આવું કરવા જતાં તે દ્વિધામાં પડી ગઇ. તેની સ્થિતિ વિચિત્ર બની ગઇ. શ્યામસુંદર સાથે તેને સ્નેહની જે દઢ ગાંઠ બંધાઇ તે તેને શ્યામસુંદર તરફ ખેંચતી રહી. આવી દ્વિધા અવસ્થામાં તે એક જગાએ સૂનમૂન બનીને ઊભી રહી ગઇ. ત્યારે તેની સાથેની સખી તેને ગમે તેમ બોલવા લાગી.

આ વાત એટલે સુધી વધી ગઇ કે પેલી સખી કહે "ઘેર ચાલ." ત્યારે ગોપીના મનનો દઢ આગ્રહ શ્યામસુંદરનાં દર્શન કરવા માટે પનઘટ પર જવાનો હતો. એટલે તે પનઘટ જવા લાગી. સખી સાથેની આ રકઝકમાં

ગોપીએ ગળામાં પહેરેલો હાર તો તૂટી ગયો. સાથે સાથે પહેરેલાં વસ્ત્ર પણ ફાટ્યાં. આ પ્રમાણે શ્યામસુંદરનાં દર્શન માટે ગોપીનો એક એક ક્ષણનો વિરહ ગોપીને યુગ સમાન લાગવા લાગ્યો. પ્રભુનાં દર્શન કરવા તે એવી અધીરી બની ગઇ કે તેના નેત્રોમાંથી અવિરત અશ્રુધારા વહેવા લાગી. આ અવસ્થામાં જ્યારે તે પનઘટ પર પહોંચી, તે વખતે ત્યાં ગોપીઓની ભારે ભીડ જામી હતી. તે વખતે તેને વિચાર આવ્યો. આ ભીડમાં મેં માથા પર જે બેડું રાખ્યું છે તેનું શું થશે ? તે નીચે પડી જશે કે બચી જશે કે ફૂટી જશે ? આમ શું થશે તેના વિચારમાં તેના હૃદયરૂપી ઘડામાં ભરેલું સ્નેહરૂપી જળ આ સંસારના કામનું પણ રહ્યું નહીં. શ્યામસુંદર પ્રત્યેનો તેનો સ્નેહ વધીને એટલો બધો તીવ્ર બની ગયો કે શ્યામસુંદર માટે તેને પ્રેમ છે તે વાત સર્વત્ર પ્રસરી ગઇ. જયાં સુધી તેનાથી શ્યામ પ્રત્યેનો સ્નેહ ગુપ્ત રાખી શકાયો ત્યાં સુધી તો તેણે ગુપ્ત રાખ્યો પણ તે સ્નેહ જયારે હૃદયમાંથી પણ બહાર ઊભરાઇ જવા લાગ્યો, ત્યારે તેના સ્નેહની વાત સર્વત્ર ફેલાઇ ગઇ કે "આ ગોપી નંદલાલના સ્નેહમાં પૂરેપૂરી બંધાઇ ગઇ છે." હવે તો ગોપી પણ એમ માનવા લાગી કે "હું ભાગ્યશાળી છું. હવે જ હું ખરેખરી સૌભાગ્યવંતી બની. શ્યામસુંદરના સ્નેહપાશમાં બંધાઇને મારું જીવન ખરેખર સફળ થઇ ગયું." આમ આ ગોપી પનઘટ પર જવાને લીધે અને ત્યાં શ્યામસુંદરનાં દર્શન કરવાને કારણે શ્યામસુંદરના પ્રેમરંગમાં રંગાઇ ગઇ.

આવી તો શ્યામસુંદરે અનેક લીલાઓ ગોકુળમાં રહીને કરી અને તે લીલાઓ દ્વારા ગોપીજનોના મનમાં એવું દઢ સ્થાન જમાવ્યું કે શ્રીકૃષ્ણ ગોકુળ છોડી મથુરા ગયા છતાં ગોપીજનોના હૃદયમાં તો આ બધી લીલાઓની સ્મૃતિરૂપે તેઓ શાશ્વત બિરાજેલા રહ્યા. એટલે શ્રીકૃષ્ણ દેહથી મથુરામાં પધાર્યા હતા, પણ મનથી તો તેઓ શ્રી ગોકુળમાં બધી વ્રજાંગનાઓ સાથે સતત લીલાઓ કરતા જ રહ્યા હતા. ગોપીજનોને તેની અનૂભુતિ તેમના હૃદયમાં સતત થતી જ રહી હતી.

ભગવાને આવી માખણચોરી લીલા, દાનલીલા, માનલીલા, સાંઝીલીલા, પનઘટલીલા, જોશીલીલા, મીણચાર લીલા, કાંસકી લીલા, ઢૂંઢણાલીલા, ચોપટલીલા વગેરે લીલાઓ દ્વારા વ્રજાંગનાઓનાં હૃદય સિંહાસન પર દઢ સ્થાન જમાવી પછી તેઓ મથુરા ગયા. માટે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે :

**વિહાય મથુરાં ગત્વા પૂર્વરૂપેણ વૈ હરિ : ।**
**સ્વયમ્ એવ આદધાત્ આર્ત્યાપોષયત્ દૂત વાક્યતઃ ॥૧૫॥**

વ્રજાંગનાઓના હૃદયમાં શ્યામસુંદરના સ્વરૂપથી આ લીલાઓ ખૂબ દઢ કરીને જ શ્રીકૃષ્ણ વ્રજ છોડીને મથુરા ગયા. તેઓ તનથી મથુરા તો ગયા છે, પણ (શ્રી ભાગવતજી કહે છે કે) શ્રીકૃષ્ણે મથુરા જતી વખતે પોતાનું

વાસુદેવ વ્યૂહરૂપ સ્વરૂપ તો વ્રજમાં જ મૂક્યું હતું. ભગવાન પણ મનથી તો શ્રીગોકુલમાં જ રહ્યા છે. માટે હરિરાયજી આજ્ઞા કરે છે કે, '**પૂર્વરૂપેણ વૈ હરિઃ**' પહેલાં જે લીલા કરતા હતા તે લીલાઓ તો તેઓ મથુરા ગયા છતાં ગોપીજનો સાથે શ્રીગોકુળમાં કરતા જ રહ્યા. ભગવાન તો મથુરા ગયા છે અને શ્રીગોકુળમાં ગોપીજનો સાથે લીલા કરે છે તે વિચારતાં આપણને અશક્ય હોય તેમ લાગતું નથી? તેના સમાધાનમાં સમજવાનું કે ભગવાન મથુરામાં તો હતા, પરંતુ ગોપીજનો સાથે ભાવાત્મક રીતે પ્રભુ લીલા કરતા હતા. એટલે ભગવાનની મથુરા ગયા પછીની ગોકુળમાં થતી લીલાઓ ભાવાત્મક અને નિત્ય છે. ગોપીજનોને બેઠાં બેઠાં ઘરમાં એવો ભાવ થાય છે કે જાણે તેઓ શ્રીકૃષ્ણની સાથે તેમણે જે લીલાઓ કરી હતી તે તે લીલાઓ પોતાના હૃદયમાં રહેલા ભગવાન સાથે તેઓ કરી રહી છે.

ગોપી શ્રીકૃષ્ણને યાદ કરીને વિરહની વેદના વ્યકત કરે છે :

**નિસદિન બરખત નૈન હમારે ।**
**સદા રહતિ બરખા રિતુ હમ પર, જબ તેં શ્યામ સિધારે ॥**
**દૃગ અંજન ન રહત નિસિવાસર, કર કપોલ ભએ કારેં ।**
**ચુકીપટ સૂખત નહિ કબહૂઁ, ઉર બિચ બહત પનારે ॥**
**આઁસૂ - સલિલ સબૈ ભઇ કાયા, પલ ન જાત રિસ ટારે ।**
**'સૂરદાસ' પ્રભુ હૈ પરેખૌ, ગોકુલ કાહેં બિસારે ॥**

ગોપીઓ પોતાની વિરહ વેદના વ્યકત કરતી કહે છે, એમનાં નેત્રો રાત - દિવસ વર્ષાઋતુનાં વાદળો સમાન સદા વરસ્યા જ કરે છે. જયારથી શ્યામસુંદર પધાર્યા છે, ત્યારથી અમારી પાસે તો સદા અશ્રુઓની વર્ષાઋતુ જ રહી છે. આંખોમાં રાત કે દિવસ કાજળ રહેતું નથી. વહેતાં આંસુનાં કારણે અમારાં ગાલ, હાથ તથા છાતી કાંળાં જ પડી ગયાં છે. અમારી કંચુકી કોઈવાર સુકાતી જ નથી. સદા ભીની જ રહે છે. અમારી છાતીની વચમાં આંસુની ધારા જ વહે છે. એક ઘડી પણ શ્યામ પ્રત્યેની અમારી રીસ ઓછી ન થવાને કારણે અમારું આખું શરીર આંસુરૂપી જળથી ભીંજાયેલું જ રહે છે. સૂરદાસજીને આ વિચાર આવે છે કે 'આવા શ્યામસુંદર ગોકુળને કેમ ભૂલી ગયા ?'

આ પ્રમાણે વિરહ કરી કરીને ગોપીજનો શ્રીકૃષ્ણની સ્મૃતિ મનમાં લાવે છે અને શ્રીકૃષ્ણ તો અમારા હૈયામાં જ છે. એવી અનુભૂતિ કરે છે. જેવું દુઃખ ગોપીજનોને શ્રીકૃષ્ણના વિરહનું ગોકુળમાં થાય છે. એવું જ વિરહનું દુઃખ શ્રીકૃષ્ણને મથુરામાં થાય છે. તેથી શ્રીકૃષ્ણ પણ ગોપીજનોને જેમ મથુરામાં બિરાજીને ભગવાન હોવા છતાં વિરહનાં અશ્રુ સારે છે. ઉદ્ધવજી તે જોઈ જાય છે અને એવો વિરહ ન કરવા શ્રીકૃષ્ણને સમજાવે છે. ત્યારે

શ્રીકૃષ્ણ ઉદ્ધવને ગોપીજનોને વિરહ-આર્તિમાંથી મુકત કરવા ગોકુલ મોકલે છે. શા માટે ? શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે :

**પોષયત્ દૂતવાક્યત :**

ગોપીજનોને થતા વિરહના દુઃખથી તેમના ભાવના પોષણ માટે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના દૂત ઉદ્ધવજીને શ્રીગોકુલ મોકલે છે. ઉદ્ધવજીને જ્ઞાનનું ઘમંડ હતું. તેઓ ગોકુલમાં જઇને ગોપીજનોને મળે છે અને પોતાના જ્ઞાનનો પથારો તેમની આગળ પાથરે છે, પરંતુ પ્રભુ પ્રેમને રંગે રંગાયેલી ગોપીઓ સાકાર શ્રીકૃષ્ણનાં દર્શન કરવા એવી પ્રેમભકિતની વાતો ઉધ્ધવજી આગળ કરે છે કે આટલા જ્ઞાનની હોવા છતાં ઉદ્ધવજી ગોપીજનોના પ્રેમને જ સાચા ભગવાન માને છે અને તેથી તેઓ બોલી ઊઠે છે કેઃ

**જેહી બિન જાને કછુ હી નહીં જાન્યો જાત વિશેષ**
**સોઇ પ્રેમ જહાં જાન કઇ રહિ ન જાત કછુ શેષ.**

અનેક શાસ્ત્રો વાંચ્યાં હોવા છતાં જેણે પ્રેમને નથી જાણ્યો, તેણે કશું જ જાણ્યું નથી, એમ કહીયે તો પણ ચાલે. આ જગતમાં જન્મીને જેણે માત્ર પ્રેમને જ જાણી લીધો છે તેને આ જગતમાં જાણવાનું કશું જ બાકી રહેતું નથી. આવું જ્ઞાન ઉદ્ધવજીને ગોપીજનોના સાથેના સંપર્કથી પ્રાપ્ત થયું. તેઓ તો ગોપીજનો પર ઓવારી ગયા અને બોલી ઉઠચા,

**ધન્ય ધન્ય યે લોગ, ભજત હરિ કો જો ઐસે ।**
**ઔર કોઉ બિન પારસ હિ પ્રેમ પાવત હૈં કૈસે ॥**
**મેરે યા લઘુ જ્ઞાન કો, ઉર મે મદ રહ્યો બાધ ।**
**અબ જાન્યો વ્રજ પ્રેમ કો લહત ન આધો આધ ॥**
**વૃથા શ્રમ કરિ મરે ॥**

તેઓ કહે છે કે આ ગોપીઓને ધન્ય છે કે જેઓ પ્રેમલક્ષણા ભકિત દ્વારા શ્રીકૃષ્ણને પોતાનું સર્વસ્વ સમર્પણ કરીને તેમનું સ્મરણ કરે છે. કોઇ પણ જીવ પ્રેમભકિતરૂપી પારસનો સ્પર્શ કર્યા વિના પ્રેમ લક્ષણા ભકિત કેવી રીતે પ્રાપ્ત કરી શકે ? જે જીવને શ્રીકૃષ્ણનો પ્રેમ પ્રાપ્ત કરવો હોય તેણે કેવળ તેમની કૃપા જ મેળવવી રહી. મારામાં તો અતિ અલ્પજ્ઞાન હતું. અહીં વ્રજમાં આવીને ગોપીઓની ઊંચા પર્વત જેવડી પ્રેમભકિત જોઇને તેની તળેટીમાં કોઇ રણનું ઊંટ ન ઊભું હોય તેવું મને પોતાની જાત માટે લાગ્યું છે. વ્રજાંગનાઓના પ્રેમભકિતરૂપી ઊંચા પર્વતના શિખરની આગળ અભિમાનથી મત્ત બનેલો હું તેમની સામે સાવ નાનો બની ગયો છું.

ઉદ્ધવજી હવે માનવા લાગ્યા કે જ્ઞાન ગર્વથી આજ સુધી હું ફૂલ્યો સમાતો ન હતો તે આ વ્રજાંગનાઓની પ્રેમભકિતની તુલનામાં એક અંશ બરાબર પણ રહયો નથી. મને લાગે છે કે આજ સુધી જ્ઞાન, કર્મ અને

યોગમાર્ગ પર ચાલવાનો મેં જે પરિશ્રમ કર્યો છે તે વૃથા ગયો છે. ઉદ્ધવજી ગોપીઓની પ્રશંસા કરતા કરતા કહે છે કે :

**ઉદ્ધવજી કહ્યો ધન્ય વ્રજબાલા, જિનકે સર્વસ મદનગુપાલા ।**
**મૈં કીન્હોં હો બહોત ઉપાઇ, તુમ્હરે દરસ ભકિત નિજુપાઇ ।**
**તુમ મમ ગુરુ મેં દાસ તુમ્હારો, ભકિત સુનાઇ જગત નિસ્તારો ॥**

વ્રજાંગનાઓને ધન્યવાદ આપતાં ઉદ્ધવજી કહેવા લાગ્યા કે આ ગોપીઓએ તો શ્રીમદનગોપાલને સર્વસ્વ માની પ્રેમરૂપી દોરીથી એવા બાંધી લીધા છે કે તેમનો પ્રેમ જોઇ જે હું પ્રેમભકિતથી વિમુખ થઇ રહ્યો હતો તે આ નિમિત્તે પ્રભુના મોકલવાથી ગોપીજનો પાસે આવતાં તેમનાં દર્શન કરી મને અભિષ્ટ ભકિત પ્રાપ્ત થઇ છે. ગોપીજનો તો મારા ગુરુ બની ગયાં છે. તેમણે તો વિના મૂલ્યે મારો ઉદ્ધાર કરી નાખ્યો હોય તેમ મને લાગે છે. હું પણ તેમના પ્રેમરંગે રંગાઇ ગયો છું.

**ગોપી પ્રેમ કી ધ્વજા ।**
**જિન્હ ગુપાલ કિએ અપને બસ, ઉર ધરિ શ્યામ ભુજા ॥**
**સુક મુનિ બ્યાસ પ્રશંસા કીન્હી, ઊધૌ સંત સરાહી ।**
**ભૂરિભાગ ગોકુલ કી બનિતા, અતિ પુનીત ભુઅ માઁહી ॥**
**કહા ભયૌ વિપ્ર કુલ જનમેં, જો હરિ સેવા નાહીં ।**
**સોઇ કુલીન 'દાસ પરમાનંદ' જે હરિ સનમુખ જાહીં ॥**

પરમાનંદદાસ કહે છે કે, જેમણે સાક્ષાત્ ગોપાલ શ્રીકૃષ્ણને પોતાના વશમાં કર્યા હતા અને જેમની પ્રશંસા ભગવાન વેદવ્યાસ, શુકમુનિ તથા સંતોએ કરી છે, તેવી ગોકુલની આ વ્રજાંગનાઓ સમગ્ર પૃથ્વી પર પરમ ભાગ્યશાળી છે. બ્રાહ્મણકુળમાં જન્મ લેવા છતાં જો જીવ ભગવદ્-સેવા ન કરે, તો એવા ઊંચા કુળમાં જન્મ લેવાથી શો લાભ ? કોઇ જન્મથી કુલીન કે હીન બનતું નથી. જે પ્રભુ-સન્મુખ જઇ, નિષ્ઠાપૂર્વક એનો આશ્રય સ્વીકારે તે જ કુલીન છે. ગોપાંગનાઓ એનું જીવંત ઉદાહરણ છે. આથી એ પ્રેમની ધ્વજા સમાન છે.

આ પ્રકારે ભગવાને પોતાના દૂત ઉદ્ધવને મથુરા મોકલી ગોપીજનોની વિરહ આર્તિના ભાવનું પોષણ કર્યું. માટે પુષ્ટિમાર્ગમાં શ્રીમહાપ્રભુજીએ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે કે પ્રભુના વિરહની આર્તિ એ જ પુષ્ટિમાર્ગનું ફળ છે. માટે પ્રત્યેક વૈષ્ણવે પોતાના ભાવનું પોષણ કરવા તેના હૃદયમાં પ્રભુના મિલન નો તરફડાટ જાગે એવા સાધનોનું આચરણ કરવું. પ્રભુકૃપાથી જેમ ગોપીજનોને ભગવાને ઉદ્ધવજી દ્વારા વિરહ - આર્તિના ભાવનું પોષણ કરાવ્યું, તેમ વૈષ્ણવોને પ્રભુ કૃપાથી ભગવદીયો અને તાદૃશી વૈષ્ણવોના સંગથી વિરહ-આર્તિના ભાવનું દાન પ્રભુ કરશે. - ૧૪ અને ૧૫.